13325

વર્ષ. ૩

પુષ્પ. ૧

ललित–वाङ्मय–ग्रंथमाला.

# શ્રીમતી વિનયા.



૧૯૨૧

કિં. રૂ. ૩.

પ્રકાશક:—કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી. મેનેજર લલિત વાઙ્મય ગ્રંથમાલા. સાંકડીશેરી, ખીજડાની પોળ—અમદાવાદ.

મુદ્રક:—શા. વાડીલાલ ડાહ્યાભાઈ પંડિત. માલીક—શ્રી આદર્શ પ્રિન્ટિંગ પ્રેસ. ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

# પ્રકાશકના બે બોલ.





લલિત-વાઙ્મય-ગ્રંથમાલાનું આ છઠ્ઠું પુસ્તક તૈયાર થયું છે અને તે અમે અમારા ગ્રાહકોને આદરપૂર્વક અર્પણ કરીએ છીએ. આ પુસ્તક એ ગ્રંથમાલાના ત્રીજા વર્ષનું પ્રથમ પુષ્પ છે. ગ્રંથમાલાનાં પુસ્તકો જેમ બને તેમ જલદીથી અને એક કરતાં અધિક સંખ્યામાં પ્રકટ કરવાની અમને ઘણી ઇચ્છા છે; પરંતુ અમારે ખૂલ્લા દીલથી કબૂલ કરવું પડે છે કે, અમે અમારી તે ઇચ્છા પૂરી કરવામાં યશસ્વી થયા નથી. અમને ઘણી ઉમેદ હતી કે, ધીમે ધીમે બે ત્રણ વર્ષમાં ગ્રાહકોની સંખ્યા સારા પ્રમાણમાં થશે અને ગ્રંથમાલાનું ખર્ચ નીભાવવા માટે પૂરતી મદદ મળી રહેશે. પરંતુ અમારે દીલગીરી સાથે લખવું પડે છે કે, અમારા આ સાહસને ગ્રાહકો તરફથી પૂરતું ઉત્તેજન મળ્યું નથી. અલબત, અમારાં પુસ્તકો ઉત્કૃષ્ટ પ્રતીનાં તરીકે વખણાય છે અને બજારમાં તેની ખપત સારા પ્રમાણમાં થાય છે અને એ રીતે અમને કાંઇક ઉત્તેજન મળે છે; પણ એથી કાંઈ ગ્રંથમાલા નભી શકે નહી એ સૌ કોઇ કબૂલ કરશે. ગ્રંથમાલા નીભાવવા માટે ગ્રંથમાલાના રજીસ્ટર્ડ ગ્રાહકોમાં જ વધારો થવો જોઇએ. રજીસ્ટર્ડ ગ્રાહકોમાં વધારો થવાથી અમારાથી પુસ્તકોની કિંમત પણ ઓછી કરી શકાય અને પુસ્તકોના સ્વરૂપમાં પણ સારો ફેરફાર કરી શકાય.

અમારા કેટલાક ગ્રાહક મહાશયો તરફથી અમને કિંમતમાં ઘટાડો કરવાની સૂચનાઓ થાય છે; પરંતુ તેઓ ગ્રંથ-પ્રકાશન

માટેની અત્યારની મુસ્કેલીઓથી અપરિચિત હોવાથીજ અમને એવી સૂચનાઓ કરે છે એમ અમારૂં માનવું છે. દિવસે દિવસે વધતી જતી મોંઘવારીથી છાપખાનાંઓની સ્થિતિ પણ ઘણી અનુકંપનીય થઇ છે. પેટ–પુરતો પગાર ન મળતો હોવાથી છાપખાનાંના નોકરો ધીમે ધીમે અન્ય ઉદ્યોગ ધંધામાં પડે છે અને તેમની જગા ભરવા માટે નવાં માણસો મળતાં નથી. જે થોડાં માણસો હોય છે, તેમને પગાર વધારે આપવો પડતો હોવાથી, જેમ જેમ નોકરોના પગારનું પ્રમાણ વધતું જાય છે, તેમ તેમ છપાઈના દરો વધતા જાય છે. માત્ર બેજ વર્ષમાં છપાઇના દર બમણા થયા છે. સારા કાગળોના ભાવ પણ એટલા ઉંચા હોય છે કે તે ખરીદતાં અચકાવું પડે છે. બાઇંડીંગમાં પણ તેને લગતાં સાધનો અને માણસોના વધુ ખર્ચથી વધુ દર આપવા પડે છે. આવી સ્થિતિમાં પુસ્તકની કિંમતમાં કેવી રીતે ઘટાડો કરી શકાય? હા, રસ્તો છે. કાગળ અને બાઇંડીંગને લગતા વધુ ખર્ચનો મેળ છપાઇના ખર્ચમાં બેસાડી કિંમતમાં ઘટાડો કરી શકાય ખરો. પણ તે ક્યારે? એક હજાર ગ્રાહકો હોય ત્યાં સુધી તો ઘટાડો નજ કરી શકાય. પરંતુ એક હજારથી વધારે, દર એક હજારે ચાર આના સુધી કિંમતમાં ઘટાડો કરી શકાય. અત્યારેજ, અમો અમારાં પુસ્તકોની જે કિંમત રાખીએ છીએ તે ગ્રાહકોને વધુ લાગે છે. પરંતુ અમે અમારા ગ્રાહકોને માત્ર એક બે દાખલા જ આપીશું. અત્યારે આપણા ગુજરાતી સાહિત્ય કરતાં મરાઠી સાહિત્યનો ખપ સારા પ્રમાણમાં થાય છે. મરાઠી ભાષાનાં વર્તમાન પત્રો, માસિકો તથા પુસ્તકોના ગ્રાહકો ઘણાજ હોય છે. અમારી પાસે અત્યારે મરાઠી ભાષામાં નીકળતી બે ગ્રંથમાળાનાં પુસ્તકો હાજર છે. એકના ગ્રાહક લગભગ પાંચ હજાર છે અને બીજીના લગભગ બેથી ત્રણ હજાર છે. અત્યારે

અમો અમારા ગ્રાહકોને જે પુસ્તક આપીએ છીએ, તેટલા જ મજકુરના પુસ્તકની–રદ્દ કાગળપર છપાઇ–પાકાપુંઠાની કિંમત રૂ. દોઢ છે. અને તે પણ પાંચ હજાર જેટલી ગ્રાહક સંખ્યા છતાં. બીજાની કિંમત રૂ. ચાર છે અને તે પુસ્તક ઘણુજ હલકા રદ્દ કાગળપર છાપેલું છે. તેનું બાઈંડીંગ તદ્દન કાચું છે. તેનાં પાનાં પાંચસો છે. આ ગ્રંથમાળાના ગ્રાહકો લગભગ બેથી ત્રણ હજાર જેટલા છે. હવે અમે અમારાં પુસ્તકોની કિંમત રજુ કરીશું. પ્રથમ પુષ્પ "ડુબતું વહાણુ." તેની કિંમત રૂ. ચાર છે અને અમે તે ગ્રાહકોને માત્ર રૂ. બેમાં આપીએ છીએ. હવે તેનાં પાનાં પાંચસો છે અને કાગળ ઉત્તમ ગ્લેઝડ છે. બાઇંડીંગ તો એવું ઉચ્ચ પ્રતીનું છે કે તે જોતાં જ આંખને આનંદ આપે છે. છતાં અમારા ગ્રાહકોની સંખ્યા આંગળીના વેઢા પર ગણી શકાય તેટલી છે. ગ્રાહકોની સંખ્યા આવી નિર્માલ્ય હોવા છતાં, અમે અત્યારે ચાલુ પુસ્તક કે જે સારા અને સુંદર ગ્લેઝડ કાગળ પર છાપેલું હોઈ, સુંદર લાઇબ્રેરી એડિશનની બાંધણીવાળું અને સચિત્ર છે, તે અમે માત્ર રૂ. દોઢમાં આપીએ છીએ.

આ ઉપરાંત આ ગ્રંથમાલા ચલાવવાનું સાહસ અમારા એકલ'ના હાથે ચલાવવાનું છે. અર્થાત્ આ સંસારની સામાજિક, કૌટુંબિક, તથા આર્થિક આપત્તિઓ સહન કરીને અમારે આ ગુજરાતી વાઙ્મયની સેવા બજાવવાની છે એ તરફ અમે અમારા ગ્રાહક મહાશયોનું લક્ષ ખેંચીએ છીએ. છતાં, અમે ગ્રાહકોને ખાત્રી આપીએ છીએ કે, મોડાં અગર વહેલાં, અડચણો વેઠીને પણ અમે ઉત્તમ પુસ્તકો અમારી સગવડ અનુસાર આપે જઇશું. પુસ્તકોની અંતર્–બાહ્ય સૃષ્ટિ હંમેશ મુજબ જ સર્વાંગ સુંદર બનાવવાની અમે કચાશ રાખીશું નહિ. માત્ર અમારી અમારા ગ્રાહકોને એટલી જ વિનંતિ છે કે, તેઓએ આ

પુસ્તક સાથે જોડેલું-ગ્રંથમાલાનું નવું માહિતી પત્રક વાંચી જવું અને મિત્ર-વર્ગમાં વંચાવી અમારા ગ્રાહકો વધારવામાં અમને મદદ કરવી.

ચાલુ અર્પણ કરવામાં આવતું આ પુસ્તક બંગાળના પ્રખ્યાત લેખક શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયનું લખેલું છે. મનુષ્યના મનોવિકાર તથા અંતર-બાહ્ય વિચાર આલેખવામાં આ લેખકના જેટલો કુશળ બીજો કોઈ લેખક થયો નથી, આમ રવીન્દ્રનાથ ટાગોરે પોતે કહેલું છે. મનુષ્યના અંતઃકરણનો ચિત્રપટ તૈયાર કરવામાં રવીન્દ્રનાથ ટાગોર પોતે પણ ઘણા કુશળ અને દક્ષ છે; તથાપિ એ બાબતમાં પોતાનો આ શિષ્ય અધિક આગળ ગયો છે આમ તેમણે ખુલ્લા દીલથી કબુલ કર્યું છે. આ પુસ્તક પ્રકટ કરવાના આ યોગાયોગ માટે અમે તેના લેખક અને પ્રકાશકના, અને તે યોગાયોગ મેળવી આપવા માટે મરાઠી ગ્રંથકાર રા. રા. પ્રભાકર એસ ભસેના અમે ઘણા આભારી છીએ.

હવે પછી પ્રકટ કરવા માટે અમે બે ઉત્તમ નવલકથાઓ હાથમાં લીધી છે. " શ્રી મસ્કેટીયર્સ " નો બાકી રહેલો ભાગ અને રેનૉલ્ડઝની સુંદર નવલકથા " ધી સોલ્જર્સ વાઈફ " આ બેમાંથી જે પ્રથમ તૈયાર થશે તે અમે ગ્રાહકોને અર્પણ કરીશું. આ બન્ને પુસ્તક ઘણાં મોટાં થવાથી તેને પ્રકટ થવાને થોડો વિલંબ થશે એ અમે પહેલેથી જ સૂચવી રાખીએ છીએ.

છેવટે, ચાલુ વર્ષમાં અમારી સામાજિક તથા આર્થિક મુશ્કેલીઓમાં અમારા જે મિત્રો તથા આપ્ત બંધુઓએ અમને સહાયતા કરી છે, તેમનો અંતઃકરણપૂર્વક આભાર માની, અમારા પ્રયત્નો યશસ્વી થવા માટે પરમાત્માનો આશીર્વાદ માગીએ છીએ.

જન્માષ્ટમી–૧૯૭૭ }  સર્વનો નમ્ર સાહિત્યસેવક,
અમદાવાદ. }  કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી.

# લલિત–વાઙ્મય–ગ્રંથમાલા.

## ઉદ્દેશ, વિનંતિ અને નિયમો.

મનુષ્યનું મનોદૌર્બલ્ય દૂર કરી, તેની માનસિક સંસ્કૃતિ ગંભીર, તેજોમય તથા ભવ્ય કરવી, એજ ખરૂં જોતાં સાહિત્યનું ખરૂં કાર્ય છે. ગુજરાતી ગ્રંથભંડાર એવા સાહિત્યથી સમૃદ્ધ કરવો અને એ માર્ગે રાષ્ટ્ર, સમાજ અને વાઙ્મયની સદ્હેતુપૂર્વક, યથાશક્તિ પણ એકનિષ્ઠાથી સેવા કરવી, એટલાજ માટે લલિત–વાઙ્મય–ગ્રંથમાલાનો જન્મ થએલો છે અને ગયાં બે વર્ષથી તેનું એ કાર્ય યથાશક્તિ અવ્યાહત ચાલુ છે. હાલની પરિસ્થિતિમાં જે જાતનાં પુસ્તકો ગુર્જર બંધુ–ભગિનીઓના હાથમાં આપવાની આવશ્યકતા છે, એવાંજ પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો ગ્રંથમાલાએ પ્રયત્ન ચલાવેલો છે અને ઇશ્વિરકૃપાથી તેમાં તેને યશ પણ મળેલ છે. જ્ઞાન એ દૈવી શક્તિ છે અને તે પ્રાપ્ત કરી લેવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે. રાષ્ટ્રનો વૈભવ તે તે દેશના ગ્રંથભંડારપરથી નિશ્ચિત ઠરાવી શકાય છે. સંસ્કૃતિ એ જ કોઈ પણ રાષ્ટ્રનું અંતિમ ધ્યેય હોવાથી જ્ઞાતાઓનું લક્ષ એ સંસ્કૃતિ તરફ જાય છે અને તે દૃષ્ટિથી તેઓ રાષ્ટ્રની કિંમત ઠરાવે છે. તેઓ માત્ર તોપખાનાની સંખ્યાપરથી જ કોઇ પણ રાષ્ટ્રને મહત્ત્વ આપતા નથી. સારા ગ્રંથો જ રાષ્ટ્રની ખરી સંપત્તિ છે. ગ્રંથ જેમ સર્વોત્તમ ગુરૂ છે તેમ તે ઉત્તમ મિત્ર પણ છે. વિપત્તિના પ્રસંગે તે આપણને ધૈર્ય આપે છે અને રાષ્ટ્રીય આપત્તિના સમયે આપણી અધોગતિ થાય નહિ એટલા માટે આપણને તે સંસ્કૃતિથી દૂર થવા દેતા નથી. આ પરથી દેશમાંના ગ્રંથભંડારની યોગ્યતા રત્નભંડાર કરતાં કેટલી અધિક છે, એ કોઈના પણ લક્ષમાં આવશે.

ગ્રંથમાલાનો ઉદ્દેશ:—ગ્રંથ આ શબ્દનો અર્થ ઘણોજ વ્યાપક છે. અને તે દૃષ્ટિથી ગુજરાતી ભાષાના ગ્રંથસંગ્રહ તરફ લક્ષ કરતાં ઘણી જ નિરાશા ઉત્પન્ન થાય છે. બીજી કોઈ પણ પરકીય ભાષામાંના ગ્રંથોને હાથ પણ ન અડકાડતાં માત્ર ગુજરાતી ગ્રંથસંગ્રહથી જ હું ભૌતિક, આધ્યાત્મિક, યાંત્રિક, તાત્ત્વિક, રાજકીય વિગેરે વિષયોનું જ્ઞાન સંપાદન કરીશ આવી ધમક રાખવા જેવી ગુજરાતી ભાષાની ઉન્નતિ હજુ થએલી નથી. જેની માતૃભાષા ઇંગ્રેજી છે; એવા કોઇ એક ગૃહસ્થ 'હું ઈંગ્રેજી શિવાય બીજા કોઇ પણ ગ્રંથને હાથ અડકાડીશ નહિ ' આવું અભિમાન રાખે, તો તેને શોભશે; પરંતુ તેવું અભિમાન જો આજ કોઇ એક ગુજરાતી બંધુ રાખવા જશે, તો તે અસ્થાને અને હાસ્યાસ્પદ થઈ પડશે. ગુજરાતના પ્રત્યેક ગ્રંથ–પ્રકાશકે આપણા ગ્રન્થભંડારનું આ દૈન્ય લક્ષમાં લઈ પ્રકાશનનો પ્રયત્ન કરવો જોઇએ અને દરેક ગુજરાતી બંધુએ પણ માત્ર આ જ દૃષ્ટિથી ગ્રન્થ. સંગ્રહ કરવાની ખબરદારી રાખવી જોઇએ. અમે ફક્ત એ જ ઉદ્દેશથી લલિત–વાઙ્મય–ગ્રંથમાલાની સ્થાપના કરી છે. ક્યાં પુસ્તકો રાષ્ટ્રનો, સમાજનો અને વાઙ્મયનો અભ્યુદય કરશે, કેવાં પુસ્તકોથી સમાજની સંસ્કૃતિ અધિક ઉજ્વલ થશે, અને મુખ્યતઃ ક્યાં પુસ્તકો ભરતખંડની ગૌરવાભિવૃદ્ધિમાં સાહાય્યક થશે, એ તરફ આ ગ્રંથમાલા વિશેષ લક્ષ આપે છે અને આપશે. ફક્ત જગતના કલ્યાણને માટે નિઃસ્વાર્થ. વૃત્તિ જે મહાત્માઓએ પોતાનું અગાધ અને અમૂલ્ય જ્ઞાન જે જૂદી જૂદી જૂદી ભાષામાં ભર્યું છે, તેમાંથી બની શકતું ગુજરાતી સાહિત્ય-ભંડારમાં લાવી ભરવાનો ગ્રંથમાલાનો પ્રયત્ન ચાલૂ છે અને પ્રસંગે ગુજરાતના પ્રતિભાસંપન્ન લેખકોની ઓજસ્વી કલમમાંથી બહાર

પડેલાં સ્વતંત્ર પુસ્તકો પણ ગ્રંથમાલા પ્રકટ કરવા ધારે છે. જેમાંની પવિત્રતા અને રમણીયતા કદાપિ નષ્ટ થતી નથી, જેમાંના વિચારોની માહિતી કોઇપણ કાળે અપુરી ભાસતી નથી, જેમાંનું ચૈતન્ય ક્યારેય પણ લુપ્ત થતું નથી, જેમાંનો કાવ્યરસ આલ્હાદક જ લાગે છે, સર્વ માનવ જાતિનું કલ્યાણ સાધવું એ જ જેનો ઉદ્દેશ છે, અને જે ફક્ત જગતની સંસ્કૃતિ માટે જ નિર્માણ કરવામાં આવે છે, તે જ ખરૂં સાહિત્ય છે; આવી લલિત–વાઙ્મય–ગ્રંથમાલાની પક્કી ભાવના છે. અને એ જ ઉચ્ચ હેતુ આગળ રાખી ગ્રન્થમાલાએ પોતાનું કાર્ય ચલાવેલું છે. સર્વ સાધારણ ગુર્જર બંધુ–ભગિનીઓની અભિરુચિને પસંદ પડે, એવાં સર્વોત્કૃષ્ટ પુસ્તકોની ચુંટણી કરવા અને તેમને સગવડ પડતી થાય એવી જ કિંમત રાખી તે પ્રકાશિત કરવાં, એ જ આ ગ્રંથમાલાનું વિશેષ છે અને તેનો મુખ્ય ઉદ્દેશ પણ એજ છે. પોતાના ઘરમાં પોતાને માટે અને કુટુંબનાં બીજાં માણસો માટે પોતાનું સુંદર વાંચનાલય હોય અને ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ સગવડે કરવો આવી ઘણાંની ઇચ્છા હોય છે.

**ગ્રંથમાલાની રચના:**-બની શકતી ઓછી અને એક જ કિંમતથી સર્વોત્કૃષ્ટ અને ઉપયુક્ત પુસ્તકો સાધારણ વાચક વર્ગના હાથમાં આપી તેમની મનોભૂમિકા પર જ્ઞાન–બીજ રોપવું, આ મૂળની કલ્પના સુપ્રસિદ્ધ રશિયન સાહિત્યથી અને સાધુવર્ય કોંટ ટૉલસ્ટોયની. પોતાના કેટલાક મિત્રોની મદદ લઇ તેણે ઇ. સ. ૧૮૮૫ની સાલમાં The mediator નામની ગ્રંથમાલા ચાલૂ કરી હતી. તેનું કાર્ય ચાલુ હતું તે વખતે ઘણા લેખકોને આંદામાનના જેવી સૈબિરિયાની હદ્દપારી ભોગવવી પડી હતી. આગળ પર 'રીવ્યુ ઓફ રીવ્યુ'

માસિકના સંપાદક સુપ્રસિદ્ધ ડબલ્યુ ટી. સ્ટેડ ટાલસ્ટોયની મુલાકાતે ગયા હતા, ત્યાં ગ્રંથમાલાનું અનુકરણ કરવું આવો તેમને વિચાર થયો અને ત્યાંથી ઇગ્લંડ પાછા આવ્યા પછી તેમણે The worlds classics નામની ગ્રંથમાલા ચાલૂ કરી. હાલમાં એ ગ્રંથમાલાનું નેતૃત્વ પ્રસિદ્ધ ઓક્સ્ફર્ડ યુનિવર્સિટી પ્રેસ પાસે છે, અને એક જ આકારનાં અને એક જ કિંમતનાં આશરે સવાબસો પુસ્તકો તેના તરફથી પ્રસિદ્ધ થયાં છે. યુરોપમાં અને અમેરિકામાં એવી ઘણી ગ્રંથમાલાઓ હોવાથી ત્યાંના સર્વ સાધારણ વાંચકોને ઉત્કૃષ્ટ વાઙ્‌મય-સંગ્રહની ઘણી સારી સગવડ થઇ પડી છે. આ ઉદાહરણ સામે રાખી અમે આ ગ્રંથમાલા શરૂ કરી છે. અમારો પ્રયત્ન કેટલો યશસ્વી થશે એની અમને ચિંતા હતી અને હજુ પણ છે. પરંતુ અમને આશા છે કે ધીમે ધીમે ગુર્જરબંધુઓને અમારો આ પ્રયત્ન પસંદ પડશે જ. હાલ તુરતમાં ગુર્જર બંધુઓની વાંચનાભિરુચિ ઓળખી, અમે ઉત્તમ અને સુંદર નવલકથાઓથી અમારો હેતુ સાધ્ય કરવાનો પ્રયત્ન ચલાવેલો છે. કેટલાકની માન્યતા એવી હોય છે કે, નવલકથામાં ઉદાત્તપણું બિલકૂલ નથી હોતું. અલબત્ત, આ તેમનો મત કેટલીક પ્રણયી અને હલકી નવલકથાઓને આભારી છે. પરંતુ માત્ર તેટલા પરથી લલિત-વાઙ્‌મય-ગ્રંથમાલાની નવલકથાઓ પણ એવી જ હોય છે, એમ કોઇએ માનવું નહીં. માત્ર, પુસ્તક વાંચી આનંદ થાય એટલો જ અમારો હેતુ નથી; પરંતુ મનોરંજન સાથે ગુર્જર બંધુ–બંગિનીઓને આપણા દેશની સદ્ય.સ્થિતિની, આપણા ઇતિહાસની, આપણા સમાજની શોચનીય સ્થિતિની, આપણા પ્રગતિના માર્ગમાં આડરૂપ થએલ અડચણોની, રાષ્ટ્રીય સંઘશક્તિની ઉપયુક્તતાની, મોટમોટી કર્તૃત્વવાન્ વિભૂ-

તિઓની, સ્વાતંત્ર્ય માટે પ્રયત્નો કરી છેવટે સ્વતંત્ર થએલ રાષ્ટ્રોની વિગેરે ઉપયુક્ત અને આવશ્યકીય વિષયોની હકીકતનું જ્ઞાન સહેલી, સરળ, મિષ્ટ, ચટકીલી અને રૂવાબદાર ભાષામાં આપવાનો ઉપક્રમ ગ્રંથમાલાએ કર્યો છે અને આશા છે કે, તે ગુજરાતીઓને પૂર્ણ પસંદ પડશે.

ગ્રંથમાલાનું પ્રત્યેક પુસ્તક સ્વતંત્ર બાંધેલું હોય છે અને પ્રત્યેક-માંનો વિષય પણ જૂદો જ હોય છે. દરેક પુસ્તકમાંની કલ્પના નવી અને ઉદાત્ત, વિચાર પ્રગમનશીલ અને પ્રગતિકારક, કથાનક મનોહર અને સુબોધક, વિવેચન કાવ્યમય અને સુરસ તથા હેતુ અસંત ઉચ્ચ હોય છે. વર્તમાન પત્રો અને માસિક પુસ્તકો કરતાં પુસ્તકોનું આયુષ્ય વધૂ હોવું જોઇએ, એટલું જ નહી પણ તે સંભાળપૂર્વક સાચવવાનું મન થાય એટલા માટે ગ્રંથમાલાનું પ્રત્યેક પુસ્તક જેમ બને તેમ ઉપયુક્ત અને સુંદર કરવાનો અમારો પ્રયત્ન છે. પુસ્તક માટે ખર્ચેલા પૈસા ફોકટ ગયા, આવો અનુતાપ કરવાનો પ્રસંગ ગ્રંથમાલાના આશ્રયદાતાઓ પર આવે નહી, એની ખાસ સંભાળ રાખવામાં આવશે; અને આગળ પર વધતા જતા લોકાશ્રયનો ફાયદો પુસ્તકોમાં તથા તેની કિંમતમાં પણ વધૂને વધુ સુધારણા કરી આશ્રયદાતાઓને જ આપવાનો ગ્રંથમાલાનો સંકલ્પ છે.

ગુર્જર બંધુ-ભગિનીઓને વિનંતિઃ-ગ્રંથમાલાને હાલમાં જે લોકાશ્રય છે, તે ગ્રંથમાલાનું કાર્ય ઉત્સાહથી કરવા માટે ઘણોજ અપુરતો છે, એ અમે ગુર્જર બંધુ-બ્હેનોને નમ્રતાથી નિવેદન કરીએ છીએ. યૂરોપ તથા અમેરિકામાં આવા પ્રકારની ગ્રંથમાલાની જે વિલક્ષણ ઉન્નતિ આજ આપણે જોઇએ છીએ, તેનું કારણ એ કે ત્યાં

સાહિત્યનાં પુસ્તકોનો ઘણો જ ખપ છે. ખપત વધારે હોવાથી કાગળ, છપાઈ, બાંધણી તથા ચિત્રો વિગેરેમાં મોકળે હાથે ખર્ચ કરી શકાય છે અને લેખકોને પણ તેમના કામનો મોબદલો સારો મળતો હોવાથી ઉત્તમ લખાણનાં પુસ્તકોની તેમને કદાપિ ઉણપ પડતી નથી. આપણા ગુજરાતની સ્થિતિ તેથી તદ્દન ઉલટી છે. કોઇ પણ વ્યવસ્થા કરી ગ્રંથ-સંગ્રહ કરવાની ઇચ્છા જ અહીંયાં ઓછી છે. સારો શ્રીમંત વર્ગ પણ ધર્માદા લાઇબ્રેરીમાંથી પુસ્તકો વાંચી લેવાનો અથવા કોઈ મિત્ર પાસેથી વાંચન મેળવી લેવાનો અભિપ્રાય ધરાવનારો છે. જેમની સ્થિતિ સારી છે, જેઓ શ્રીમંત છે, જેઓ ગ્રંથસંગ્રહ કરવા માટે સારી રીતે નાણાં ખરચી શકે છે, તેઓએ તો જરૂર આવા ગ્રંથ-સંગ્રહ કરવા જોઇએ. એ ગ્રંથસંગ્રહ તેમને પોતાને, તેમનાં કુટુંબીઓને, તેમના આપ્ત વર્ગને પણ ઉપયોગી થઇ પડયા શિવાય રહેશે નહિ. હાલમાં કાગળ વિગેરે મુદ્રણ સામગ્રી ત્રણથી ચાર ગણી મોંઘી થઈ હોવાથી અને મજુરીના દર વધી છપાઇ પણ બમણી તમણી વધી હોવાથી ગ્રંથમાલાને લોકાશ્રયની અત્યંત આવશ્યકતા છે. સાધારણ સ્થિતિના લોકોને પણ ગ્રંથમાલાનાં પુસ્તકોનો સંગ્રહ કરવો ભારે પડે નહિ, એટલા માટે અમે ગ્રાહકોને અર્ધી કિંમતે પુસ્તકો મળે એવી વ્યવસ્થા કરી છે. યુદ્ધ, દુષ્કાળ વિગેરે કારણોથી ઉત્પન્ન થએલી આ બકાસુરી મોંઘવારીમાં ગ્રંથમાલાનું કાર્ય વ્યવસ્થિત ચાલે એટલામાટે, માતૃભાષા, જન્મભૂમિ અને સ્વજન-સમાજ માટે વાત્સલ્ય, આદર અને અભિમાન રાખનાર પ્રત્યેક ગુર્જર બંધુ-ભગિનીઓને અમારી નમ્ર વિનંતિ છે કે, તેમણે આ વિનંતિ-પત્રનો શાન્ત રીતે વિચાર કરવો અને યથાશક્તિ ગ્રંથમાલાને આશ્રય આપી તેને

અધિક કાર્યક્ષમ કરવી. ગ્રંથપ્રકાશન એ માત્ર લોકાશ્રયથીજ ચાલનારો વ્યવસાય છે અને સદ્ગ્રંથોનો સંગ્રહ કરવો એ ગૃહસ્થોનું કર્તવ્ય છે, એ કોઇને પણ સ્પષ્ટ કરી કહેવાની જરૂર નથી.

## ગ્રાહકોના નિયમો.

(૧) કોઇ પણ વખતે ગ્રાહક તરીકે નામ દાખલ કરી શકાય છે. ( વર્ષારંભ નથી ) જે તારીખે નામ દાખલ થાય, તે તારીખ પછી પ્રકટ થનારાં પ્રત્યેક પુસ્તક ગ્રાહકોએ લેવાંજ જોઇએ. અમુક નહિ અને તમુક નહિ આમ કરવા દેવામાં આવશે નહિ.

(૨) જે વખતે ગ્રાહક તરીકે નામ દાખલ કરવામાં આવે, તે જ વખતે પાછળનાં પુસ્તકો ઇચ્છા હશે તો અર્ધી કિંમતે મળી શકશે.

(૩) નામ દાખલ કરવા માટે એક રૂપીયો પ્રવેશ ફી રાખવામાં આવી છે. પ્રવેશ ફી શિવાય નામ દાખલ કરવામાં આવતું નથી. પ્રવેશ ફી પાછી મળતી નથી. પ્રવેશ ફી મનીઑર્ડરથી મોકલવી અથવા વી. પી. માં ઉમેરી વસુલ કરવામાં આવશે. ભૂલથી અગર ગેરસમજથી વી. પી. પાછું આવશે, તોજ માત્ર ટપાલ ખર્ચ લઇ ફરી નામ ચાલૂ રાખવામાં આવશે.

(૪) યોગ્ય હશે તે ટપાલખર્ચ ગ્રાહકોએ આપવો પડશે.

**વિશેષ સૂચના:**—હાલમાં ગ્રંથમાલાને પૂરતા ગ્રાહકો ન હોવાથી તથા બજારનું આર્થિક વલણ પણ મંદ હોવાથી વર્ષમાં અમુક સંખ્યાનાં જ પુસ્તકો નીકળશે આવો નિયમ નથી. પુરતા ગ્રાહક થશે તો જ તે સંખ્યા નિયમિત કરવામાં આવશે. આથી, પ્રસંગા

નુસાર વર્ષમાં ઓછામાં ઓછું એક પુસ્તક પણ પ્રકટ થઈ શકશે. માત્ર, અમો અમારા ગ્રાહકોને એટલી ખાત્રી આપીયે છીયે કે અમારાં પુસ્તકોની ચુંટણી ઉત્તમ જ રહેશે. બાહ્યાંગ તથા અંતરંગ અમારા ગ્રાહકોને પસંદ પડે તેવું જ રાખવામાં આવશે અને પુસ્તકો પણ ઉત્તમ પ્રતિના લેખકોનાં જ આપવામાં આવશે.

## ગ્રંથમાલાનાં તૈયાર પુસ્તકો.

૧ ડૂબતું વહાણ કિંવા પવિત્રતાની પ્રસાદી! કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ઉત્તમ નવલકથા "નૌકા ડૂબી" નું આ સુંદર ભાષાંતર ઘણુંજ વખણાયેલું છે. થોડા જ સમયમાં તેની આ બીજી આવૃત્તિ લાઇબ્રેરી એડિશન રૂપે પ્રકટ કરવામાં આવી છે. પુસ્તક ખરેખર જ ઘણું સુંદર છે. કિં. રૂ. ૪–૦–૦

૨ વહેમી વનિતા. જેઇન ઓસ્ટેન કૃત Pride and Prejudice નું ભાષાંતર. કિં. રૂ. ૨–૮–૦ (નથી)

૩ વિલક્ષણ વેર અથવા પાપનો પ્રતીકાર! પ્રખ્યાત ઇંગ્રેજી નવલકથાકર્ત્રી મૅરી કૉરેલીની સુંદર નવલકથા "વેંડેટા" નું રૂપાંતર. કિં. પાકું પુંઠું રૂ. ૨–૮–૦ કા. પું. રૂ. ૧–૮–૦

૪ કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ. (ભાગ ૧ લો) કિં. રૂ. ૧–૪–૦

૫ સત્તરમી સદીનું ફ્રાન્સ. (પ્રથમ ખંડ) પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર મૌં. અલેક્ઝાન્ડર ડૂમાની પ્રખ્યાત નવલકથા "થ્રી મસ્કેટીયર્સ" નું સુંદર ભાષાંતર. કિ. રૂ. ૨–૧૪–૦ આ નવલકથા ઘણી જ સુંદર અને સુરસ છે. આ નવલકથાને લગતાં

ત્રણ પુસ્તકો છે કે જે દરેકના ત્રણ ત્રણ ખંડ થશે અને તે અનુક્રમે પ્રકટ કરવામાં આવશે.

## નવાં છપાતાં પુસ્તકો.

૬ **શ્રીમતી વિજયા.** આ નવલકથા ડૂબતું વહાણના જેવી જ સુરસ છે.

૭ **સૈનિકની સુંદરી.** પ્રખ્યાત ઇંગ્રેજી નવલકથાકાર રૅનૉલ્ડ્ઝની હૃદયભેદક નવલકથા **ધી સોલ્જર્સ વાઇફ** નું સુંદર ભાષાંતર. લશ્કરમાં દાખલ થતા એક કમનસીબ રિક્રૂટની તથા તેની વફાદાર, સ્નેહાળ અને સુશીલ પત્નીની કરુણારસપરિપૂર્ણ કહાણી વાંચકોની આંખમાંથી આંસુ વર્ષાવે એવી છે.

બીજાં પણ કેટલાંક સુંદર અને રસિક પુસ્તકો અનુક્રમે પ્રકટ થશે.

**કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.**

વ્યવસ્થાપક—લલિત-વાઙ્મય-ગ્રંથમાલા,

સાંકડીશેરી, ખીજડાની પોળ, અમદાવાદ.



# તૈયાર તથા છપાતાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | ડૂબતું વહાણ. | ... ... ૪-૦-૦ |
| ૨ | વહેમી વનિતા. | ... ... ૨-૮-૦ |
| ૩ | વિલક્ષણ વેર. | ... ... ૨-૮-૦ |
| ૪ | કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ ( ભાગ ૧ લો ) | ... ૧-૪-૦ |
| ૫ | થ્રી મસ્કેટીયર્સ અથવા સત્તરમી ફ્રાન્સ. સદીનું (પ્રથમ ખંડ) | ... ૨-૧૪-૦ |
| ૬ | શ્રીમતી વિજયા. | ... ... ૨-૦-૦ |
| ૭ | સૈનિકની સુંદરી.... | ... ( છપાય છે. ) |
| ૮ | શૂરો અને સતી... | ... ... „ |
| ૯ | થ્રી મસ્કેટીયર્સ. ( ખંડ ૨-૩ )... | „ |
| ૧૦ | કાઉન્ટ ઑફ મૉન્ટિક્રિસ્ટો. | ... „ |
| ૧૧ | કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ. ( ભાગ ૧-૨ ) | ... „ |

## પ્રકરણ ૧.



તે સમયે હુગળીની હાઈસ્કુલના ત્રણ વિદ્યાર્થીઓ માટે તે હાઈસ્કુલના હેડમાસ્તરને સકૌતુક અભિમાન લાગતું હતું; તેમજ બીજાઓને પણ તે ત્રણ વિદ્યાર્થી વિશેષ પ્રિય થઈ પડયા હતા. તે ત્રણે જણ હુગળી શહેર પાસેના ત્રણ જૂદા જૂદા ગામડાના રહેનાર હતા અને દરરોજ નિયમિત સમયે નિશાળે જવા માટે ઘેરથી નિકળતા હતા. નિશાળથી થોડે દૂર આવેલા એક વડના ઝાડ નીચે તે ત્રણેનો મેળાપ થતો. એકનું નામ જગદીશ, બીજાનું વનમાલી અને ત્રીજાનું રાસબિહારી. જગદીશના ગામનું નામ દિઘડા. તે હુગળીથી એક ગાઉ દૂર હતું, અને જગદીશને સરસ્વતી નદીના પૂલ ઉપરથી નિશાળે આવવું પડતું. વનમાલીનું ગામ કૃષ્ણપુર, રાસબિહારીનું રાધાપુર. બન્ને ગામ એક નાની નદીની સામ સામેના કિનારાપર હતાં અને હુગળી શહેરથી સાધારણ એક ગાઉજ દૂર હતાં. જગદીશ સર્વમાં હુંશીયાર હતો, પરંતુ તેના ઘરની સ્થિતિ ઘણીજ ગરીબ હતી. તે જાતે બ્રાહ્મણ હતો અને તેના બાપનો ધંધો ભિક્ષુકીનો હતો. ચાર યજમાનના ઘરપર તેમનો નિર્વાહ ચાલતો હતો. વનમાલી શ્રીમંત હતો. તેનો બાપ કૃષ્ણપુરનો જમીનદાર હતો એટલે શ્રીમંતાઈનું સર્વ ઐશ્વર્ય એની મેળે જ વનમાલીને લાધ્યું હતું. રાસબિહારી ગૃહસ્થનો છોકરો, ખાધે-પીધે સુખી. તેના બાપ પાસે થોડાક પૈસા અને જમિનજુમલા હોવાથી તેને ખ્યાલી-ખુશાલીથી રહેવાને કાંઈ હરકત ન હોતી. ત્રણે

જણુ જાતે બ્રાહ્મણ હતા અને તેમનાં કુળ પણ તે ભાગમાં કુલીન તરીકે પ્રસિદ્ધ હતાં. હુગળી જેવા શહેરમાંજ રહીને વિદ્યાભ્યાસ કરવાની તે ત્રણેને કોઇ પણ જાતની હરકત નહોતી. પરંતુ, તે સમયના વૃદ્ધ પુરુષોની એવી માન્યતા હતી, કે દુઃખ વેઠ્યા શિવાય વિદ્યા પ્રાપ્ત થતી નથી; આથી તે ત્રણે તરુણ વિદ્યાર્થી ટાઢ, તડકો, વર્ષાદ અને દરરોજની બબ્બે ગાઉની મજલ, આટલાં દુઃખ સહન કરીને પણ પોતાના દિવસો આનંદથી વિદ્યાર્જનમાં ગાળતા હતા. નિશાળ પાસેનું પેલું વડનું ઝાડ તે ત્રણેનું વિશ્રાંતિસ્થાન હતું. તે વખતની કિશોરાવસ્થામાં તે ઝાડ નીચે તે ત્રણ જણના કેટલાયે મોટા વિચારો થઇ ગયા હતા. લગ્ન કરવાં નહિ. બી, એ; એલ, એલ, બી. થઈ વકીલાતનો ધંધો કરવો અને મળે તે સર્વ પૈસા દેશકાર્યમાં અને ગરીબ-ગુરબાંને દાન આપવામાં વાપરવા; તેમજ ત્રણે જણે સગા ભાઇઓ મુજબ રહેવું. આ તેમના તે સમયના વિચારોનો સારાંશ હતો.

આ તો એક કિશોરાવસ્થાની વાત થઇ. પરંતુ, આગળ જતાં તરુણાવસ્થામાં અને વિદ્યાર્જનનો સમય ચાલ્યા ગયા પછી ઉપરના સર્વ વિચારો અને ઠરાવો કલ્પનાના વાતાવરણમાં તણાઇ ગયા અને ત્રણેની જિંદગી ત્રણ જુદી જુદી દિશાએ વળી. તે ત્રણે જણ કલકત્તા ગયા પછી, વનમાલીએ તો બી. એ. ભણતાંજ કૉલેજ છોડી દીધી. રાસબિહારીએ બી. એ. માટે બે વર્ષ મહેનત કરીને પણ એક વખત બી. એ. ની ડિગ્રી મેળવી હતી. કલકત્તા આવ્યા પછી વનમાલી અને રાસબિહારીને સારી મિત્રતા થઇ. તે વખતે કલકત્તામાં કેશવચંદ્રસેનનું નામ ઘણું ગવાતું હતું. બ્રહ્મો ધર્મ પર તેમનાં વ્યાખ્યાનો પર વ્યાખ્યાનો થતાં હતાં. હિંદુઓના પ્રાચીન આચારવિચારોની

નવશિક્ષિતમંડળમાં મશ્કરીઓ થતી હતી અને તેમના વિચાર નિરાકાર ભાવનામય થયા હતા. આ નવા વિચારના પ્રવાહમાં બિચારા આ ગામડાંના ત્રણે વિદ્યાર્થી સપડાયા અને તણાયા. માત્ર જગદીશ વધુ ન સપડાયો. એનું કારણ એ કે, એક તો તે ગરીબનો છોકરો એટલે એષઆરામીનો આ નવો ધર્મ તેને પસંદ આવ્યો નહિ. તેમ બીજું એ કે, તેણે પોતાના બાપની કડકડતી સ્નાન સંધ્યાની તાલીમમાં કેટલાંક વર્ષો ગાળ્યાં હોવાથી, આ પરધર્મ તેને ઘણો જ ભયાવહ લાગ્યો. આ બે કારણથી જગદીશ તો માત્ર વ્યાખ્યાનો જ સાંભળવા જતો હતો. બ્રહ્મો થવાની લહેર તેના મગજમાં પેઠી જ નહિ. વનમાલી અને રાસબિહારીનું તેમ થયું નહિ. શ્રીમંતાઈને લીધે તેમને હર હંમેશ નવીનતાની ભૂખ લાગતી હતી. એટલે, આ નિરાકારવાદ તેમને ઘણો જ કૌતુકાવહ લાગ્યો અને તે બન્ને જણ બ્રહ્મોધર્મની દીક્ષા લઇ આ દુનિયામાં પોતાને વિશેષ પુણ્યવાન્ માનવા લાગ્યા. તે પછી થોડા દિવસ બાદ વનમાલીનો બાપ મરણ પામવાથી સઘળી સંપત્તિ તેના હાથમાં આવી અને તે કૃષ્ણપુરનો જમીનદાર થયો. તેજ અરસામાં રાસબિહારીનો બાપ મરણ પામ્યો અને તેના હાથમાં પણ વડીલોપાર્જિત સર્વ સંપત્તિ આવી. આવી રીતે બન્ને જણ સ્વતંત્ર થયા એટલે તે બન્નેએ પોતપોતાની ઇચ્છા મુજબ બ્રાહ્મધર્મીય સુંદર તરુણીઓ સાથે લગ્ન કર્યાં અને પોતપોતાના ગામે જઇ રહ્યા. બિચારા જગદીશને માત્ર આ ભાગ્ય મળ્યું નહિ. એક નાના ગામડાની અલ્પ વયની બ્રાહ્મણ છોકરી સાથે આ પહેલાં જ તેનાં લગ્ન થઇ ગયાં હતાં. એવી સ્થિતિમાં તેનો બાપ પણ તેને છોડી ગયો. આખા કુટુંબનો ભાર તેના પર આવી પડ્યો હતો. છતાં તેણે કૉલેજ છોડી

નહિ. એલ. એલ. બી થતાં જ તેણે પોતાની સ્ત્રી સાથે અલ્હાબાદ તરફ પ્રયાણ કર્યું અને ત્યાં તે વકિલાતનો ધંધો કરવા લાગ્યો. વનમાલી અને રાસબિહારી એ બન્ને જણ પોતપોતાના ગામમાં સુખેથી રહેવા માટે આવ્યા હતા. પરંતુ ગામડામાંના લોકો સદ્ધર્મની મહતી જાણતા ન હોવાથી તે લોકો આ બે જણની મશ્કરી અને તિરસ્કાર કરવા લાગ્યા. તે બન્ને જણને ઘણા દિવસના મ્હાવરાથી સાહેબી ઠાઠમાઠનો સજ્જડ ચસ્કો લાગ્યો હતો. પરંતુ બિચારા વનમાલીમાં લોકનિંદા સહન કરવા જેટલું ધૈર્ય ન હોવાથી તેણે પોતાનો મુકામ કલકત્તાખાતે આણ્યો અને ત્યાં જ તે વેપાર રોજગાર કરવા લાગ્યો. રાસબિહારીથી તેમ થઇ શકે તેમ નહોતું. તેને તો પોતાના ગામમાં રહ્યા શિવાય પોતાના જમિન જુમલામાંથી બે પૈસા મળે તેમ નહોતું. તેમજ, તે અને તેની વિદુષી ભાર્યા બન્ને જણ મનનાં પણ મજબૂત હતાં. એટલે લોકનિંદા સહન કરીને પણ રાસબિહારી પોતાના ગામમાં જ રહેતો હતો. તે બ્રહ્મોસમાજી હોવાથી લોકોએ તો જાણે તેમને જાતિબહિષ્કૃત જ કર્યા હતાં. એકંદરે, તે ત્રણે બાલબંધુ અવિવાહિત રહી રાષ્ટ્રકાર્ય કરવાના હતા, પરંતુ તેમના તે વિચારો-ઠરાવો ક્યારનાયે તરીપાર થઇ ગયા હતા અને એક અલ્હાબાદ, બીજો રાધાપુર અને ત્રીજો કલકત્તા, આવી રીતે ત્રણે જણ જુદી જુદી દિશાએ લાધી ગયા હતા. ત્રણે જણ સંસારી થયા હતા અને પોતે સર્વમાં વધુ ધનવાન્ કેમ થાય એના ઉદ્યોગે લાગ્યા હતા. પૂર્વેના ઠરાવોને નિશાળ પાસેનું જે વડનું વૃક્ષ સાક્ષીભૂત હતું, તે વૃક્ષ માત્ર હજુ પોતાની જગાપર જ છે. તે ત્રણે જણનો વચમાં વચમાં મેળાપ થતો હતો ખરો, પણ પહેલાંના તે મનોરાજ્યનું કોઇને સ્મરણ પણ

થતું નહોતું. થોડા દિવસ પછી જગદીશને એક છોકરો થયો; એટલે આ આનંદદાયક સમાચાર તેણે પોતાના બાલબંધુ વનમાલીને જણાવ્યા. એજ પત્રમાં વળી આવા અર્થનો મજકૂર હતો કે, "તને જો છોકરી થાય, તો તે તારે મારા છોકરાને આપવી જોઇએ. એટલે તારી માન્યતા મુજબ બ્રહ્મોસમાજી ન થવામાં મેં જે પાપ કર્યું છે, તે પાપમાંથી હું મુક્ત થઇશ. તારી જ કૃપાથી હું વકીલ થયો છું અને હવે અહીં સુખમાં છું."

આ પત્રથી વનમાલીને ખરેખર જ ઘણો આનંદ થયો. તેણે તે પત્રના ઉત્તરમાં અંતઃકરણપૂર્વક લખ્યું કે, "છોકરાં થવાની મને આશા નથી. પરંતુ જો કદાચિત્ ઈશ્વર કૃપાથી છોકરી થઇ તો જરૂર હું તે તારા છોકરાને આપ્યા શિવાય રહીશ નહી." વનમાલીએ જગદીશને આવો ઉત્તર કેમ આપ્યો કોણ જાણે. રાસબિહારીને આ પહેલાં જ પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ હતી અને તેણે પણ તેજ સમયમાં ઉપરના જ અર્થનો એક પત્ર વનમાલીને કલકત્તા ખાતે લખ્યો હતો; પરંતુ વનમાલીએ તે પત્રનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહોતો. વનમાલી પહેલેથી જ જમિનદાર અને શ્રીમંત હતો. તેમાં વળી તેણે વ્યાપારમાં ઘણો પૈસો મેળવ્યો હોવાથી કોઇને પણ એવી સ્વાભાવિક જ ઇચ્છા થાય કે તેને જો સંતાન થાય તો એક માત્ર છોકરી જ થાય અને પછી તે પોતાના છોકરાને મળે.

---

## પ્રકરણ ૨.

---



પાછળના પ્રકરણમાં કહેલી વાત પછી બે ચાર મહિના કે બે ચાર વર્ષ નહિ, પરંતુ વીસ વર્ષ પછી આપણી આ નવલકથાનો આરંભ થાય છે. વનમાળી અત્યારે વૃદ્ધ થયો હતો. ખરી રીતે જોતાં તેની ઉમ્મર એટલી કાંઇ વધારે નહોતી. પરંતુ બે ચાર વખત સખ્ત માંદગી ભોગવવી પડી હોવાથી તે ઘણો જ જીર્ણ થઈ ગયો હતો અને હાલમાં તો તે તદ્દન પથારીવશજ થઇ પડ્યો હતો. પોતાની આવી પરિસ્થિતિ ઓળખીને તેના મનમાંથી ધીમે ધીમે મૃત્યુનો ભય દૂર થયો હતો અને તેનું અંતઃકરણ ભક્તિથી ભીંજાઈ ગયું હતું. સ્વેચ્છાચાર-શક્તિ લુપ્ત થઈ ગઈ હતી અને એની મેળે જ તેનું ચિત્ત પરમ પરમેશ્વર તરફ ખેંચાઇ ગયું હતું. જ્યારે જ્યારે પણ સમય મળતો કે તે ઇશ્વર-ચિંતનમાંજ પોતાનો સમય ગાળતો. પાસે પૈસા ઘણા હોવાથી સેવા ચાકરી માટે અને દવા દારૂ માટે તેને કાંઇ ઉણપ પડે તેમ નહોતું. પરંતુ પોતાની પ્રકૃતિનું પર્યવસાન તેના લક્ષમાં આવી ગયું હોવાથી વનમાલીએ દવા દારૂને રજા આપી હતી, અને તે માત્ર એટલીજ ફિકર રાખતો કે પોતાનું ચિત્ત પ્રસન્ન કેમ કરી રહે ? બીજું કાંઇ પણ ફિકર કરવા જેવું અત્યારે તેને રહ્યું નહોતું. તેની માત્ર એટલી જ ઇચ્છા રહી હતી કે પોતાની તરુણ અને સુશિક્ષિત પુત્રીનાં લગ્ન પોતાની આંખો સામે થયાં હોત તો સારૂં થાત.

એક દિવસે બપોરના સમયે વનમાલી પલંગમાં રોગશય્યા પર પડ્યો હતો. પાસે જ તેની સત્તર અઢાર વર્ષની સુંદર અને અવિવા-

હિત તરણુ પુત્રી વિજ્યા પણ બેઠી હતી. પથારીમાં પડયાં પડયાં જ ધીમે રહીને વાત્સલ્યથી પોતાની પુત્રીનો હાથ પોતાના હાથમાં લઇ વનમાલી બોલ્યો " વિજયા, મને પુત્ર નથી એનું લગાર પણ દુઃખ થતું નથી. તેમજ મને પુત્ર નથી આવું જ્ઞાન પણ તારા આચરણે મને કદાપિ ઉત્પન્ન થવા દીધું નથી. મારો પુત્ર પણ તું જ અને પુત્રી પણ તુંજ. હજુ તને અઢાર વર્ષ પૂરાં થયાં નથી એ ખરી વાત; પરંતુ એટલી નાની ઉમ્મરમાં પણ તારા પર આવડી મોટી સંપત્તિનો ભાર નાખતાં મારૂં મન રહેજ પણ કચવાતું નથી. તને મા નથી, ભાઇ નથી, બ્હેન નથી, દૂરનું પણ કોઈ સગું નથી. છતાં પણ મને તારે માટે ફિકર થતી નથી. કારણ કે હવે તું તારૂં પોતાનું હિત અનહિત ઘણી સારી રીતે સમજે છે. " થોડો વખત અટકી વળી વનમાલીએ કહ્યું, " વિજયા, મારે તને કાંઇક કહેવું છે. તારે મારી વૃદ્ધાવસ્થાની આ છેવટની આજ્ઞા જ સમજવી. જો, જગદીશે ગમે તે કાંઇ કર્યું હોય; તે આપણી સાથે ગમે તે રીતે વર્ત્યો હોય; તો પણ તે મારો જીવજાન સ્નેહી હતો, એ તું ભૂલીશ નહિ. તેણે આપણી પાસેથી ઉધાર લીધેલા પૈસા માટે તેનાં ઘરબાર વેચી નાંખી તના છોકરાને રસ્તે ફરતો ભિખારી ન બનાવીશ. મેં એમ સાંભળ્યું છે કે, જગદીશનો છોકરો ઘણો સજ્જન છે અને બુદ્ધિવાન્ છે. તેના પિતાના અપરાધની શિક્ષા તે છોકરાને મળવી ન જોઇએ, આટલી જ મારી તને આજ્ઞા છે. "

પથારીવશ પડેલા બાપના આ શબ્દો સાંભળી વિજયાની આંખો આંસુથી ભરાઈ આવી. તે પોતાની આંખો લુછી નાંખી બોલી, " ના બાપુ, હું કદાપિ તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ. જગદીશ

આપુ જ્યાં સુધી જીવતા હશે, ત્યાં સુધી હું તેમને તમારા જ જેવું માન આપીશ. પરંતુ બાપુ, તેમની પછી આટલું મોટું કરજ તેમના પુત્રને એમને એમજ માફ કરી દેવું? તેમના તે પુત્રને તમે જોએલ પણ નથી, અને જો તે ખરેખરજ સજ્જન અને બુદ્ધિમાન્ હોય તો, પિતૃઋણ ફેડવું એ શું તેનું કર્તવ્ય નથી?"

વનમાલી પોતાની ક્ષીણ દૃષ્ટિથી પુત્રીના મુખ સામું જોઈ બોલ્યો, "તે ખરૂં, પણ કરજ કાંઈ થોડું છે? તેનો છોકરો હમણાંજ બિચારો વિદ્યાર્જનમાંથી છુટો થએલો છે. કદાચિત્ તેની ઇચ્છા હોય તો પણ તે આટલું મોટું કરજ આપી શકશે નહિ."

વિજયાએ કહ્યું, "જો તે ન આપી શકે, તો તો એમજ કહેવું પડશે કે તેને પુત્ર ધર્મની ખબર નથી. બાપુ, એવા અકૃતજ્ઞ તરુણને કોઈ પણ જાતની સવડ આપવી ન જોઇએ."

વનમાલી પોતાની આ સુશિક્ષિત અને તેજસ્વી પુત્રીનો સ્વભાવ સારી રીતે ઓળખતો હતો. એટલે તેની સાથે તર્ક વિતર્ક કરવાનું છોડી દઈ તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને સ્વસ્થ પડી રહ્યો. પરંતુ તેનાથી બોલ્યા ચાલ્યા સિવાય રહેવાયું નહિ. તે ફરી ખિન્ન સ્વરે બોલ્યો, "પુત્રી, તને ફાવે તેમ તું વર્તજે. પણ એટલું ધ્યાનમાં રાખજે કે આપણા દરેક કાર્ય તરફ પરમેશ્વરની દૃષ્ટિ છે. તને આજ્ઞા કરી બાંધી લેવાની મારી ઇચ્છા પણ નથી." આમ કહી વનમાલી વળી અટક્યો. કેટલાક શબ્દો તેની જીભ ઉપરજ આવી અટક્યા. ફરી તે એક દીર્ઘ શ્વાસ છોડી બોલ્યો, "વિજયા, જગદીશના સ્નેહ સંબંધની તને કલ્પના નથી. જગદીશ જ્યારે માણસ જેવો માણસ હતો,—ત્યારે તારો જન્મ પણ થયો નહોતો—ત્યારે મેં તેને એવું

વચન આપ્યું હતું કે, જો મને છોકરી થશે તો હું તે તારા છોકરાને આપીશ." આમ કહી વનમાલી સૂક્ષ્મ દૃષ્ટિથી પુત્રીના ચ્હેરા તરફ નિરીક્ષણ કરવા લાગ્યો.

વિજયા નાનપણમાંજ માતૃહીન થઇ હતી. તેનું સઘળું લાલન–પાલન તેના બાપેજ કર્યું હતું. એથી આટલી તરુણ અવસ્થામાં પણ વિજયા પોતાના બાપને પોતાનું સર્વસ્વ સમજતી હતી અને હજુ પણ પોતાના બાપ સાથે લાડપણથી વર્તતી હતી. તે બાપના શક્તિ–હીન હૃદયપર મસ્તક મૂકી બોલી, " બાપુ, તેમણે પૂછ્યું અને તમે હા કહી, એને તમે શું વચન કહો છો. મોઢા પર હા કહેવાનો મનુષ્ય–સ્વભાવજ છે.

" વિજયા, એવી ઉદાસીન ભાવના તે વખતે મારા મનમાં નહોતી. મેં અંતઃકરણપૂર્વક—" બાપને આગળ ન બોલવા દેતાં વિજયા બોલી, " બાપુ એમ છતાં તમે જગદીશ બાબુના પુત્રને એક વખત પણ મળ્યા નથી એની મને નવાઇ લાગે છે. અને એથી મને તેમાં અંતઃકરણનો કાંઈ સંબંધજ જણાતો નથી."

વનમાલી બોલ્યો, " તેમ નથી, પુત્રી ! મારીજ બેદરકારીથી મેં તે છોકરાની એક વખત પણ મુલાકાત લીધી નથી; અને તેથી મને ઘણુંજ ખરાબ લાગે છે. જગદીશની સ્થિતિ આજે શોચનીય થઇ પડવાથી લોકો નહિ નહિ કહેવા જેવું તેને માટે કહે છે. પરંતુ, મારા મનમાં તેને માટે સહેજ પણ અશ્રદ્ધા ઉત્પન્ન થઈ નથી. તે ખરો સાચા દીલનો અને મિત્ર માટે જીવ આપનારો છે. મને ઘણા સ્નેહી મળ્યા છે, અને મારી પાસે ઘણી સંપત્તિ હોવાથી અત્યારે તો સ્નેહીઓનો ટોટોજ રહ્યો નથી. પરંતુ જગદીશના જેવો પ્રેમાળ સ્નેહી મને હજુ

સુધી એક પણ મળ્યો નથી. જો તે અત્યારે આવીને મને મળે તો મારૂં આયુષ્ય હજુ બીજાં કેટલાંક વર્ષ લંબાય."

"બાપુ, એવા તે પ્રેમાળ અને સાચા દીલના સ્નેહી હતા, તો પછી તેમણે તમને જૂઠી જૂઠી થાપો મારી શામાટે આટલા બધા હજારો રૂપીઆ લીધા?"

"વિજયા, તું તે સઘળી વાત જાણતી નથી. અલ્હાબાદમાં વકીલાતના ધંધામાં તેને સારા પૈસા મળ્યા હતા. તેનો સ્વભાવ થોડોક મહત્ત્વાકાંક્ષી હોવાથી, તેણે એક મ્હોટું કોંટ્રાકટનું કામ લઇ તેમાં પૈસા મેળવવાનું ઠરાવ્યું, અને તેને માટે જોઇતી સર્વ મુડી તેણે મારી પાસેથી લીધી. હું તો તેને તે સર્વ પૈસા એક સાદા કાગળ પર જ આપવાનો હતો; પરંતુ તેણે પોતાની વડિલોપાર્જિત સઘળી સ્થાવર મિલકત ગરાણે મૂકી એ બધી મૂડી લીધી. દુર્દૈવે, વચમાં કાંઇ વિઘ્ન ન આવ્યું હોત, તો આ કંત્રાટમાં તેણે ખરખરજ સારા પૈસા મેળવ્યા હોત. પરંતુ, દુર્દૈવે તેની પત્ની મરણ પામવાથી તેની સ્થિતિ ગાંડા જેવી થઈ ગઇ. તારી માતા મરણ પામી, તે વખતે મને જે દુઃખ થયું હતું, તે પરથી જગદીશની અનુકંપનીય સ્થિતિની હું સારી કલ્પના કરી શક્યો. તે અત્યંત નાજુક પ્રકૃતિનો હોવાથી તુરત જ, સંસારમાંથી તેનું મન ઉઠી ગયું અને તે એક ગાંડાની માફક ફાવે ત્યાં ભટકવા લાગ્યો. તેણે પોતાના માનસિક કષ્ટને ઓછું કરવા માટે દારૂ જેવા દુષ્ટ વ્યસનનો પણ આશ્રય લીધો. તેનો સંસાર અને ઉદ્યોગ ધંધો ધૂળમાં મળી ગયો. તે જ સમયમાં તેનો છોકરો કલકત્તા ખાતેની એક કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરતો હતો. બિચારો જગદીશ અત્યારે શરીરે રાખ ચોળી કયાંય પણ ભટકતો ફરે છે આમ લોક કહે

છે. તેની પત્ની જ્યારે મરી ગઇ, ત્યારે તેણે પોતાના એકના એક છોકરાને પાસે લઇ તેને છેવટનો એટલો જ માત્ર આશીર્વાદ આપ્યો કે, "બેટા, પરમેશ્વર પર તારી અચળ ભક્તિ રહો." મેં સાંભળ્યું છે કે, તે છોકરો તે આશીર્વાદ મુજબ ખરેખર જ ઘણો સચ્ચરિત્ર છે. પરમેશ્વર પર તેની અચળ ભક્તિ છે."

આ હકીકત સાંભળી તે છોકરીના મનમાં જગદીશ બાબુ માટે માનની લાગણી ઉત્પન્ન થઇ કે નહિ, તે તો ઇશ્વર જાણે. તે બોલી, "પિતાજી, માત્ર પરમેશ્વર પર અચળ ભક્તિ રાખવાથી જ શું મનુષ્યની ઇતિકર્તવ્યતા સમાપ્ત થાય છે?"

વૃદ્ધ વનમાલીયે પોતાના બન્ને હાથથી વિજયાનું હૃદય પંપાળી ભક્તિ-ગદ્‌ગદ્ કંઠે કહ્યું, "હા, પુત્રી! પરમેશ્વર પર અચળ નિષ્ઠા થવી એ મનુષ્યની ઇતિકર્તવ્યતાની છેલ્લી ઉચ્ચ પાયરી છે. સંસારમાં તેમ જ સંસારની બહાર પણ ભક્તિ જેવું શ્રેષ્ઠ બીજું કાંઇ પણ નથી. મારી ઇચ્છા છે કે, એ ભક્તિ તને લાભો. છતાં, તે ભક્તિ જેને મળી હોય, એવાના ચરણે તું તારૂં મસ્તક મૂકીશ તો પણ બસ છે. હવે મારો તને આ છેવટનો આશીર્વાદ છે."

પિતાના શરીર પર પડેલી વિજયાનું અંતઃકરણ ભરાઇ આવ્યું. પિતાના અંતઃકરણ કબાટમાંથી જાણે બે તેજસ્વી, પરંતુ સ્નેહાળ ડોળા પોતાના અંતઃકરણનું નિરીક્ષણ કરે છે આમ તેને લાગ્યું. તે બોલી, "પિતાજી, જગદીશબાબુના છોકરાનું નામ પણ તમે નથી જાણતા?"

"નામ જાણું છું. તેનું નામ નરેંદ્ર છે. તેના બાપ તરફથી મારા જાણવામાં આવ્યું છે કે, તે ડૉક્ટરની પરીક્ષામાં પાસ થયો છે;

પરંતુ ડૉક્ટરીનો ધંધો કરતો નથી. તે જો અહીંયાં ક્યાંક હોત, તો મેં તેને મળવાનો કાંઇ પણ પ્રયત્ન કર્યો હોત."

વિજયાએ પૂછ્યું, "ત્યારે અત્યારે તે ક્યાં છે પિતાજી?"

વનમાલીએ કહ્યું, "બ્રહ્મદેશમાં તેના મામા પાસે. જગદીશની સ્થિતિ ગાંડા જેવી થઈ છે, એથી તેના તરફથી મને કાંઇ ખબર મળતી નથી. પણ એટલું ખરૂં કે છોકરો ઘણો સચ્ચરિત્ર છે. પરમેશ્વર તેને દીર્ઘ આયુષ્ય આપો."

પિતા-પુત્રીની આ વાતચિત કેટલીયે વાર સુધી ચાલી હતી. સંધ્યાકાળ પડી અને દિવાનખાનામાં જ્યારે અંધારૂં ડોકાં કરવા લાગ્યું, ત્યારે નોકરે આવી દીવો સળગાવ્યો. દિવાના પ્રકાશમાં દિવાનખાનું પ્રકાશમાન થતાં જ વનમાલીયે ભગવંતચરણે અનન્ય ભાવથી પ્રણામ કર્યાં. પછી તેણે વિજયાને કહ્યું, "જા વિજયા, હવે તું નીચે જા. હું હવે જરા વિશ્રાંતિ લઉં છું. તું પણ લગાર બહાર ખુલ્લી હવામાં ફરી આવ."

પિતાના મસ્તક નીચે ઉશીકું બરોબર મૂકી અને શરીરપર ઓરાઢેલી શાલ સરખી ઓરાઢી, વિજયા નીચે આવી. તે નીચે આવે છે ત્યાં જ, નોકરે ખબર કરી કે વિલાસબાબુ બહારના ઓટલાપર આપની વાટ જોતા બેઠા છે. આ ખબરથી વિજયાને આનંદ થયેલો જણાયો નહિ. ઉલટ, તેના મુખ પર તિરસ્કારની જ છાયા પ્રસરી.

વિલાસબિહારી રાસબિહારીનો છોકરો હતો. તે કલકત્તામાં કૉલેજમાં રહી ભણતો હતો. ત્રણ ત્રણ વર્ષે એક એક પરીક્ષા પાસ કરી, તે હાલ બી. એ. ના ક્લાસમાં આવ્યો હતો. વનમાલીએ બ્રાહ્મધર્મની

દીક્ષા લીધી ત્યારથી જન્મભૂમિને દૂરથી નમસ્કાર કર્યા હતા. આથી તેના ગામની જમિનદારીને લગતી સર્વ વ્યવસ્થા મિત્રકાર્ય તરીકે રાસબિહારીને જ કરવી પડતી. આ જમિનદારીને લગતા કામકાજ સંબંધી, પોતાના પિતા તરફના સંદેશા જણાવવા માટે વિલાસબિહારીને વારંવાર વનમાલીને ઘેર જવું પડતું. અને આ આવવા જવાથી વિલાસબિહારી અને વિજયા એ બેની વચ્ચે સાહજિક જ સ્નેહ સંબંધની વૃદ્ધિ થઇ હતી.

---

## પ્રકરણ ૩.

---



વનમાલીને મરણ પામે બે મહિના થયા હતા. બિચારી વિજયા પિતૃ-માતૃહીન થઈ પડી હતી અને એટલા મોટા બંગલામાં એકલી રહેતી હતી. અત્યારે હવે તે એકલીજ સર્વ સંપત્તિની અને જર-જમિનની માલીક થઇ હતી. જમિનદારીનો સર્વ કારભાર પહેલાંની માફક જ રાસબિહારી તપાસતો હતો. પરંતુ હવે તે પોતાને માત્ર કારભારી જ નહોતો સમજતો પણ વિજયાનો પાલનકર્તા પણ સમજતો હતો; અને તે અધિકારથી તેણે વર્તવા માંડયું હતું. અત્યારે રાસબિહારી પોતાના ગામમાં રહેવાથી આ પાલકત્વનો અધિકાર પ્રવાહપતિત ન્યાયે કલકત્તામાં રહેતા તેના છોકરાને એટલે વિલાસબિહારીને મળ્યો હતો. આથી વિલાસબિહારીને વારંવાર વિજયાને ઘેર જવું આવવું પડતું હતું.

બ્રાહ્મધર્મીય પરિવારમાં સામાન્ય વાતચિત કરતાં ડગલે ને પગલે 'સત્ય,' 'સુરુચિ,' 'શાશ્વત સત્ય' વિગેરે મોટા અને સુંદર શબ્દોનો પ્રયોગ કરવાનો ઘણો પ્રઘાત પડેલો છે. એનું કારણ એ કે, નાનાં નાનાં ગામડાંઓમાંથી જે તરુણ વિદ્યાર્થીઓ વિદ્યાર્જન કરવા માટે કલકત્તામાં આવે છે, તેમાંના કેટલાક વિદ્યાર્થીઓને બ્રાહ્મધર્મની દીક્ષા લેવાનો અનિવાર્ય લોભ ઉત્પન્ન થાય છે. પરંતુ તેમ કરતાં એટલે બ્રાહ્મ ધર્મની દીક્ષા લેતાં, તેઓને પોતાનાં મા–બાપ, કુલાચાર અને ગ્રામ–બંધુઓ સાથે વાગ્યુદ્ધ કરવાનો સહજજ પ્રસંગ આવે છે. એવે વખતે એ યુદ્ધમાં વિજય મેળવવા માટે દરેક વાક્યમાં ઉપરના જેવા શબ્દો બયાં સિવાય તેઓને માટે બીજો કાંઇ ઇલાજ રહેતો નથી. તેઓ કહે કે, "સત્ય હશે તેનો સ્વીકાર કરતાં અમે કોઇની પણ બીક રાખીશું નહિ. કારણ કે, સત્ય સિવાય શાશ્વત સત્યનો પ્રકાશ જણાતો નથી." આવી વાકયસરણીનો અભ્યાસ આપણી વિજયાને પણ થયો હતો.

આજ વિલાસબિહારીએ પોતાના ગામથી જગદીશ મરણ પામ્યાના સમાચાર જાણ્યા હતા, એટલે એ હકીકત તે વિજયાને જણાવવા માટે આવ્યો હતો. દારૂના વ્યસનને લીધે જગદીશની કેવી દુર્દશા થઇ હતી, પશુ કરતાં પણ તેનું આચરણ કેવું નિંદ્ય હતું અને અંતે દારૂથી ધુંદ થએલી અવસ્થામાંજ ઘરની અગાશી પરથી પડી તે કેવી રીતે મરણ પામ્યો, વિગેરે શાશ્વત સત્યાસત્ય નવલ–વાર્તા વિલાસ બિહારીએ ઘણી ખુબીથી વિજયાને કહી સંભળાવી. થોડા મહિના પહેલાં જ જગદીશના આચરણ સંબંધનું જે ચિત્ર વનમાલીએ વિજયા સામે ખડું કર્યું હતું, તે ચિત્ર અત્યારના આ વિલાસબિહારીના કડક રંગથી

સારૂં ભૂંસાઇ ગયું અને તેના મનમાં તેના પિતાના બાલ્ય-બંધુ સંબંધે સાહજિકજ તિરસ્કાર ઉત્પન્ન થયો. પોતે કહેલી નવલ-વાર્તા વિજયાને ઘણી જ પસંદ પડી છે એમ જોઇ વિલાસબિહારીની વકતૃત્વ-શક્તિમાં જોર આવ્યું. તેણે કહ્યું, "જગદીશ મારા પિતાનો પણ સ્નેહી હતો. ઘણીજ બાલ્યાવસ્થામાંનો તે સ્નેહી હતો. પરંતુ તેમણે તો તેને તે વખતે જ ઓળખી લીધો હતો અને કોઇ પણ જાતનો તેને આશ્રય આપ્યો નહિ. તેઓ તો તેનું મોઢું સુદ્ધાં જોતા નહોતા. જગદીશ એક બે વખત મારા પિતા પાસે કાંઇ કર્જાઉ રકમ લેવા માટે આવ્યો હતો, પણ તેમણે તો તેને બંગલાના દરવાજામાં પણ પેસવા દીધો નહિ. ત્યાંથી નોકર પાસે ધક્કા મરાવી બહાર કાઢ્યો. પિતાજી હંમેશાં એમ કહેતા કે, એવા દુર્નીતિપરાયણ લોકોને સહાયતા કરવી એ આલોકમય ભગવંતના પુણ્યમય ચરણ પાસે અપરાધ કર્યા બરોબર છે."

એજ ભાવનાથી વિજયા બોલી ઉઠી: "તદ્દન સાચી વાત."

વિલાસબિહારી ઉત્સાહિત થઇ બોલ્યો, "બંધુ, સ્નેહી અથવા બીજા કોઇની પણ સાથેના વર્તનથી આપણા બ્રાહ્મ સમાજના જે આદર્શવત્ નિયમો છે તેને બાધ આવવો ન જોઇએ. જગદીશની સર્વ જમિન અને ઘરબાર વિગેરે સંપત્તિ હવે ન્યાયથી આપણી જ છે. તેનો છોકરો જો પિતૃ-ઋણ ફેડે તો સારી વાત, નહિ તો કાયદા મુજબ તેની સર્વ સંપત્તિ જેમ બને તેમ જલદીથી તાબામાં લઇ પૈસા ઉભા કરવા જોઇએ. એ કરજ છોડી દેવાનો આપણને કોઇ પણ જાતનો અધિકાર નથી. કારણ કે એ પૈસાથી આપણે કેટલી બધી સારી બાબતો કરી શકીએ એમ છીએ. એનાથી આપણે

આપણા સમાજની કાંઇ પણ ઉન્નતિ કરી શકીશું, સ્ત્રી-શિક્ષણને મદદ કરી શકીશું અથવા તો એક બે બ્રાહ્મ વિદ્યાર્થીને શિક્ષણ માટે વિલાયત પણ મોકલી શકીશું. જો આપણે એ કરજ છોડી દઈશું તો અર્થાત્ જ આપણે એ સત્કર્મો કરી શકીશું નહિ, અને તે દૃષ્ટિથી આપણે સુનીતિની વૃદ્ધિનો પ્રતિબંધ કર્યા જેવું થશે. આ સિવાય પણ જગદીશના છોકરા પર દયા ન કરવાનું બીજું એક કારણ છે. જગદીશ પોતે બ્રાહ્મ-ધર્મીય નહોતો, તેમ તેનો છોકરો પણ કહે છે કે પકકો સનાતન ધર્માભિમાની છે. એટલે એવા અનાચારી તરુણ પર દયા કરવી એ દયાનો દુરુપયોગ કરવા જેવું છે. પિતાએ મને આટલા સારૂ જ આપની પાસે મોકલ્યો છે. આપની જો અનુમતિ હોય તો હમણાંજ કૉર્ટમાં ફરિયાદ કરવી; અને આવા કામમાં ઉતાવળ કરી સારી એમ મારૂં માનવું છે "

પોતાના મૃત પિતાની આજ્ઞા અને વિચાર આ સમયે વિજયાની આંખો સામે સ્પષ્ટ ઉભાં રહ્યાં. ઉપરની બાબતમાં એકદમ સંમતિ આપવાનુ તે ધૈર્ય કરી શકી નહિ. વિલાસબિહારીને શું કહેવું એનો તે વિચાર કરતી હતી, એટલામાં વિલાસબિહારી બોલ્યો: " આવે વખતે આપનું મન દ્વિધા ન થવું જોઇએ. મનોદૌર્બલ્ય એ, માત્ર પાપ જ નથી પરંતુ મહત્પાપ છે. હું ઘણી આશાથી અને માત્ર સત્કર્મ-કામનાથી આપની પાસે આવ્યો છું. આપણાં નાનાં નાનાં ગામડાંઓમાં કેટલો બધો અનાચાર અને અધર્મ પ્રસરેલો છે, એની આપને કલ્પના પણ નથી. તે દૂર કરવા માટે ખરેખર જ આ એક ઘણી સારી સંધિ આપણા હાથમાં આવી છે. જગદીશના ઘરનું બ્રાહ્મ-મંદીર બનાવી, ત્યાં જ ગામની

છોકરીઓ માટે મફત શિક્ષણની વ્યવસ્થા કરવી આવો મારો મત છે. આપણે, ત્યાં આગળ અજ્ઞાની લોકોને બોલાવી તેમને ધર્મ-જ્ઞાન પણ આપી શકીશું. માત્ર તે લોકોની અજ્ઞાનતાને લીધે જ ત્રાસ પામી આપના પિતાને ગામ છોડવાની જરૂર પડી; એ વાતનો વિચાર કરી આપ એ અજ્ઞ લોકોના ઉદ્ધારની આ સંધિ ગુમાવશો નહિ. વળી એથી પોતે જગદીશનું અને તેના બાપનું પણ પાપક્ષાલન થયા સિવાય રહેશે નહિ. "

ખરેખર જ, વિજયા આ વક્તૃત્વથી ઘણી અંજાઇ ગઇ. તેના મનની દ્વિધા સ્થિતિ વધૂ વધવા લાગી. એટલામાં વિલાસબિહારીએ ફરી પોતાનું જિહ્વા-યંત્ર શરૂ કર્યું. " એ પુણ્ય-કૃત્યોથી આખા દેશમાં આપની કેટલી બધી કીર્તિ ગવાશે, એનો આપ વિચાર કરો. આપણા બ્રાહ્મ સમાજમાં તો આપનું નામ ઘણું આદરણીય થઇ પડશે. વર્તમાન પત્રો અને માસિકો આપનાં સ્તુતિસ્તોત્રો ગાવા માંડશે. હિંદુ સમાજ સમજશે કે, બ્રાહ્મસમાજમાં માણસો છે. તેમને હૃદય છે અને સ્વાર્થત્યાગ કેમ કરવો એ તેઓ જ સમજે છે. ગામના લોકોને એમ લાગવું જોઇએ કે, આપણે જેમને જાતિ-બહાર કાઢી, જેમનું ભયંકર અપમાન કર્યું હતું, તેઓ અપકાર વિસરી જઈ ઉલટા આપણા પર ઉપકાર કરે છે. ખરેખર જ, જમિનદારની કન્યાના એ પુણ્ય કૃત્યનું ગામડાના અશિક્ષિત લોકો પર વિલક્ષણ પરિણામ થયા શિવાય રહેશે નહિ. અરે, આપણાં ગામડાં જ નહિ, પરંતુ આખો દેશ તેથી આશ્ચર્યચકિત થઇ જશે."

આમ કહી વિલાસબિહારી વિજયોત્સાહિત દષ્ટિથી વિજયાના મુખ સામું જોવા લાગ્યો. સ્તુતિના એ પ્રખર પ્રવાહમાં વિજયા ઘણી

જ તણાવા લાગી હતી. અઢાર વર્ષની તરુણ છોકરી પર સ્તુતિનું એવું પરિણામ થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. તે વિલાસબિહારીના કથનને સંમતિ દર્શાવી બોલી, " મેં સાંભળ્યું છે કે, જગદીશ બાબુના છોકરાનું નામ નરેંદ્રનાથ છે. તે કયાં છે એ તમે જાણો છો ? "

વિલાસબિહારી તિરસ્કારથી બોલ્યો, "જાણું છું ! બાપના મરણ પામ્યા પછી તે શ્રાદ્ધ કરવા માટે તેના ગામ ગયો છે અને ત્યાં જ રહે છે. "

" તેની સાથે તમારો થોડો પરિચય હોય તેમ જણાય છે."

" અંહ ! હું તો તેનું મુખાવલોકન પણ કરૂં તેવો નથી. આપ મને કેવો સમજો છો, એ જ હું તો સમજતો નથી. " હસતાં હસતાં વિજયાના મુખ ઉપર નજર નાંખી તે આગળ બોલ્યો, " જગદીશના છોકરાની મુલાકાત લેવી એવી કલ્પના પણ મારા મનમાં આવતી નથી. એતો થોડા દિવસો ઉપર ગામ ગયો હતો, ત્યાં એક વિચિત્ર પોષાખનો ગાંડા જેવો તરુણ નજરે પડયો. તે વખતે કોઇએ મને કહ્યું કે, તે જ નરેંદ્ર ! "

" ગાંડા જેવો ! મેં તો સાંભળ્યું છે કે તે ડૉકટર છે. "

વિલાસબિહારી તિરસ્કારથી હસ્યો. તે બોલ્યો, " ડૉકટર ! અશક્ય હું કદી પણ એ વાત પર વિશ્વાસ રાખું નહિ. અરે, તેને જોતાં જ આપણા મનમ વિલક્ષણ તિરસ્કાર ઉત્પન્ન થાય છે. માથા ઉપર ખૂબ વધી ગએલા વાળ, ઉંચી તાડના જેવી દેહયષ્ટિ, મેલો પોષાખ અને તે જ તેની ગામઠી રહેણી કરણી. એ જોતાં જ આપણને એમ લાગે કે, શાણપણને અને તેને જન્મારાનું વૈર હોવું જોઇએ. "

પોતાના શરીરનું અને ચહેરાનું અભિમાન થાય, એવું શરીર-સૌંદર્ય વિલાસબિહારીને થોડુંક ઉપલબ્ધ થયું હતું. તે એમ પણ સમજતો હતો કે, તોપના ગોળાનો આઘાત સહજ સહન કરે એવી પોતાની છાતી મજબૂત છે. પણ, એટલાથી નરેંદ્રનાથને કુરૂપ ઠરાવવાનો તેને કાંઈ પણ અધિકાર પહોંચતો નહોતો. તે નરેંદ્રની નિંદા તેવી જ આગળ ચલાવનાર હતો; પરંતુ વચમાં જ વિજયા બોલી, " વિલાસબાબૂ, જગદીશબાબૂનું ઘર વિગેરે મિલકત જો આપણે આપણા તાબામાં લઈશું, તો તે ગામડાના લોક આપણો દોષ કાઢ્યા શિવાય રહેશે નહિ.—"

વિલાસે આવેશથી કહ્યું, " બિલકુલ નહિ. કારણ કે, પાસેના સાત આઠ ગામડામાં તો જગદીશ દારૂના વ્યસનને લીધે પોતાની સહાનુભૂતિ ક્યારનોયે ગુમાવી બેઠો હતો. એવા વ્યસની મનુષ્યની સંપત્તિ યોગ્ય હાથમાં જવાથી ઉલટ લોકોને સંતોષ થશે. તેમ, એવી નિંદાની ચિંતા, હું જીવતો છું ત્યાં સુધી તો આપને કરવાનું કાંઈ પણ કારણ નથી. પણ, એટલા સારૂ મને એમ લાગે છે કે, આપ થોડા દિવસ આપના જમિનદારીના ગામમાં જઈ રહો, તો ત્યાંના કુળોને—"

" મેં તો જન્મારામાંયે તે ગામ કાળું છે કે ગોરૂં, તે જોયું પણ નથી. "

" માટે જ હું કહું છું કે, આપે તે ગામમાં જઈ રહેવું જોઈએ. આપની પ્રજાને એક વખત તો મહારાણીનું દર્શન થવું જોઈએ. બિચારાંને એ દર્શનસુખથી વંચિત રાખવાં એ મહત્-પાપ કહેવાય."

વિલાસના એ શબ્દો સાંભળી વિજયા શરમથી લાલ થઈ. વિલાસ અધિક ઉત્સાહથી બોલ્યો, " આપે પણ એક વખત આપની

માતૃભૂમિનું દર્શન કરવું જોઇએ. આપ જ વિચાર કરી જુઓ કે, તે ગામમાં આપણે કેટલાં બધાં કાર્ય કરવાનાં છે. આપની જન્મ-ભૂમિના આપના પિતા જે વખતે માલીક હતા, તે વખતે, ત્યાંનાં કેટલાંક કુત્રાંનાં ભુંકણુાંની બીકથી તેઓ તે ગામમાં કદાપિ ગયા નહિ, એ તેમણે લગાર પણ સારૂં કર્યું નહિ. આપણે તેટલાજ માટે ત્યાં જઈ ત્યાંના લોકોનો એ અહંકાર પદદલિત કરવો જોઇએ. બ્રાહ્મધર્મીઓ બીકણ નથી હોતા, તેઓ પોતાના કર્તવ્યો બજાવતાં પાછા નથી હઠતા, એ તે ગામના લોકોની નજરે આણવું જોઇએ. ”

થોડો વખત સ્તબ્ધ રહી વિજયા બોલી, “ પણ, પિતાજી એમ ઘણી વખત કહેતા હતા કે, આપણા ગામનું ઘર છેક જ જુની પદ્ધતીનું છે. ”

“ ના. એટલું બધું તે જુની પદ્ધતીનું નથી. અને આપ મને આજ્ઞા કરો, એટલે પછી તે ઘરને નવીન પદ્ધતીનો આકાર આપતાં કેટલી વાર લાગવાની છે ? ઘરની આગળ પાછળનો બાગ-બગીચો ઘણો જ ઉત્તમ છે. માત્ર ઘરમાં થોડીક દુરુસ્તી કરી કે, તે ગામની માલીકણને અને બ્રાહ્મધર્મીય નવશિક્ષિત શ્રીમાન્ તરુણીને રહેવા માટે યોગ્ય થઈ પડે તેવું છે. ઘણા દિવસોથી મારી એવી જ ઇચ્છા છે કે, આપ હુકમ કરો અને મારે તે મુજબ વર્તવું. ”

વિજયાએ આનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ. વિલાસે પણ પ્રત્યુત્તરની વાટ ન જોતાં પોતાની સાહેબ ટોપી માથાપર મૂકી અને તે પોતાને રહેવાને સ્થળે ચાલ્યો ગયો. વિજયા ત્યાં જ બેઠી બેઠી આજની આ એકંદર વાતચિતનો વિચાર કરવા લાગી.

એ ખરૂં કે, તે પોતાની માતૃ-ભૂમિ જન્મ-ભૂમિમાં કદી પણ

ગઇ નહોતી. પરંતુ તેનો બાપ પ્રસંગવશાત્ જન્મભૂમિ સંબંધી અનેક વાતો કહેતો હતો. વનમાલી જ્યારે તે વાતો કહેવા માંડતો, ત્યારે ક્યારેક તેનો આનંદ બમણો વૃદ્ધિંગત થતો, તો ક્યારેક તેની આંખોમાં અશ્રુ પણ ચમકતાં. તો પણ, એટલું તો ખરૂં કે જ્યારે એ જન્મભૂમિની વાતો નિકળતી ત્યારે વનમાલી કલાકોના કલાકો સુધી તેની વાતો કરતો. બિચારી વિજયા મૂગી મૂગી તે સર્વ સાંભળતી હતી, પરંતુ તે વાતમાં તેને લગારે સ્વારસ્ય લાગતું નહોતું. પણ, આજ કોણ જાણે શું થયું કે, તે બધી વિસ્મૃત થએલી વાતો ફરી તાજી થઈ અને જાણે મૂર્તિમંત થઈ તેનાં નેત્રો સામે ફરવા લાગી. "આપણું તે ગામડામાનું ઘર કલકત્તાના રાજમહેલ જેવું સુંદર અને વિશાલ નહિ હોય એ ખરી વાત, પરંતુ ગમે તેવું પણ આપણું ખરૂં અને પુણ્યસ્મૃતિથી પાવન થએલું ઘર તેજ. જ્યાં પિતાનો જન્મ થયો અને પિતા તથા તેમના પૂર્વજોએ જે ઘરમાં વાસ કર્યો, તે ઘરજ વાસ્તવિક રીતે મારૂં તીર્થસ્થાન."

સંધ્યાકાળ પડવાનો સમય થવા આવ્યો. વિજયા બેઠી હતી તેની સામે રસ્તાની પેલી બાજુ એક ચાર માળનું મોટું મકાન હતું, અને સૂર્ય પશ્ચિમ તરફ જવા માટે તે ઘરની આડે થયો હતો. આ દેખાવ વિજયાની માફક વનમાલીએ પણ ઘણી વખત જોયો હતો. એ દેખાવને લીધે કેટલેક પ્રસંગે તેને પોતાની જન્મભૂમિનું સ્મરણ થતું તેવું સ્મરણ થતાંજ તે વિજયાને કહેતો, " વિજયા, સૂર્ય આ ઘરની આડે છુપાયો, પણ આપણા ગામમાં તેવું થતું નથી. ત્યાં આપણા ઘરમાંથી તો સૂર્ય ક્ષિતિજની નીચે જતાં સુધી સ્પષ્ટ જણાય છે, અને તે વખતે દેખાતો પશ્ચિમાકાશનો તે સુંદર દેખાવ હજુ પણ

મને સાંભરે છે. સ્હવારમાં પણ તેવુંજ. કેટલીયે વખત હું તે અરુ-ણોદયનું સૌંદર્ય જોતો બેસતો હતો. સૂર્ય ક્ષિતિજપર આવ્યો કે તેનું પહેલું કિરણ આપણા ઘર પર પડે છે. ઘરની કોઈ પણ બારીમાંથી ચારે બાજુ નજર નાંખતાં અપૂર્વ સૃષ્ટિ–સૌંદર્ય દેખાય છે. ક્યારેક લીલાં છમ ખેતરોનાં ખેતરો જણાય છે. તો ક્યારેક સુકાઈ પીળાં પડી ગએલાં જાર–બાજરીનાં ડુંડાંને લીધે જ્યાં ત્યાં સોનુંજ પાથરેલું છે કે શું એવો ભાસ થાય છે. થોડા અંતરે સરસ્વતી નદી વહે છે. આપણા ઘરમાંથી તે પણ સારી રીતે જણાય છે. હું તો કલાકોના કલાકો સુધી તે દેખાવ જોતો બેસતો હતો. અહીંયાં આપણા બારણા પાસેથી કેટલાયે લોક આવે જાય છે, પણ તેમના સંબંધમાં આપણા મનમાં કોઈ પણ જાતની ભાવના ઉત્પન્ન થતી નથી. આપણી જન્મભૂમિમાં તેવું નથી. ત્યાં તો રસ્તા પરથી મનુષ્યજ શું, પણ ઢોર–ઢાંખર જાય, તો પણ અંતઃકરણ ભાવનામય થાય છે. ત્યાંના વાતાવરણમાં પ્રેમ અને સહાનુભૂતિ વિપુલ છે, અને શહેરના વાતાવરણમાં ઉદાસીનતા, ઉપેક્ષા તથા અહંકાર અધિક છે. ”

વનમાલી આવી વાતો કહેવા માંડતો ત્યારે ઘણોજ તલ્લીન થઇ જતો. ગામડામાંના તે નાનકડા ઘરપર પોતાના પિતાનો વિલક્ષણ પ્રેમ હતો, આ વાત વિજયાના ધ્યાનમાં આવી ચુકી હતી. પરંતુ તેના પોતાના અંતઃકરણમાં માત્ર તે ઘરની માયા ઉત્પન્ન થઈ નહોતી. આજે માત્ર એ ઘરના સંબંધમાં તેના અંતઃકરણમાં વિલક્ષણ પ્રેમ ઉત્પન્ન થયો અને તે ઘર જાણે ઘણા આગ્રહથી પોતાને બોલાવે છે એમ તેને લાગ્યું. જન્મભૂમિની વાતો કહેતાં પોતાના બાપનું ચિત્ત એટલું બધું પ્રેમમય કેમ થતું હતું, એની થોડીક કલ્પના આજ તેને

આવી અને તેના ચિત્તમાં જન્મભૂમિના દર્શનનો આગ્રહ ઉત્પન્ન થવા લાગ્યો. આટલા મોટા કલકત્તા શહેરમાં તે પોતાને તદ્દન એકલી જ સમજતી હતી; પણ જન્મભૂમિ પોતાનું ઔદાસીન્ય જરૂર દૂર કરશે આવી તેને આશા ઉત્પન્ન થવા માંડી. આશ્ચર્ય એ કે, જે ઘર તેણે જન્મારામાં પણ કદી જોયું નહોતું, તે ઘરનું કયારે દર્શન લઉં એમ તેને થયું.

---

## પ્રકરણ ૪.



ઘણા દિવસથી અવાવરૂં પડેલું કૃષ્ણ-પુરના જમિનદારનું ઘર વિલાસ-બિહારીની દેખરેખ નીચે નવીન આકાર ધારણ કરવા લાગ્યું. તે જુની પદ્ધતીના ઘરે થોડા જ દિવસોના અવધિમાં સાહેબી સુંદર બંગલાનું નવું રૂપ ધારણ કર્યું. કલકત્તાથી ટેબલો, ખુરશીઓ, આયનાઓ, કબાટો વિગેરે અનેક પ્રકારની વસ્તુઓની ગાડીઓને ગાડીઓ ભરી આણી તે બંગલો શોભિવંત થવા માંડયો. કૃષ્ણ-પુર જેવા નાના ગામમાં એ વાત ઘણીજ નવીન હોવાથી, માત્ર કૃષ્ણપુરમાં જ નહિ પરંતુ રાધાપુર, વ્રજપુર, દિઘડા વિગેરે છેક પાસેના સાત આઠ ગામમાં તે સંબંધમાં ચર્ચા થવા લાગી. એક તો ગામમાં ને ગામમાં જમિનદારની હરહંમેશ મુલાકાત થાય એ વાત લોકોને પસંદ નહિ; અને બીજું એમ કે આટલાં વર્ષો સુધી ગામમાં જમિનદાર ન હોવાથી લોકોને તેનો એક અભ્યાસજ પડી ગયો હતો.એવી સ્થિતિમાં જમિનદારનું અવાવરૂં ઘર નવું રૂપ ધારણ કરે છે એ જોઈ લોકોનાં

અંતઃકરણુ સાહજિક જ સભય થયાં. મૂળમાં જ જમિનદારના કારભારી રાસબિહારી તરફથી પ્રજાને ઉપદ્રવ થવામાં કોઇ પણ જાતની ઉણપ પડતી નહોતી; તેમાં વળી જમિનદારની છોકરી-જમિનદારીણ પોતે ત્યાં આવીને રહેવાની છે એ જાણીને તો તે બિચારા લોકોને અનેક પ્રકારની ચિંતાઓ થવા માંડી હતી. જમિનદાર વનમાલી જીવતો હતો, ત્યાં સુધી તો, રાસબિહારી જો કોઇના પર કોઈ પણ જાતનો જુલમ ગજાવતો, તો કલકત્તામાં આવી જઇ તેની કાંઇ દાદ લઇ શકાતી હતી. પરંતુ વનમાલી મરણ પામ્યા પછી તે માર્ગ પણ બંધ થયો. જમિનદારની છોકરી તરુણ, નિશાળમાં જઇ ઇંગ્રેજી પણ ભણેલી, તેનો સ્વભાવ પણ કહે ગરમ, ચાલ-ચલણ સાહેબી ઢાકની, અને મુખ્ય એ કે રાસબિહારીના છોકરા વિલાસબિહારી સાથે તેનાં લગ્ન થવાની ઉડવી વાત; એથી જનોઇ પહેરેલા બ્રાહ્મણથી તે જનોઇ વગરના શૂદ્ર સુધી સર્વની છાતીમાં ધડક ધડક થવા માંડયું. લોકો એવી ચિંતામાં પડયા હતા, તે જ વખતે ભાદ્રપદ મહિનામાં એક દિવસે બે ઘોડાની ભપકાદાર ગાડીમાં બેસી જમિનદારની આ તરુણ છોકરી પોતાના વડિલોપાર્જિત ઘરમાં આવી દાખલ થઇ.

ગામડા ગામના સાંદા-ભોળા લોકોને વિજયાનો ઠાઠમાઠ અને રહેણી ઘણી જ વિચિત્ર અને કુત્સિત લાગવા માંડી. કુલીન ગૃહસ્થની છોકરી, અઢાર વીસ વર્ષની ઉમ્મર થયા છતાં તેનું લગ્ન થયું નથી; તે પગમાં મોજાં અને બૂટ ઘાલે છે, પુરૂષો સાથે ખુશીથી બોલે છે અને મરજી માફક ફરે છે હરે છે પણ ખરી. ગામડાના લોકોને આ એક નવોજ ચર્ચાનો વિષય મળ્યો અને નદીના ઘાટપર, દેવળોમાં અને એવે જ બીજે ઠેકાણે એ વિષય પર સ્રીયોનાં અને પુરુષોનાં

મનસોક્ત પ્રવચનો થયાં. કેટલાંક ગરીબ અને માતબર કુળો, ગમે તેવી પણ એ આપણી જમિનદારીણ છે આવી ભાવનાથી અલ્પ-સ્વલ્પ નજરાણાં લઇ વિજયાને મળવા આવતાં અને તેના કુશળ સમાચાર પૂછી પાછા જતાં. એવી રીતે કેટલાક દિવસ ગયા પછી વિજયાએ પોતાની જમિનદારીના કારભારમાં થોડું થોડું લક્ષ આપવાનો આરંભ કર્યો.

એક દિવસે સવારના સમયે જમિનદારીને લગતીજ કાંઇ વાત ચિત વિજયા અને વિલાસબિહારી વચ્ચે ચાલતી હતી. એક સફેદ સ્વચ્છ આરસના ગોળ ટેબલની આગળ પાછળ પાંચ છ સુશોભિત ખુર્શીઓ મૂકેલી હતી અને વિજયાની સામેની ખુર્શીપર વિલાસ-બિહારી બેઠો હતો. ટેબલ પર ચ્હાના ખાલી થએલા પ્યાલા હજુ તેમ જ પડેલા હતા. એવામાં એક નોકર અંદર આવ્યો અને ઘણી અદબથી વિજયાને કુર્નિસ કરી બોલ્યો, " બાઇસાહેબ, બહાર કોઇ ગૃહસ્થ આવેલા છે અને તે આપને મળવા ઇચ્છા છે."

વિજયાએ કહ્યું, " જા, તેમને અંદર લઇ આવ. "

આટલા દિવસોમાં કેટલાયે સભ્ય-અસભ્ય લોક નજરાણાં લઇ તેની મુલાકતે જતા આવતા હોવાથી, તેવુંજ કોઇ આવ્યું હશે આમ પ્રથમ વિજયાને લાગ્યું. પરંતુ નોકરની પાછળ જે સભ્ય ગૃહસ્થ અંદર આવ્યો, તેને જોતાંજ વિજયા આશ્ચર્યચકિત થઇ. એ નવાગત સભ્ય ગૃહસ્થની ઉમ્મર બહુ તો ચોવીસ પચીસ વર્ષની હતી. તેની દેહયષ્ટિ ઉંચી હતી અને તે સોટા જેવા પાતળો હતો. વર્ણે વિશેષ ગોરો હતો અને ચહેરો સુહાસ્ય, પ્રસન્ન અને તેજ:પુંજ હતો. ઓઠપર ઝીણી મૂછ ફૂટેલી હતી અને માથાપરના વાળ સહજ શોભી ઉઠે તેવા હતા. તેના પગમાં

જોડા હતા અને શરીરે કપડાં ન પહેરતાં માત્ર એક ખેસ જ ઓઢીને તે ગૃહસ્થ આવેલો હતો. તે પાતળા ખેસમાંથી તેના ગળામાંનું શુભ્ર અને સ્વચ્છ જનોઇ સહજ જણાઇ આવતું હતું. એ સભ્ય તરુણે અંદર આવતાં જ વિજયા તરફ નજર કરી તેને નમસ્કાર કર્યો અને વિજયાની રજાની વાટ ન જોતાંજ એક ખુરશી ખેંચી નિર્ધાસ્તીથી તે પર બેઠો. જમિનદારીણુની મુલાકાતે આવનારા લોક કેટલી બધી અદબથી આવતા અને નમ્રતાથી એક બે શબ્દ બોલી પાછા જતા; પરંતુ આ તરુણના આગમનમાં તેવો સંકોચ બિલકુલ જણાયો નહિ. ઉલટો તે તો જાણે પોતાનું ઘર હોય તેમ આવ્યો અને બેઠો. તેના આવા વર્તનથી એકલી વિજયાને જ નહિ, પરંતુ વિલાસબિહારીને પણ ઘણું આશ્ચર્ય લાગ્યું. વિલાસબિહારી જો કે કલકત્તા રહેતો હતો, છતાં તે ગામમાંના અને આસપાસના સભ્ય લોકોને ઓળખતો હતો. પરંતુ માત્ર આ તરુણને તેણે ઓળખ્યો નહિ. કારણ કે, આ પહેલાં તેણે તેને બિલકુલ જોયો નહોતો. ખુરશી પર બેસીને તે તરુણે હાસ્યસહિત વિજયાને કહ્યું, " મારા મામા પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાય આપના પડોસી છે. પેલું, આપના ઘરની પેલી બાજુ જે ઘર જણાય છે, તે તેમનું જ ઘર. તેમને ઘેર આજ કેટલીયે પેઢીઓથી થતો આવતો દુર્ગાપૂજાનો ઉત્સવ આ વર્ષે ન કરવાનો આપે તેમને હુકમ કર્યો છે એ સાંભળી, ખરેખર મને ઘણું જ આશ્ચર્ય લાગ્યું! એવો હુકમ કરવાનું કારણ?" આમ કહી તે તરુણે પોતાનાં તેજોમય ચક્ષુ વિજયા તરફ વાળ્યાં. તેની તે દૃષ્ટિથી વિજયાનું અંતઃકરણ થરથરી ગયું અને તેને શો ઉત્તર આપવો એ કાંઈ સુઝયું નહિ.

પરંતુ, વિજયાની એ મુગ્ધતા વિલાસબિહારીથી સહન થઈ

નહિ.તેણે તરુણ તરફ વળી કહ્યું, "આપ શું તેટલા જ માટે આપના મામા તરફથી લઢવા સારૂ આવ્યા છો? પરંતુ, આપ કોની સાથે બોલો છો એ જો ધ્યાનમાં રાખો તો ઘણું સારૂ."

નવાગત તરુણ હસતાં હસતાં બોલ્યો, "તે હું ભૂલ્યો નથી, તેમ હું કાંઇ લઢવા માટે પણ આવ્યો નથી. આ હુકમ આપે કર્યો હશે, એવો મને વિશ્વાસ ન બેસવાથી ખરી વાત શી છે, તે પૂછવા માટે હું આવ્યો છું."

વિલાસબિહારીએ તુચ્છતાથી કહ્યું, "કેમ વારૂ એ પર આપનો વિશ્વાસ ન બેઠો?"

તે તરુણે કહ્યું, "કેમ બેસે, તે આપ જ વિચારોને. નિરર્થક, કાંઇ પણ કારણ શિવાય, એક પડોસીની ધર્મભાવનાપર આવી રીતે આઘાત કરવા કોઇ તૈયાર થાય, એ શું વિશ્વાસ કરવા લાયક વાત છે?"

વિલાસબિહારીને નાનપણથી જ ધર્મવિષયક વાદવિવાદનો ઘણો રસ હતો. એથી નવાગત તરૂણનો આવો પ્રશ્ન સાંભળી તેનો ઉત્સાહ સાહજિક વૃદ્ધિંગત થયો. તેણે વિદ્રુપતાથી કહ્યું: "જે વાત આપને નિરર્થક લાગે તે સઘળાનેજ નિરર્થક લાગવી જોઇએ, અને આપ જેને ધર્મ કહો તેને સૌ કોઇએ ધર્મ માની ડોકું નમાવવું જોઇએ, એ આપના કથનમાં કાંઇ સત્ય નથી. મૂર્તિ-પૂજાને અમે ધર્મ માનતા નથી પરંતુ અધર્મ માનીએ છીએ, અને તેટલા માટે તેનો પ્રતિકાર કરવો એ અમારૂં કર્તવ્ય છે."

આ સંબંધમાં તે તરુણે વિલાસબિહારી સાથે કાંઇપણ ન

બોલતાં વિજયા તરફ વળી વિસ્મયથી કહ્યું, "આપનું પણ શું આવું જ કહેવું છે?"

તરુણના આ વિસ્મયથી વિજયાનું મન વિહ્વલ થયું; પણ તે કોઇના પણ લક્ષમાં ન આવવા દેતાં તે બોલી, "આપ શું તે બાબતમાં મારો મતામત જોવા માટે આવ્યા છો?"

વિજયાના આ પ્રશ્નથી વિલાસબિહારીનો ગર્વ દ્વિગુણિત થયો. તે હસીને બોલ્યો, "તેમની તેવી ઇચ્છા જણાય છે. તેઓ, પર પ્રાંતના હોવાથી આપના સંબંધમાં તેમને કાંઇ ખબર હોય તેમ જણાતું નથી."

વિજયાના મુખપર નજર રાખી આ તરુણ થોડો વખત સ્તબ્ધ રહ્યો. પછી તેણે વિજયાને કહ્યું, "હું કાંઇ પર પ્રાંતનો નથી. તેમ આ ગામનો નથી એ વાત પણ ખરી છે. ખરેખર, હું તો નહોતો ધારતો કે, દુર્ગોત્સવની બાબતમાં આપ લોકોની ધર્મશ્રદ્ધાપર આમ આઘાત કરશો. હું કાંઇ સાકાર-નિરાકાર-ઉપાસનાનો જૂનો વાદ ખણવા માટે આપની પાસે આવ્યો નથી. આપ બ્રાહ્મધર્માનુયાયી છો એ પણ હું જાણું છું. પરંતુ મને નહોતું લાગતું કે લોકોની ધર્મ-ભાવનાનો આપ આમ ઉચ્છેદ કરશો. આખા ગામમાં આ એક જ દુર્ગામંદિર છે, અને આખા વર્ષમાં આ એક જ ઉત્સવ અહીં થાય છે. આ ઉત્સવનાં ત્રણ ચાર દિવસની વાટ લોકો આખું વર્ષ કેટલી બધી ઉત્કંઠાથી જુવે છે." તે તરુણ ગૃહસ્થ ફરી ક્ષણવાર સ્તબ્ધ રહી અને વિજયાપર તીક્ષ્ણ નજર નાંખી બોલ્યો, "ગામ આપનું છે, ગામના લોકો આપનાં બાલ-બચ્ચાં જેવા છે. તેઓ

બિચારાંને તો એમ લાગતું હતું કે, આપના આવવાથી આ આનંદોત્સવ હંમેશ કરતાં વધૂ ઠાઠમાઠથી પાર પડશે. પરંતુ તેમના કોઇ પણ જાતના અપરાધ સિવાય આપે તેમના માથાપર નિરુત્સાહનો, નિરાશાનો અને દુઃખનો જે આટલો બોજો નાંખ્યો છે, તે આપના કૃત્યપર, હજુ પણ, ખરેખર જ મારો વિશ્વાસ બેસતો નથી. "

આનો ઉત્તર શો આપવો એ વિજયાને સુઝ્યું નહિ. તેના કોમલ ચિત્તથી પ્રજાના ઉત્સાહભંગની હકીકત સહન થઈ નહિ. ક્ષણ વાર સર્વ સ્તબ્ધ હતા. વિજયાનો સુંદર ચહેરો ખિન્ન અને આર્દ્ર થએલો જોઇ વિલાસબિહારીથી ચૂપ બેસી રહેવું અશક્ય થઇ પડ્યું. તે તિરસ્કારથી અને કંટાળ્યો હોય તેમ કરી બોલ્યો, " મહારાજ, સાકાર –નિરાકારની બાબતમાં આપની સાથે વાદવિવાદ કરવાનો અમને વખતે નથી અને ઇચ્છા પણ નથી. આપના મામાને ગમે તો તેઓ એવા સેંકડો પત્થરની પૂજા કરે; તે માટે અમારી કાંઈ પણ હરકત નથી. તેઓને ફાવે તે તેઓ ખુશીથી કરે. માત્ર અમને કોઈ પણ જાતનો ત્રાસ થાય નહિ, એટલા માટે તેઓએ રાત–દિવસ તાળ, મૃદંગ ઢોલ, નગારાં વિગેરે વગાડવાં નહિ અને મોટેથી દેવીનાં સ્તોત્રો ગાવાં નહિ, એટલુંજ અમારૂં કહેવું છે. "

તરુણે હસી જવાબ આપ્યો, " રાત–દિવસ તાલ–મૃદંગ વગાડવા માટે બિચારા ગરીબ લોકોને પણ ક્યાં સવડ છે ? પરંતુ, ઉત્સવનું નામ આવ્યું એટલે ત્યાં વચમાં વચમાં થોડી–ઘણી ગડબડ તો થવાનીજ." પછી તે વિજયા તરફ ફરી બોલ્યો, "એ ખરૂં છે કે આપને બે ત્રણ દિવસ થોડી ખટખટ થશે, પરંતુ આપે તે સહન કરવી જોઇએ. કારણ કે, જમિનદારીણ એ પ્રજાની માતા કહેવાય છે. માટે

માતાનું હૃદય મોટું છે આવો જો પ્રજાનો અભિપ્રાય બંધાય, તો તે ઘણું સારૂં."

આ શબ્દો સાંભળી વિજયાના મોઢાપર વાત્સલ્યની ભાવના જણાવા લાગી. તે સાથેજ થોડોક ક્રુદ્ધ થઈ વિલાસબિહારી બોલ્યો, "આપને બોલતાં ઘણું સારૂં આવડે છે. સાંભળનારને પણ મધૂર લાગે છે. પણ, આપને મારૂં એ પૂછવું છે કે, આપ જો મુસલમાન હો અને આપ જો આપના મામાના કાન પાસે જઈ મોટેથી નિમાજ ભણવા માંડો, તો શું આપના મામા તે સહન કરશે કે ? તે ગમે તેમ હો, નક્રામો વિતંડાવાદ કરવાનો અમને સમય નથી. અમારા પિતાએ જે હુકમ કર્યો છે તે હવે ફરે તેમ નથી. તેઓ કલકત્તાથી બે ત્રણ દિવસ વિશ્રાંતિ માટે અહીં આવેલાં છે, માટે તેમના ઘર પાસે અમે તમારા આ દુર્ગોત્સવની કોઇ પણ જાતની ગડબડ થવા દઇશું નહિ."

આ શબ્દો સાંભળી નવાગત તરુણનો ચહેરો ક્રોધથી લાલચોળ થઈ ગયો. તે પ્રખર દૃષ્ટિથી વિલાસબિહારી સામું જોઈ બોલ્યો, "તમે કોણ છો અને આ બાબતમાં તમારા પિતાને હુકમ કરવાનો શો અધિકાર છે, એ હું જાણતો નથી. પરંતુ, આ મુસલમાનની વિચિત્ર ઉપમાને લીધે તમારો સ્વભાવ માત્ર સારી રીતે મારા ઓળખવામાં આવ્યો. ખરેખર, તમે જો મુસલમાનોના મોહરમના સમયમાં આવો હુકમ કાઢયો હોત, તો જરૂર તેમણે પોતાનાં કર્કશ વાદ્યો તમારો હુકમ રદ થતાં સુધી તમારા કાન પાસે એક સરખાં વગાડયાં હોત. પરંતુ, સહનશીલ સ્વજાતીય હિંદુઓ પર જુલમ કેમ ગુજારવો એ તમે લોક ઘણી સારી રીતે જાણો છો."

આ વ્યંગોક્તિથી વિલાસબિહારી એકદમ સંતપ્ત થઇ ગયો.

તે એકદમ પોતાની ખુરશીપરથી ઉભો થઇ તે અજાણ્યા તરુણ તરફ ધસ્યો અને મોટેથી બોલ્યો, "ખબરદાર, પિતાના સંબંધમાં સંભાળ રાખી બોલો. નહિ તો, તેઓ કોણ છે અને તેમનો અધિકાર શો છે, એ આપને સારી રીતે સાંભરે તેમ મારે સમજાવવું પડશે."

વિલાસબિહારીનું આ અવિચારી કૃત્ય જોઇ આ તરુણને ક્રોધ ચઢવાને બદલે આશ્ચર્ય લાગ્યું. બીક તો તેના ચહેરાપર બિલકુલ જણાઇ જ નહિ. ઉલટ, જાણતાં અજાણતાં તેના ચહેરાપર હાસ્યનો એક મધુર તરંગ ઉપસી આવ્યો. પરંતુ, વિજયાનો ચહેરો ઘણો વિષણ્ણ થઇ ગયો. પોતાને ઘેર આવેલા એક સભ્ય ગૃહસ્થનું, તેમાં પણ વળી તે ગૃહસ્થ સભ્યતાથી વર્તતાં છતાં વિલાસબિહારી આમ તેનું અપમાન કરે એ તેને ગમ્યું નહિ. એ ભલા ગૃહસ્થની ક્ષમા કેમ માગવી એનો એ વિચાર કરતી હતી એટલામાં, વિલાસબિહારીના એ ગાંડપણભર્યા વર્તનને કાંઈપણ કિંમત ન આપતાં આ તરુણ પહેલાંની માફક જ શાંતપણે બોલ્યો, "આ કરતાં કાંઇ અમારા મામાની પૂજાની ખટખટ અધિક નહિ થાય. હાલ સાલનો દુર્ગાપૂજાનો ઉત્સવ ખૂબ ધામધૂમથી કરવા જેવી અમારી સાંપત્તિક સ્થિતિ પણ સારી નથી. ગામ–લોકની પણ સ્થિતિ તેવી જ છે. તેમાં પણ, લોક બિચારા મેલેરિયા, પ્લેગ, તથા કોલેરાથી પીડાયલા છે. એવી સ્થિતિમાં આ ત્રણ દિવસ આનંદમાં ગાળવાની આપ જો તેમને પરવાનગી નહિ આપો, તો તેઓ કેટલા બધા અસંતુષ્ટ થશે એનો આપ જ વિચાર કરો. આપને થોડીક હરકત થશે એ ખરૂં, પરંતુ આપે આ દીન દુઃખિતો પર એટલી દયા કરવી જોઇએ."

વિલાસબિહારી હજુ ઉભો હતો. તે સામેના ટેબલપર ક્રોધથી

મુષ્ટિઘાત કરી બોલ્યો, "નહિ, એ બાબતમાં કદાપિ પરવાનગી નહિ મળે. ગામડાગામના મૂર્ખ ગમાર લોકના અત્યાચાર સહન કરવા કાંઇ કોઇ જમિનદારી કરતું નથી. તમે હવે અહીંથી જાઓ તો ઘણું સારૂં થાય. રસ્તો ખુલ્લો છે." આમ કહી મોટી આઢયતાથી વિલાસે એ તરુણને આંગળી કરી દરવાજો દેખાડયો. નવાગત તરુણ એ અપમાન સહન કરી શકે તેમ નહોતું; પરંતુ પારકા ઘરમાં તે સહન કર્યા શિવાય બીજો કોઇ ઇલાજ નહોતો. આ કારણથી તે તરુણ હતબુદ્ધ થયો. તરુણની તે અનુકંપનીય સ્થિતિ જોઇ વિજયાને ઘણું ખોટું લાગ્યું. તેના બાપે ખરેખર જ તેને ઘણું સારૂં શિક્ષણ આપ્યું હતું. તે તીક્ષ્ણ દૃષ્ટિથી વિલાસ તરફ જોઇ શાંત સ્વરે બોલી, "વિલાસ બાબુ, એટલો બધો ક્રોધ સારો નહિ. તમારા પિતાનો મારાપર પુત્રી તુલ્ય પ્રેમ હોવાથી, મને દુઃખ ન થાય એટલા સારૂ તેમણે હુકમ આપ્યો હશે; પરંતુ હુંજ કહું છું કે, ચાર દિવસ થોડીક ખટખટ સહન કરીશું તો–"

વિજયાને આગળ ન બોલવા દેતાં વિલાસ વચમાંજ કર્કશ સ્વરે બોલી ઉઠયો, "નહિ, નહિ; બિલકૂલ નહિ. અરે એ ખટખટની આપને કલ્પના પણ નથી. એ મૂર્તિપૂજક—"

એટલામાં વિજયા પણ થોડુંક કંટાળ્યા જેવું કરી બોલી, "હા, હા. ખટખટ એટલે શું એ હું ઘણું સારી રીતે સમજું છું. બિચારાઓના ઉત્સવના ચાર દિવસ એટલે કાંઈ મહિના કે વર્ષો નથી. આપણે કલકત્તા હોત, તો ત્યાં શું કર્યું હોત, તે તમેજ કહો ને ? ત્યાં તો છેક કાન પાસે કોઇ તોપ ફોડે, તો પણ ચૂં કે ચાં કરવા જેવું નથી." આમ કહી તે નવાગત ગૃહસ્થ તરફ વળી બોલી,

"આપના મામાને જઇ કહો કે, દરવર્ષે તમે જેમ દુર્ગાપૂજાનો ઉત્સવ કરો છો, તમે હોળુ પણ કરો. તે માટે મારી કોઇ પણ જાતની હરકત નથી."

વિજયાના આ શબ્દો સાંભળી વિલાસબિહારીને કેવું લાગ્યું હશે, એની કલ્પનાજ કરવી જોઇએ. તરુણ ગૃહસ્થ પણ આશ્ચર્યચકિત થયા સિવાય રહ્યો નહિ. તે પોતાની ખુરશીપરથી ઉઠયો અને "હું આપનો ઘણો આભારી છું." આમ હસતાં હસતાં કહી તે ઘરની બહાર નિકળ્યો. જતી વખતે તેણે બન્નેને નમસ્કાર કર્યા; પણ વિલાસબિહારીએ તેને પ્રતિનમસ્કાર કર્યો નહિ. તે તરૂણ ગયા પછી તે બન્ને જણ સ્તબ્ધ બેઠાં હતાં. એ તરૂણ કોણ હતો એ તે બન્ને જણ જાણતાં નહોતાં. પરંતુ એ તરૂણ બીજો કોઇ નહિ પણ તે સર્વનો ઉપગ્રહ જે જગદીશબાબૂ, તેનો છોકરો નરેંદ્રનાથ હતો.

---

## પ્રકરણ ૫

---



નરેંદ્ર ગયા પછી એક બે મિનિટ સુધી વિજયાના મુખ ઉપર સ્વાભાવિક પ્રસન્નતા ચમકતી હતી. પરંતુ, તે પછી તેણે પોતાની નજર સહજ વિલાસ તરફ ફેરવતાં જ તેનો ચહેરો ક્ષણમાત્ર ભયવિહ્વલ થયો. આ વખતે વિલાસ જો ખિન્ન અને અપમાનના દુઃખથી અધોમુખ થયો નહોત, તો વિજયાની તે બીક જોઇ તેને આનંદ થયો હોત, અને અભિમાનથી બેહોશ થયો હોત.

પણુ તે બાજુ તેનું લક્ષ નહોતું અને તેથી વિજયાને કાંઇક શાંતિ વળી. વિલાસ નીચું જોતો હોતો તે વખતે વિજયાએ ધીમેથી હસીને કહ્યું, " મને લાગે છે, કે આ ગૃહસ્થ માત્ર પરોપકાર બુદ્ધિથી જ આવ્યો હતો, ખરૂ ને ?"

વિલાસે પોતાની નજર જમિન તરફથી વાળી લીધી અને તે એક બારીમાંથી આકાશ સામું જોવા લાગ્યો. તેણે વિજયાના પ્રશ્નનો ઉદાસીનતાથી માત્ર ' હું ' એટલોજ ઉત્તર આપ્યો. વિજયા ફરી બોલી, " ગામના લોકોને નાબૂદ કર્યા નહિ, એ સારૂં જ કર્યું ને ?"

" હું. "

" આપના પિતા હમણાં અહીં આવવાના છે કે ?"

" કહી શકાય નહિ. "

વિલાસના આ તુટક ઉત્તરો સાંભળી વિજયા હસવા લાગી. તે બોલી, " તમને શું ક્રોધ ચઢ્યો કે વિલાસબાબૂ ?"

વિલાસ ખિન્ન સ્વરે બોલ્યો, " જો કે ક્રોધ ચઢ્યો નથી; પરંતુ પિતાનું અપમાન પુત્ર સહન કરે એ અશક્ય છે. '

વિજયાના અંતઃકરણમાં આ શબ્દો ઘણા ખુંચ્યા. છતાં પણુ તે હસતી હસતી બોલી, " એમાં આપના પિતાનું અપમાન થયું, એવો ગાંડો વિચાર વળી આપના માથામાં ક્યાંથી પેઠો ? જેમણે માત્ર મારી સુખ–સગવડ સારૂ તેવો હુકમ કર્યો હતો, તે હુકમ મેંજ તોડ્યો, તેમાં વળી તેમનું શું અપમાન થયું ? તે સભ્ય ગૃહસ્થને જો એમને એમ પાછો કાઢ્યો હોત, તો લોકોએ તમારા પિતાને જ દોષ દીધો હોત. વિલાસબાબૂ, એમાં માને નથી અને અપમાન પણ નથી. "

વિલાસ પૂર્વવત્ શૂન્ય દૃષ્ટિથી આકાશ તરફ જોતો હતો. તે ગંભીર સ્વરે બોલ્યો, "મને પણ એમ જ લાગે છે. હવેથી આપનો કારભાર આપ જ તપાસો એ સારૂં. પિતાજી હવે પછી આપની ઇસ્ટેટ સાથે સંબંધ ન રાખે તો સારૂં. અને તેમને એવી સલાહ આપવી, એ હું મારો પુત્રધર્મ સમજું છું."

આ અકલ્પનીય અને કઠોર ઉત્તર સાંભળી વિજયા હતબુદ્ધ થઇ. તે વ્યાવહારિક બાબતમાં તદ્દન અનનુભવી હોવાથી તેનું ચિત્ત સાહજિકજ ભયવિહ્વલ થયું. વિલાસને શું કહેવું એ પણ ક્ષણવાર તો તેને સુઝયું નહિ. તે અત્યંત ખેદથી બોલી, "વિલાસબાબૂ, એક ક્ષુદ્ર બાબતને તમે આટલું બધું મહત્ત્વ આપશો એવી મારી તો કલ્પના પણ નહોતી. મારી અણસમજણને લીધે મારા તરફથી જો આ અપરાધ થયો હોય તો તે હું કબૂલ કરૂં છું, અને ફરી એમ નહિ બને, એ પણ જોઇએ તો હું તમને જણાવું છું." આમ કહી વિજયાએ એક નિઃશ્વાસ નાંખ્યો. તે ધારતી હતી કે, પોતાના આ શબ્દો સાંભળી વિલાસ સઘળો ક્રોધ વિસરી જશે; પરંતુ, તેને તેવોને તેવોજ વિષાદિત રહેલો જોઇ તેણે સાહજિક ખેદપૂર્વક નિઃશ્વાસ નાંખ્યો. તે માનતી હતી કે, અપરાધ સ્વીકારી લેતાં, તુરત જ ટંટાની સંમાપ્તિ થશે. પરંતુ તે બિચારી એ નહોતી જાણતી કે, ખરાબ ઘાના જેવા કેટલાક માણુસ એવા હોય છે કે, તેમની વિષ-ક્ષુધા બીજાને અસહાય્ય જોઇ અધિક પ્રદીપ્ત થાય છે અને તે કદી પણ શાંત થતી નથી. વિલાસ ઉદ્ધતાઈથી બોલ્યો, "તો પછી, આપ પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાયને કહાવી મોકલો કે, રાસબિહારી બાબૂએ જે હુકમ કર્યો છે, તેમાં કોઈ પણ જાતનો ફેરફાર કરી શકાય તેમ નથી."

વિલાસબિહારીના આ શબ્દો તેના હિંસ્ર સ્વભાવના ઘાતક છે, આ વાત તુરત જ વિજયાના લક્ષમાં આવી અને તે ઉદ્વિગ્ન થઇ. થોડો સમય સ્તબ્ધ રહી તે બોલી, " આ તમારા કહેવા મુજબ વર્તવું, એ ઘણું અન્યાયનું થઇ પડશે. તે કરતાં તો હું જ તમારા પિતાને પત્ર લખી આ બાબતમાં તેમની અનુમતિ મેળવું એટલે થયું. "

" પણ હવે અનુમતિ મેળવી કે ન મેળવી એ બન્ને સરખું જ છે. આખા ગામમાં તેમને અપદસ્થ અને અપમાનિત કરવાની જો આપની ઇચ્છા જ હોય, તો પછી મારે પણ મારૂં અપ્રિય કર્તવ્ય કરવું જોઇએ. "

આ શબ્દોથી વિજયાનો નિદ્રિસ્ત સંતાપ જાગૃત થયો. વિલાસ-બાબૂ સંબંધમાં તેના મનમાં પૂર્ણ અશ્રદ્ધા ઉત્પન્ન થઇ. છતાં, તે વાત વિલાસના લક્ષમાં ન આવવા દેતાં તે બોલી, " એ અપ્રિય કર્તવ્ય કયું તે કહેશો કે ? "

" આપની આ જમિનદારીની બાબતમાં તેમણે લક્ષ ન આપવું એ. "

" તમે એમ ધારો છો ખરા, કે તેઓ તમારૂં કહેવું માનશે ? "

" તેવો હું પ્રયત્ન કરી જોઇશ. "

ક્ષણવાર સ્તબ્ધ રહી વિજયા એક દિશા તરફ શૂન્ય દૃષ્ટિથી જોવા લાગી. પછી તે ઉદાસીનતાથી બોલી, " ઠીક, તમારે કેમ વર્તવું એ કહેવાનો મને અધિકાર નથી. પરંતુ, બીજાઓની ધર્મ-શ્રદ્ધાપર આઘાત કરવાનું પાપ મારે હાથે કદાપિ થશે નહિ. "

વિજયાના આ શબ્દોથી તેના અંતઃકરણમાંના સંતાપની ઝાળ

વિલાસને લાગ્યા શિવાય રહી નહિ. તે કઠોર સ્વરે બોલ્યો, "આપના પિતા હોત, તો તેમણે આમ કહેવાનું સાહસ કર્યું ન હોત."

આ પહેલાં જ વિજયા ત્યાંથી ઉઠી અંદર જતી હતી; પણ તે વિલાસના ઉપરના શબ્દોથી પાછી ફરી અને તીવ્ર દૃષ્ટિથી વિલાસ તરફ જોઇ બોલી, "મારા પિતાનો સ્વભાવ તમારા કરતાં મને અધિક જાણીતો હતો. વિલાસબાબૂ, ગત વાતોના તર્ક કરવામાં હવે શો અર્થ? મારો સ્નાનનો વખત થયો છે. હું હવે સ્નાન કરવા જાઉં છું." આમ કહી આ વિતંડ અને ક્ષુદ્ર વાદ વિજયાએ આવી રીતે પોતાના હાથેજ બંધ કર્યો. પરંતુ, તેથી વિલાસબિહારી ક્રોધોન્મત્ત થઈ ગયો અને તેણે પરાણે આણેલી સભ્યતા પાર થઈ ગઇ. પોતાના હૃદય-કબાટમાં દંભ અને હિંસા શિવાય બીજું કાંઈ જ નથી, એ દેખાડવા માટે જ કે શું, કોણે જાણે તે બોલ્યો, "ઓ-જાતિજ આવી હરામખોર."

આ શબ્દો સાંભળતાં જ વિજયા ક્રોધથી લાલચોળ થઇ ગઈ અને ફરી દરવાજામાંથી પાછી વળી. પણ, તે કાંઇ જ બોલી નહિ. તેણે જાણે કે ક્રોધરંજિત થએલ નેત્રોમાંથી અગ્નિસ્ફુલ્લિંગ વિલાસના શરીરપર ફેંક્યા અને ક્રોધથી બારણાં બંધ કરી તે સ્નાનગ્રહમાં ગઈ. વિજયાની આ કૃતિથી ચીડાયલા ઝેરી સર્પની માફક વિલાસ ત્યાં જ ફુત્કાર છોડવા લાગ્યો.

વિલાસના આવા વર્તનથી કોઇએ એમ ન સમજવું કે, તે મોટો પિતૃભક્ત હતો અને એથીજ તે વિજયા સાથે આટલો બધો વાદવિવાદ કરતો હતો. તે અથવા તેની જાતિનાં બીજાં પ્રાણીઓનો એવો સ્વભાવ જ હોય છે કે, છિદ્ર જોયું કે ચાંચથી અથવા

નખથી તેમાં પીડા કરવી. આપણાથી કોઇ બી'એ છે, એટલું તેમના ધ્યાનમાં આવ્યું કે, પછી તેઓ તેને અધિક ભયગ્રસ્ત કરી મૂકે છે. તેમાં જ તેમને આનંદ લાગે છે. એમાં જ તેઓ પોતાનો વિજય થએલો માને છે. વિલાસનો સ્વભાવ આવો હોવાથી, તે અસહાય વિજયાની આસપાસ પોતાનો નાગપાશ પાથરતો હતો. પરંતુ, જાદુના ખેલની માફક જ્યારે વિજયાએ તે પાશ સહજ તોડી નાંખ્યો, ત્યારે વિલાસ નિરાશ અને અપમાનિત થયો એટલું જ નહિ, પરંતુ તે વિજયાપર પોતાના વિષ-દંત કચકચાવવા લાગ્યો. બીજાપર જુલમ કરવાની એક વખત આદત પડી ગઇ, એટલે પછી તે આદત હકના રૂપમાં રૂપાંતરિત થાય છે; અને પછી તે હક નષ્ટ થાય એ વાત એવી અધમ વૃત્તિના માણસોથી અર્થાત્ જ સહન થતી નથી. વિલાસ ક્રુદ્ધ થઇ ઉઠયો અને મૂઠીઓ આમળતો ચાલ્યો ગયો.

સાયંકાળના સમયે વૃદ્ધ રાસબિહારી, સાથે વિલાસને લઇને રોજની માફક વિજયા પાસે આવ્યો. આ વખતે વિજયા લખવાના ટેબલ પાસે બેસી કાંઇ પત્રો વિગેરે લખતી હતી. તે ટેબલ પાસેની જ બે ખુરશીઓ તે બન્નેએ અડાવ્યા પછી વૃદ્ધ રાસબિહારીએ વિજયાને તેના કુશલ સમાચાર વિગેરે પૂછ્યા અને પછી તે બોલ્યો, "એ તેં સારૂં કર્યું નહિ છોકરી. મેં કરેલો હુકમ રદ કરી, તેં બીજો હુકમ કર્યો હોવાથી ગામમાં મારી અપ્રતિષ્ઠા થયા શિવાય રહેશે નહિ. ભલે, થયું તે થયું. તું માલીક છે, એટલે હવે એ સંબંધમાં અધિક ચર્ચા કરવાનું કાંઇ કારણ નથી. પરંતુ, એમ જો હર હંમેશ થવા માંડે, તો પછી મારે મારૂં માન સંભાળવા માટે તારી જમિનદારીથી દૂર રહેવું સારૂં."

વિજયા કાંઇ પણ બોલી નહિ. તેણે જાણે મુગ્ધતા સ્વીકારી પોતાનો અપરાધ કબૂલ કર્યો. તે વાત રાસબિહારીના પણ લક્ષમાં આવ્યા સિવાય રહી નહિ. તે પોતાનો અવાજ જેમ બને તેમ વધુ મીઠો અને કોમલ કરી જમિનદારીની ઉપજના સંબંધમાં અને દેણા-લેણા સંબંધમાં તેની સાથે વાતો કરવા લાગ્યો. આવી રીતે ઘણું જ વિષયાંતર કરી ફરી તે પોતાના મૂળ મુદ્દાપર આવ્યો. તે બોલ્યો, "વિજયા, જગદીશનું ઘર, વાડી, જમિન વિગેરે તેં આપણા બ્રાહ્મસમાજને દાન કરવાનું ઠરાવ્યું એ ખરેખર ઘણું સારૂં કર્યું. પરંતુ, હવે એ કામમાં વાર થાય તે કામની નહિ. મારૂં કહેવું એમ છે કે, આ દુર્ગાપૂજાની રજા પૂરી થતાંજ તેનું ઘર વિગેરે મિલકત આપણા તાબામાં લેવાનો આપણે કાયદેસર માર્ગ સ્વીકારવો જોઇએ. મેં વકીલને સઘળી હકીકત સમજાવી કહી છે અને કાગળ પત્ર પણ તેને સ્વાધીન કર્યા છે."

ફરી આવા અપ્રિય વિષયનો આરંભ થએલો જોઈ વિજયાના મુખપર થોડી ચિંતાની રેખાઓ જણાવવા લાગી. તે બોલી, "તમને જે યોગ્ય લાગે, તે તમે કરો. તેની મુદત તો પૂરી થઈ ગઇ હશે?"

"હા, હા. મુદત તો ક્યારનીયે પૂરી થઇ ગઇ. જગદીશે વનમાલી પાસેથી એકંદર દસ હજાર રૂપીઆ લઇ પોતાનું ઘર, વાડી જમિન વિગેરે સર્વ મિલકત ઘરાણે મૂકી હતી. આ ઘરાણા-ખતમાં એવો કરાર છે કે, આઠ વર્ષની અવધિમાં તે જો લીધેલી રકમ વ્યાજ સાથે આપે નહિ, તો સઘળી મિલકત તાબામાં લેવી. આ વાતને આઠ વર્ષને બદલે આજ નવ વર્ષ થઇ ગયાં, છતાં રૂપીઆનો કાંઈ પણ પત્તો નથી. એટલે, હવે તો તે મિલકત તાબામાં લેવી એ જ માર્ગ બાકી રહ્યો છે."

થોડો વખત સ્તબ્ધ રહી વિજયા કાતર સ્વરે બોલી, " મેં એમ સાંભળ્યું છે કે, જગદીશબાબૂના ચિરંજીવી અહીંયાં છે. તો પછી એક વખત તેમને બોલાવી કાંઇ પૂછપરછ કરી જોવી જોઇએ. તે જો પૈસા આવવાનો કાંઈ પ્રયત્ન કરતા હોય, તો હજુ પણ તેમને થોડાં વર્ષની મુદત આપવી."

રાસબિહારી કપાળે આંટીઓ ચઢાવી બોલ્યો, " તેમાં કાંઇ અર્થ નથી, વિજયા. સમય માત્ર નકામો જવાનો, અને તેમ કરવાનું તેના છોકરામાં સામર્થ્ય પણ જણાતું નથી."

વિલાસબિહારી આટલો વખત મહાકષ્ટે ધૈર્ય ધરી સ્તબ્ધ બેઠો હતો. પણ હવે તેનાથી બોલ્યા સિવાય રહેવાયું નહિ. તે મોટેથી ગર્જના કરી કર્કશ સ્વરે બોલ્યો, " અને તેનામાં સામર્થ્ય હોય તો પણ હવે શા માટે આપણે તેને તેવી તક આપવી જોઇએ ? કરાર મુજબ મુદત ક્યારનીયે પૂરી થઇ ગઈ છે. તે દારૂડીયાએ કરાર કરતી વખતે જ તેનો વિચાર કરવો જોઇતો હતો."

વિલાસનું આ ભાષણ વિજયાથી સહન થયું નહિ. તેણે ક્રોધથી તેના પર નજર નાંખી અને પછી અધિકારયુક્ત સ્વરથી રાસબિહારીને કહ્યું, " જગદીશબાબૂ પિતાજીના સ્નેહી હતા. તેમના સંબંધમાં પિતાજીના અંતરમાં જે આદર હતો, તે ક્યારેય પણ ઓછો થયો નથી. તેઓએ મને તેમની સાથે અત્યંત આદરપૂર્વક વર્તવા માટે અને તેમના સંબંધમાં અસભ્ય શબ્દો ન વાપરવા બદલ અનેક વખત ભાર દઇને કહેલું હતું."

પોતાના કર્કશ સ્વરની વળી થોડી માત્રા વધારી વિલાસ બોલ્યો, " તેમણે આપને હજાર વખત કહ્યું હશે, તો પણ જગદીશ–"

રાસબિહારી ક્રોધથી છોકરા સામું જોઇ બોલ્યો, " ચૂપ બેસ, વિલાસ."

પણ વિલાસ સાંભળે શેનો ? તે વળી થોડે મોટે સ્વરે બોલ્યો, " એવી ઉલ્લુ કલ્પનાઓ Sentiment મને કદી પણ પસંદ પડશે નહિ જે સત્ય હશે, તે બોલતાં હું કોઇથી બીશ નહિ. સત્ય એ સત્ય જ. તેનાથી હું કદાપિ પરાઙ્મુખ થવાનો નહિ."

રાસબિહારી મોટેથી હસી, ઘણા આશ્ચર્યપૂર્વક તે બન્ને સામું જોવા લાગ્યો. તેના એ હાસ્યથી જાણે એવો ભાસ થતો હતો કે, તે બન્નેના કથનમાં પણ અનુચિત જેવું કાંઈ જ નથી. પછી તે શાંત સ્વરે વિજયા પ્રત્યે બોલ્યો, " સાંભળ્યું વિજયા, અમારા વંશનો આ એક સ્વભાવજ છે. ગમે તે થાય, પણ સત્ય તો છોડવું જ નહિ. અને તારા પિતાનો પણ એવો જ સ્વભાવ હતો. આ સર્વ ગામડાં અમો બન્નેના વિરુદ્ધ થયાં; પણ અમે બન્નેએ સત્ય છોડયું જ નહિ. કારણ કે, પ્રકાશમય એવા શાશ્વત સત્વની પ્રાપ્તિ માટે સત્ય એ જ એક સાધન છે. એટલા માટે સત્યનું અવલંબન કરતાં કોઇ પણ જાતની બીક રાખવી નહિ, કે બીજા કોઈ પણ જાતના વિચાર સુદ્ધાં મનમાં આણવા નહિ."

વિજયા ગંભીરતાથી બોલી, ''તમારૂં કહેવું ખરૂં છે. મારા પિતા પણ એ સત્ય વસ્તુના સંબંધમાં હંમેશાં વિચાર કરતા હતા અને તે દૃષ્ટિથી તેઓ મને ઉપદેશ કરતા હતા. મને લાગે છે કે, માત્ર એ સત્યને માટે જ તેઓએ મૃત્યુશય્યાપર મને એમ કહ્યું કે, વિજયા, મારા બાલ્યબંધુ જગદીશનું ઘર, વાડી, જમિન વિગેરે મિલકત લઇ કે તેને વેચી નાખી તેના છોકરાને રસ્તે રખડતો કરીશ નહિ." આ

શબ્દો રાસબિહારીને કહેતાં કહેતાં વિજયાની આંખો પાણીથી ભરાઈ આવી અને તે સાડીના છેડાથી અશ્રુ લૂછવા લાગી.

પોતાના પિતાના તે કથનમાં કાંઇક વિશેષ અર્થ હશે, આમ તે વખતે તો વિજયાને લાગ્યું નહોતું; પરંતુ બાપના મરણ પછી, તેને એમ લાગતું હતું કે, તે શબ્દોમાં કાંઇક ગૂઢ અર્થ હોવો જોઇએ; આથી જ પોતાના બાપની આજ્ઞા તોડવી એ તેને મન પ્રાણસંકટ થઇ પડ્યું હતું.

તે ત્રણે જણ થોડો સમય સ્તબ્ધ હતાં. પછી વિલાસ ઘણી હુશીયારી દેખાડતો હોય તેમ બોલ્યો, " તો પછી, વનમાલી બાબૂ પોતે જ પોતાનું સર્વ કરજ છોડી દઇ શકયા હોત! તેમણે આ ભાર આપના પર કેમ નાંખ્યો, એ જો કાંઇ સમજાય તો ઠીક થાય."

વિજયાએ આ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી તુચ્છતાદર્શક નજરે વિલાસ તરફ જોયું. પછી તે રાસબિહારી તરફ વળી બોલી, "મારી એટલી જ ઇચ્છા છે કે, જગદીશ બાબૂના ચિરંજીવને અહીં બોલાવી તેમને આ સઘળી વાત જણાવવી."

આ સંબંધમાં રાસબિહારી કાંઇ બોલવા જાય છે ત્યાંજ વિલાસ વચમાં નિર્લજ્જતાથી કઠોર સ્વરે બોલ્યો, "હા હા. તેને હાથી નહી તો પાલખી મોકલી બોલાવી મંગાવો. અને તે જો કરજ પાછું વાળવા માટે બીજાં દસ વર્ષની મુદત માગે તો તે પણ આપો. અર્થાત્ આટલા દિવસો સુધી બ્રાહ્મસમાજની પ્રતિષ્ઠાની રાખેલી આશા હવે મહાસાગરના ઉંડે તળીએ વિસર્જન કરવી જોઇએ! "

તેના આ બોલવા તરફ વિજયાએ બિલકુલ લક્ષ આપ્યું નહિ. ઉલટ તેણે પહેલાં કરતાં પણ અધિક ગંભીર અને શાંત વૃત્તિ ધારણ કરી વિલાસને છેકજ ક્ષુલ્લક લેખ્યો. તેણે રાસબિહારીને કહ્યું, " તો પછી તમે તેમને બોલાવી લાવવાનો કાંઇ પ્રયત્ન કરશો કે ? "

વિજયાએ આવી રીતે રાસબિહારી પર જવાબદારી નાંખ્યાથી તે મનમાં ઘણો જ ચીડાયો. તો પણ તે ઘણો ધૂર્ત હતો. પોતાના છોકરાના અવિચારી અને ઉતાવળીયા વર્તનનું આ પરિણામ છે, એ તેના ધ્યાનમાં આવ્યું અને તે થોડો વિરક્ત પણ થયો. પરંતુ, વિજયા સમક્ષ છોકરાને અપમાનિત કરવો એ પણ નુકસાનકર્તા હોવાથી તે ઘણીજ શાંત વૃત્તિથી બોલ્યો, " બેટા વિજયા, તારૂં અને જગદીશનું દેણું-લેણું. તેમાં મારા જેવા ત્રાહિતે હાથ નાંખવાની કાંઇ જરૂર નથી. તેમ એમ પણ કાંઈ નથી કે, તું તારૂં હિત-અનહિત સમજતી નથી. પરંતુ, અત્યારે જ્યારે બોલવાનો જ પ્રસંગ આવ્યો છે, ત્યારે કહું છું. વિજયા, અહીંયાં તારી થોડીકભૂલ થાય છે. આ જમિનદારીની બાબતમાં ક્યારેક ક્યારેક મારે વિલાસ પાસેથી પણ ડહાપણ શિખવું પડે છે. એટલે તેના કથનમાં પણ કાંઇ વ્યાજબી-ગેરવ્યાજબી છે કે કેમ, એ જોવું જોઇએ. તું જ વિચાર કર કે, ગરજ તને છે કે જગદીશના છોકરાને છે ? તેની જો પિતૃ-ઋણ ફેડવાની ઇચ્છા હોત, તો તે આટલા દિવસમાં તને આવી મળ્યો હોત. તું અહીંયાં છે એ પણ તે જાણે છે. આવી સ્થિતિમાં જો આપણે જ યાચકવૃત્તિથી તેની પાસે જઇ તેને નિમંત્રણ કરીશું, તો તે અર્થાત્ જ ઘણી મુદત માગશે. વારૂ તેને મુદત આપી, તો પણ પૈસા તો આવશે નહિ જ; પરંતુ ઉલટ કેટલાંક વર્ષ માત્ર નકામાં જશે. આથી સમાજ-પ્રતિષ્ઠા

જેવું જે પુણ્યકાર્ય તે તારા મનમાં ધારી રાખ્યું છે, તે માત્ર નકામું જશે."

વિજયા કાંઇ જ બોલી નહિ. તે સ્તબ્ધ બેસી રહી હતી. પરંતુ તેની તે મુગ્ધતા જ રાસબિહારીને ભયપ્રદ લાગી. તે તેને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી બોલ્યો, "કૉર્ટ–દરબારમાં ચાલતાં કામ કાંઇ ચોરી–છૂપીથી ચાલતાં નથી. એટલે તે હકીકત તેના જાણવામાં આવે, અને તેટલી મુદતમાં તે જો આપણને મળવા આવશે, તો પછી બીજાં કાંઈક વર્ષ વાટ જોવી કે કેમ, તે આપણે ઠરાવીશું."

આનો પણ વિજયાએ કાંઇ જવાબ આપ્યો નહિ. ઉલટી, તેના ચહેરા પર વિષણ્ણતા પ્રસરેલી જણાઈ. પોતાનું કોઇ પણ જાતનું કથન વિજયાના ધ્યાનમાં ઉતરતું નથી, એ તુરત જ રાસબિહારીના લક્ષમાં આવ્યું. આટલા દિવસોમાં રાસબિહારીએ આજ વિજયાને ઓળખી. વિજયા જો કે ઉમ્મરમાં નાની હતી, તો પણ પોતે આ સંપત્તિની માલીક છે અને રાસબિહારી તથા વિલાસ એ આપણા હુકમના ચાકર છે, એ વાત એ છોકરી સારી રીતે સમજે છે, એ રાસબિહારીના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું નહિ. અત્યાર સુધી તે એમ ધારતો હતો કે, આ છોકરી આપણી જ મુઠીમાં છે; પણ હવે તે સમજ્યો કે એ આપણો ભ્રમ છે. એવી સ્થિતિમાં રબ્બર વિશેષ ખેંચવામાં કાંઇ અર્થ નથી, આવો વિચાર કરી તે બોલ્યો, "ઠીક ત્યારે વિજયા, હું હવે જઉં છું. મારો સાંધ્ય ઉપાસનાનો સમય થયો." આમ કહી તે ઉઠયો અને પોતાના માર્ગે પડયો. પાછળ વિલાસ તો તેવો જ બેસી રહ્યો હતો. વિજયા પણ ક્ષણવાર મુગ્ધ બેસી રહી હતી. પછી તેણે લખવાના ટેબલ પાસે બેસી વિલાસને કહ્યું, "મારે

કેટલાક પત્રો વિગેરે લખવાના છે; એટલે તમારે બેસવું હોય તો બહાર જઈને બેસો."

વિલાસ ખશિયાણો પડી બોલ્યો, "આપ લખવા બેસો; મારે પણ ઘેર જવું જોઇએ."

શિષ્ટાચાર માટે વિજયાએ કહ્યું, "ચહા મંગાવું કે ?"

"ના, કાંઈ જરૂર નથી." આમ તિરસ્કારપૂર્વક કહી વિલાસ ચાલતો થયો. તે ગયા પછી વિજયાનો જીવ પણ જરા નીચે બેઠો.

---

## પ્રકરણ ૬.



ઉદિધડા, કૃષ્ણપુર અને રાધાપુર એ ત્રણ જો કે જૂદાં જૂદાં ગામ હતાં; પરંતુ તે એકમેકની એટલાં બધાં પાસે હતાં કે, એક જ ગામના જાણે તે ત્રણ ભાગ હતા; અને એથી જ તે ત્રણે ગામનાં લોકનો એકમેક સાથે ધાડ વ્યવહાર ચાલતો હતો. સ્વર્ગવાસી જગદીશબાબુનું ઘર સરસ્વતીની પેલી બાજુ હતું અને આ બાજુ વનમાલીનો જમિનદારી ઠાઠને મોટો ભવ્ય બંગલો હતો અને તેની આસપાસ બાગબગીચો પણ મોટો હતો. જગદીશનું ઘર જો કે એક ભિક્ષુકનું ઘર હતું ખરૂં; તથાપિ, તે એક જુની પદ્ધતીનું ઘણું જ મોટું ઘર હતું; અને તેની આસપાસ સુંદર આંબાવાડીયું હતું અને વચમાં વચમાં ઉંચી ડોકી કરી જોનારાં તાડઝાડનાં પણ ઝાડ હતાં. વળી તેનાં ખેતરની જમિન પણ એ ઘરની પૂર્વ બાજુએ

જ સધળી આવેલી હતી. વનમાલીના બંગલાની અગાશીમાંથી ઝાડ-ઝુડપાંમાં ગડપ થએલું જગદીશબાબૂનું ઘર સહજ જણાતું હતું. પરંતુ તે આસપાસની ધાડી ઝાડીને લીધે સ્પષ્ટ જણાતું નહોતું. સરસ્વતી એ જો કે નાની નદી હતી, ઉન્હાળામાં તો તેમાં ઘણી જ ઝીણી ધારા વહેતી હતી; પરંતુ, અત્યારે વર્ષાઋતુ તુરતની જ સમાપ્ત થઇ હોવાથી તેમાં ઘણું પાણી હતું. ઘણે દૂર આ નદીપર એક પત્થરનો પૂલ હતો. પરંતુ ઉપરનાં ત્રણે ગામના ખેડૂત લોકો સૌ કોઇને જવા આવવાને પાસે પડે એટલા સારૂ આ નદીપર દર સાલ વાંસનો એક નાનો પૂલ બાંધતા હતા અને તે પ્રમાણે હાણુ સાલ પણ બાંધેલો હતો. આ પૂલ તરફ જવા માટે ખેડુતોની મંડળીએ એક સારો પગરસ્તો પણ તૈયાર કર્યો હતો. પરંતુ તેમ કરી નદીના કાંઠાપરનો ઘાસનો લીલો રંગ દૂર કર્યો નહોતો. પગરસ્તેથી બહાર ફરવા જવા માટે વિજયા આજે વૃદ્ધ નોકર કનૈયાતિવારીને સાથે લઇ તે પૂલ તરફ જતી હતી. સૂર્ય પશ્ચિમ તરફનાં જંગલની બાજુએ વળ્યો હોવાથી ઝાડોની આડમાંથી આરક્ત વર્ણનાં કિરણો વચમાં વચમાં વિજયાના મુખપર આવી પડતાં હતાં. આખી જીંદગી શહેરમાં વીતી હોવાથી, વિજયાને આ સર્વ દેખાવ ઘણો આનંદપ્રદ લાગતો હતો. ઘણી જ જલદીથી તે પેલા વાંસના પૂલ પર આવી પહોંચી. અહીંથી દિધડા ગામ ઘણું જ પાસે હતું. પરંતુ, વિજયાને તે ગામની કાંઇ પણ ખબર નહોતી. પાસે જ નદીના કાંઠે એક નાનકડો ઘાટ બાંધેલો હતો. અને પાસેથી પીંપળાના ઝાડના થડને અઢેલીને સિંદૂર ચોપડેલો એક પત્થર પણ ત્યાં મૂક્યો હતો. ધીમે ધીમે વિજયા તે ઘાટપર ગઇ અને ત્યાંથી એ નાનકડી નદીની શોભા જોવા લાગી. ત્યાંથી થોડાક જ અંતરપર એક તરુણ માછલાં પકડતો બેઠો હતો. ધીમે ધીમે વિજયા તેની પાસે

જઇને ઉભી રહી. પોતાની પાછળ કોઈ આવે છે એવો તે તરુણને ભાસ થયો અને તેણે પાછું ફરી જોયું. જુએ છે તો જમિનદારીણુ પોતે. તત્ક્ષણે જ તેણે માછલાં પકડવાની કાઠી નીચે મૂકી વિજયાને સહાસ્ય નમસ્કાર કર્યા. તરૂણુની તે સહાસ્ય મુદ્રાથી કે પછી પશ્ચિમાકાશે ઘણી જ લાલી ચઢી હોવાથી, કોણુ જોણે, વિજયાનો ચહેરો તે તરુણને જોતાં જ ઘણો લાલ થયો. માછલાં પકડનારો આ તરુણ બીજો કોઇ નહિ, પણ પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાય માટે દુર્ગાપૂજાના સમારંભની પરવાનગી માગવા માટે આવેલો તેમનો ભાણેજ હતો. તે વિજયા પાસે આવી હસતો હસતો બોલ્યો, “ એ ખરૂં છે કે, સાયંકાળને સમયે ફરવા જવા માટે નદી જેવી આલ્હાદકારક જગા બીજી કોઈ નથી; પરંતુ આ દિવસોમાં મેલેરિયાની બીક પણ ઘણી જ હોય છે. આ બાબતમાં કોઈએ આપને સૂચના કરી હોય તેમ જણાતું નથી, ખરૂં ને ? ”

ડોકીથી નકાર દર્શાવી વિજયા થોડો વખત સ્તબ્ધ રહી. પછી તે હસીને બોલી, “ નદીકાંઠે ફરવાથી મેલેરિયા થાય છે, એ હું જાણતી નથી; પણ આપ તો જાણો છો છતાં નદીકાંઠે જ બેઠા છો. જોઉં વારૂ, કેટલાં માછલાં પકડયાં છે ? ”

તરૂણને એકદમ હસવું આવ્યું. તે બોલ્યો, “આ વિદ્યામાં હું બહુ નિષ્ણાત નથી. બે ઘડીથી બેઠો છું પણ બધાં મળી ચાર પાંચ માછલાં જ પકડયાં છે. મહેનતના પ્રમાણમાં મજુરી પણ પૂરતી પડી નથી. પણ કરૂં શું ? નકામાં બેસતાં વખત જતો નથી; એટલે સાયંકાળનો સમય આવા ઉદ્યોગમાં ગાળું છું. ”

વિજયા સહાનુભૂતિથી બોલી, “ અહીં આવ્યા પછી મારી પણ એવી જ દશા થઇ છે. વખત કેમ ગાળવો, એ જ સમજાતું

નથી. મને લાગે છે, કે આપનું ઘર પૂર્ણબાબૂના ઘર પાસે જ હશે ?"

"ના. હું કૃષ્ણપુરનો રહેવાસી નથી. હું દિઘડા રહું છું."

દિઘડા નામ સાંભળી વિજયા જિજ્ઞાસાવૃત્તિથી ઉતાવળમાં બોલી, "ત્યારે તો આપ જગદીશ બાબુના ચિરંજીવ નરેંદ્રનાથને ઓળખતા હશો ?"

તરુણે માત્ર ડોકી હલાવી 'હા' કહેતાં જ વિજયા બોલી, "તે કેવા ગૃહસ્થ છે, એ આપ જાણો છો ?" વિજયાએ આ પ્રશ્ન ઉતાવળમાં કર્યો ખરો, પણ તેમ કરવામાં સભ્યતાનો ભંગ થયો એમ તેને લાગ્યું અને તેથી તે થોડીક લજ્જિત થઈ. પોતાની ભૂલ કેમ સુધારવી એનો વિજયા વિચાર કરતી હતી, ત્યાંજ તે તરુણ બોલ્યો, "મેં સાંભળ્યું છે કે, કાંઇ કરજ બદલ આપે તેમનું ઘર બાર લઇ લીધું છે; હવે તેમની તપાસ શા કામની ? સૌ કોઇ જાણે છે કે, આપે તેમનું ઘર-બાર સારા ઉદ્દેશ માટે જ લીધું છે."

"હજુ અમે તે અમારા તાબામાં લીધું નથી, ત્યાં જ એ વાત સર્વતોમુખી થઈ !"

"થાય એ સ્વાભાવિક જ છે, જગદીશ બાબૂએ કરેલો કરાર સર્વના જાણવામાં છે. નેમ તેટલા બધા પૈસા આપી છોકરો ઘર-બાર છોડવે, એવી તેમની સ્થિતિ પણ કાંઇ સારી નથી."

"ઘર કેવું છે ?"

"સારૂં છે. તે ઘણુંજ મોટું ઘર છે. જે કામ માટે આપે તે ઘર લીધું છે, તેને માટે તે ઘણું જ સારૂં ઉપયોગી છે. આ સામેના આંબાવાડીયામાં જ તે ઘર છે. આપને વખત હોય, તો હું આપને લઇ જઇ તે દેખાડું."

"ના, આજ નહિ; ઘેર જતાં રાત્રિ પડે. વારૂ, મેં સાંભળ્યું છે કે, નરેંદ્રનાથ ઈંગ્લાંડ જઇ ડૉક્ટરની કોઇક મોટી પરીક્ષામાં તેઓ ઘણી સારી રીતે પાસ થએલા છે અને તે સંબધમાં ત્યાંના લોકોએ તેમનાં ઘણાં વખાણ કર્યાનું પણ સાંભળ્યું છે. તો પછી તેઓ એકાદ મોટા શહેરમાં દવાખાનું કાઢી ધંધો કેમ નથી કરતા? એમ કરવાથી તેઓ પોતાના બાપનું કરજ સહજ ફેડી શકે."

"પણ મેં એમ સાંભળ્યું છે કે, તેમનો ધંધો કરવાનો વિચાર નથી."

વિજયા આશ્ચર્ય દર્શાવી બોલી, "એટલે! તો પછી વિલાયત જઇ આટલી બધી મહેનત કાં વેઠી, અને પૈસા પણ શા સારૂ ખર્ચ્યા? ગૃહસ્થ ઘણા વિચિત્ર સ્વભાવના જણાય છે; અથવા તો આળસુ પણ હશે?"

તરૂણે હસીને કહ્યું, "હશે પણ ખરા; પરંતુ મેં એમ સાંભળ્યું છે કે, વૈદકી કરતાં પણ જેનાથી લોકોપર વધારે ઉપકાર થાય એવી કોઇ શોધમાં તેઓ છે. નાનાં નાનાં યંત્રના નમુના લઇ તેઓ હંમેશાં કાંઇને કાંઇ પ્રયોગ કરતા હોય છે."

આ સાંભળી નરેંદ્રના સંબંધમાં વિજયાના મનમાં સાહજિક જ આદર ઉત્પન્ન થયો. તે બોલી, "પણ, તેમનાં ઘર-બાર ગયા પછી તેઓ પ્રયોગ ક્યાં કરશે? પછી તો તેમને પોતાના પેટ માટે પણ વૈદકીનો ધંધો કરવો પડશે ને? હાં, ઠીક સાંભરી આવ્યું. વારૂ, તેઓ વિલાયત જઈ આવ્યા હોવાથી લોકોએ તેમને શું બહિષ્કૃત કર્યા છે?"

"હા. મારા મામા પૂર્ણ બાબૂ અને તેમને કાંઈક સગાઇનો

સંબંધ છે. પરંતુ, દુર્ગોત્સવ વખતે તેઓ પૂર્ણ બાબૂને ઘેર ગયા નહિ. પણ, તેઓ બહિષ્કૃત થયા છતાં લોકોમાં અને તેમનામાં પ્રેમભાવ માત્ર ઓછો થયો નથી; તેમ તેઓ ઘરની ક્યાંય બહાર પણ જતા નથી. પ્રયોગ કરતાં કરતાં કંટાળો આવે છે, તો ચિત્રો કાઢે છે."

વાતો કરતાં કરતાં તે બન્ને પેલા વાંસના પૂલ પાસે આવ્યાં હતાં. સૂર્ય છેક ક્ષિતિજ પાસે ગયો છે, એ જોઇ વૃદ્ધ નોકરે વિજયાને કહ્યું, "દિવસ આથમી ગયો. ઘેર પહોંચતા સુધીમાં અંધારૂં થશે."

તરુણે કહ્યું, "અજવાળું છે તેટલામાં જ આપે ઘેર જવું સારૂ. કારણ કે, આ ભાગ આપનો સારી રીતે જાણીતો નથી."

વિજયા હસી બોલી, "હા. આપ થોડેક સુધી પહોંચાડવા આવો એટલે બસ. વારૂ, નરેંદ્ર બાબૂનું ઘર લઇ લીધા પછી, તેમને તેમનાં સગાં સંબંધીઓ પાસે પણ આશ્રય મળશે નહિ?"

"ના."

રસ્તે ચાલતાં ચાલતાં વિજયા બોલી, "તો શું તેઓ કોઇને ત્યાં જવા ઇચ્છતા નથી, એ જ ખરૂં? નહિ તો તેઓએ મારી પાસે આવી, ગમે તેમ કરીને પણ ઘર અને જમિન-જુમલાની બાબતમાં રદબદલી કરી હોત!"

"પણ એ રદબદલીનો ઉપયોગ થશે કે નહિ એનીજ કદાચિત્ તેમને શંકા હશે."

"ગમે તેમ હોય પણ પ્રયત્ન કરવો એ તેમનું કામ હતું. પિઢીજાદ ઘરમાંથી દેણદારને કાઢી મૂકવો એ શાહુકારના પણ જીવ પર

આવે છે. વારૂ, આપનો અને તેમનો ઘણો ધાડો પરિચય હોય તેમ જણાય છે ? ”

તરૂણે આ પ્રશ્નનો કાંઇ જ ઉત્તર આપ્યો નહિ. પછી તે હસીને બોલ્યો, “ ઠીક, હું હવે જાઉં છું. ” આમ કહી તેણે વિજયાને નમસ્કાર કર્યાં અને ચપચપ પગલાં ઉપાડતો તે તરૂણ પગ રસ્તેથી તે પૂલ પર થઇને સામેના આંબાવાડીયામાં અદૃશ્ય થયો. વિજયા પણ પોતાના બંગલા તરફ જતી હતી; પરંતુ તે વચમાં વચમાં પાછી વળી પેલા સદા પ્રસન્ન રહેતા તરૂણ તરફ જોતી હતી. ‘ આ તરૂણ કોણ ? ’ એ જ વાત એનું મન શોધતું હતું. ચાલતાં ચાલતાં વૃદ્ધ નોકરે પૂછ્યું, “ માઇ સાહેબ, આ બાબુ સાહેબ કોણ હતા ? ” વિજયા કાંઇજ બોલી નહિ. તેનું મન તે જ પ્રશ્નમાં ગુંથાએલું હતું કે “એ ગૃહસ્થ કોણ અને ફરી ક્યારે મળશે ? ”

---

## પ્રકરણ ૭

---



“હવે તેમ કરવું સારૂં નહિ, વિજયા ! ” બલાત્કારે વાત્સલ્ય આણી વૃદ્ધ રાસબિહારીએ કહ્યું, “ છોકરી, અમે જ તેને નોટીસ આપી અને હવે અમે જ તે રદ કરીએ, તો ગામના ચાર લોક શું કહે તેનો તું જ વિચાર કર. ”

વિજયા બોલી, “ તમે તેમને એક ચીઠી લખી બોલાવ્યા હોત તો પણ બસ થયું હોત. તેઓ માત્ર અપમાનની બીકથીજ મારી

પાસે નહિ આવતા હોય." વૃદ્ધ આંખો ખેંચી બોલ્યો, "એમાં અપમાન શેનું?"

"મારી ખાત્રી છે કે તેમને એમ લાગતું હશે કે આપણે તેમની વિનંતિ માન્ય કરીશું નહિ."

રાસબિહારી વિદ્રુપ સ્વરે બોલ્યો, "ઘણો માની જણાય છે! અને વારૂ એટલાજ માટે આપણે તેની પાસે યાચક વૃત્તિથી જવું જોઇએ?"

"પણ કાકા, એમાં કંઇ આપણું ખોટું દેખાય તેમ નથી. બીજા પર દયા કરવા માટે તેની પાસે જવું એજ ઉદાર વૃત્તિનું લક્ષણ કહેવાય."

વિજયાના આ શબ્દો સાંભળી ડોસો ઘણા ઘુંચવાડામાં પડયો. "વારૂ, એમાં કાંઇ ખોટું નથી દેખાવાનું, એ તો જાણે હું સમજુ છું. પણ, પછી આપણી સમાજ-સંસ્થાપનાનું શું? એ પુણ્ય કાર્ય શું છોડી દઇશ?"

"ના; તેને માટે બીજી કાંઇ વ્યવસ્થા કરી શકાશે."

રાસબિહારી મનમાં ઘણોજ ચીડાયો. પરંતુ તે બહારથી હસીને બોલ્યો, "બેટા વિજયા, તારા પિતા ઘણી સંપત્તિ મૂકી ગયા છે, એટલે બીજી કાંઈ વ્યવસ્થા કરવી એ તને કઠિણ પડે તેમ નથી. પરંતુ હું તને એમ પૂછું છું કે, મારૂં અને વિલાસનું કથન અમાન્ય કરી તે અજાણ્યા છોકરા માટે તારા હૃદયમાં આટલી બધી લાગણી કેમ છે વારૂ? તારી દયાને પાત્ર થાય એવા બીજા પણ પાંચ લોક આ ગામમાં છે. તે બધાને જ્ઞાનદાન કરવાનો વિચાર પડતો મૂકી તેના એકલાનાપર કેમ વારૂ તું એટલી બધી દયા દેખાડે છે?"

"કાકા, એનું કારણ મેં તમને પહેલેથી જ કહ્યું છે કે પિતાજીની આજ્ઞા અને તે પણ મૃત્યુ-શય્યાપરની. વળી–"

" વળી—શું ?

એમ કહેવાનું વિજયાની છેક જીભના ટેરવે આવ્યું હતું કે, નરેંદ્ર ડૉકટરીનો ધંધો ન કરતાં બીજા કોઇ લોકોપયોગી કાર્યમાં ગુંથાયો છે; પરંતુ, પકકો ડોસો તે વાત મશ્કરીમાં ગણી કાઢશે એમ સમજી વિજયા બોલી, " વળી મેં એમ સાંભળ્યું છે કે, તે વિલાયત જઇ આવેલો હોવાથી ગામના લોકોએ તેને બહિષ્કૃત કરેલો છે. એટલે, આપણે પણ જો તેને તેના ઘરની બહાર કાઢીશું તો તેને ગામમાં ક્યાંય પણ આશ્રય મળશે નહિ. ખરેખર 'ગૃહહીન' એ શબ્દ જ મારા અંતઃકરણને હચમચાવી નાંખે છે. "

ડોસાએ જેમ તેમ સહૃદયતા એકઠી કરી બની શકતા મધુર સ્વરે કહ્યું, " બેટા વિજયા, તારી આ આવી તરૂણ વયમાં બીજાનું દુઃખ જોઇ જો તને આટલું બધું કષ્ટ થાય છે, તો પછી મારી આવી વૃદ્ધાવસ્થામાં મને કેટલું કષ્ટ થતું હશે એનો તું જ વિચાર કરી જો. વળી આવા અપ્રિય કર્તવ્યમાં હાથ નાંખવાનો આ કંઇ મારા પર પહેલો જ પ્રસંગ નથી. મારા અંતરમાં જે દયા છે તે બીજા કોઇના પણ અંતરમાં નહિ હોય. પરંતુ તેથી હું કાંઇ કર્તવ્ય-ભ્રષ્ટ થઇશ નહિ. અંતઃકરણમાંની ઉદાર વૃત્તિ સાથે કર્તવ્યનો કાંઇ પણ સંબંધ નથી. વનમાલીએ મારા માથાપર જે જવાબદારી નાંખી છે, તે મારે મરતાં સુધી સંભાળવી જોઇએ. વિજયા, એ કઠોર કર્તવ્યની તને કલ્પના પણ નહિ હોય; અને એટલાજ માટે હું એમ કહું છું કે, તારે જો તેના પર નિરર્થક દયા કરવી જ હોય,

તો મને પ્રથમ આ જવાબદારીના કર્તવ્યમાંથી મુક્ત કર. કે, જેથી મને મિત્રદ્રોહનું પાતક તો લાગે નહિ. ”

‘ મિત્રદ્રોહ’ આ શબ્દ વિજયાના કાળજામાં ખુંચ્યા શિવાય રહ્યો નહિ. પોતાના પિતાની ઉદાર કર્તવ્યપરાયણતા તેની સારી જાણીતી હોવાથી, ખરેખરો મિત્રદ્રોહ કયો એ તે સારી રીતે સમજતી હતી. અને એથી નરેન્દ્રના સંબંધમાં તેનું મન અધિક દ્રવીભૂત થયું. ઉમ્મરના પ્રમાણમાં વિજયા કરતાં પોતાને વધારે દુઃખ થાય છે, આવો ડોસાનો હિસાબ સાંભળીને તો તેનું મન અધિક સંશયગ્રસ્ત થયું. તે સમજી ગઈ કે રાસબિહારી નિરુપાય થએલી પોતાની પીઠપર આ એક કઠોર પ્રહાર કરે છે; પરંતુ, તે બિચારી મનપરનો મણનો બોજો ફેંકી દઈ તે ડોસા સાથે સ્પષ્ટ બોલવાની હિમ્મત કરી શકતી નહોતી. તેમ, તેનું તરુણ કીર્તિ–લોલુપ મન બ્રાહ્મમંદિરના યશનો લોભ છોડવાને પણ કબૂલ થતું નહોતું. દયા, લોભ અને ભીતિ એ ત્રણે તેને દુઃખ આપતાં હતાં. રાસબિહારી મૂગો બેઠો હતો, વિજયા પણ મૂગી બેઠી હતી. તે બિચારીને સૂઝતું નહોતું કે, ડોસાને શું કહેવું. પણ એટલું તો ખરૂં કે એ ડોસાના સંબંધમાં તેના મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઈ અને તે સાથેજ વિલાસવિહારીના સંબંધમાં તેને તિરસ્કાર લાગવા માંડયો.

રાસબિહારીના માથાના વાળ કાંઈ એમને એમ પાકી ગયા નહોતા. પરંતુ તે ઉમ્મરના ભારથી પાકયા હતા અને ઘણા ખરા તો સમૂળગા ખરી પડયા હતા. એટલે વિજયાની આ સ્તબ્ધતા જો તે ડોસાને ઘણી જ ચિંતાજનક લાગે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ગમે તેમ પણ વિજયા માલીકણ છે, એટણે તેના હુકમને વખત પર સોળે સોળે આના ‘ જો હુકમ ’ કરી માન્ય રાખવો અને હાથથી કામ

કરતાં માત્ર ચાર આઠ આની ભાગ સધાયો તો બસ છે, આવું મુત્સદ્દીપણું રાસબિહારીને કોઇએ શીખવવા જવું પડે તેમ નહોતું. વિજયાની સ્તબ્ધતા એજ તેની અનુમતિ છે, આમ વિજયાના લક્ષમાં આણવા માટે રાસબિહારીએ હસતાં હસતાં વત્સલતાથી કહ્યું, "છોકરી, તારી વસ્તુ તું પોતેજ લોક-કલ્યાણ માટે દાન કરે તો તેમાં હું શા માટે આડે આવું ? એટલા માટે વિલાસ પણ જે આટલો બધો પરિશ્રમ કરે છે, તે કાંઇ સ્વાર્થ માટે કે માનાપમાન માટે નહિ, પરંતુ માત્ર કર્તવ્ય તરીકે છે. એક દિવસે કે જ્યારે મારી સંપત્તિ અને તારા પિતાની સંપત્તિ એકત્ર થઈ તમો બન્નેના હાથમાં આવશે, ત્યારે આ ડોસાની સલાહ-મસલતની ગરજ તમને બન્નેને પણ પડશે નહિ. મારી પણ એજ ઇચ્છા છે કે, તમો બન્નેમાં મતભેદ ન હોવો જોઇએ. પતિના કોઈ પણ કૃત્ય માટે તારા મનમાં શંકા આવતી નથી, અને તારો તેના પર પૂર્ણ વિશ્વાસ છે, આટલુંજ મારે જોવાનું છે. દાન કરવું, દયા કરવી એ બધું વિલાસ સમજે છે, હું પણ સમજું છું. પણ એ દાન-દયા અપાત્રે થવાં જોઇએ નહિ એટલીજ બાબત મારે તારા લક્ષમાં આણવાની છે. હવે સમજી છોકરી, કે અમે જગદીશના છોકરાપર થોડી પણ દયા દેખાડવા માટે કેમ કબૂલ નથી અને તે પણ દયાને કેમ પાત્ર નથી ?"

આવો પ્રશ્ન કરી ડોસો વિજયાના મુખ સામું હસતાં હસતાં જોવા લાગ્યો. આ આવા ગંભીર ઉપદેશની વિરૂદ્ધ તકરાર પણ શી કરવી ? બિચારી વિજયા ચૂપ બેસી રહી. અને તેની આવી સ્તબ્ધતા જોઈને જ ફરી રાસબિહારી મનમાં ચમક્યો. તે ફરી હસતાં હસતાં બોલ્યો, " વિજયા, જો કે વિલાસ તારા જ જેટલી ઉમ્મરનો છે ખરો; પરંતુ

તેની દૂર દૃષ્ટિ આશ્ચર્યકારક છે. આ જમિનદારીનું કામ કરતાં કરતાં મારા વાળ ધોળા થયા; પરંતુ એકાદ વખતે એવી અડચણ આવી પડે છે કે મને પણ કાંઈ સુઝતું નથી. અને એવે વખતે વિલાસ તેનો એવો કાંઇ તોડ સુચવે છે, કે ખરેખર જ મને તેની બુદ્ધિ માટે ઘણું નવલ ઉપજે છે. "

બાપે પોતાના પુત્રનાં આવી રીતે સ્તુતિસ્તોત્રો ગાવા માંડયાથી વિજયાનું મન કંટાળી ગયું. રાસબિહારીને પણ તે બાબત ભીતિ–જનક લાગી; એટલે આજ આટલું જ બસ છે, આવો વિચાર કરી ટેબલ પર મૂકેલી લાકડી લઇ તે ઉઠયો અને બોલ્યો, " વાતોમાં ને વાતોમાં ચાર વાગી ગયા. ચાલ હવે હું જાઉં છું. આ સમાજ–પ્રતિષ્ઠાની ખટપટમાં વિલાસનું મન હમણાં એટલું બધું ગુંથાઈ ગયું છે કે તેને ખાવું–પીવું પણ સુઝતું નથી. નિરાકાર પરબ્રહ્મ પાસે મારી એટલી જ પ્રાર્થના છે કે, તમો બન્નેના હાથે સમાજ સ્થાપન થએલો હું મારી આંખોએ જોઉં. " આમ કહી ડોસાએ આકાશ સામું જોયું અને બ્રહ્મને ઉદ્દેશીને બે ત્રણ વખત નમસ્કાર કર્યા. આ ભક્તિનું નાટક સમાપ્ત કરી ડોસો લાકડી ટેકતો ટેકતો ચાલવા લાગ્યો. તેનું મન તેને ખાતું હોવાથી ચાલતાં ચાલતાં તે, વિજયાને સંભળાય એવી રીતે બોલ્યો, " જગદીશના છોકરાનું આ કેવું અભિમાન! એક વખત તો તેણે આવી મળી જવું હતું. અંહ્! બાપસે બેટા સવાઇ–આવું જ આ નરેંદ્રની બાબતમાં જણાય છે! " આમ બડબડતા ડોસાની સ્વારી ઘર બહાર નિકળી.

આ બનાવથી વિજયા કેટલી બધી વાર સુધી સંત્રસ્ત થઈ બેસી રહી હતી. મનને સારૂં લગાડવા માટે શું કરવું એનો તે વિચાર

કરતી હતી, ત્યાં ગઇ કાલનો પેલો નદીકાંઠાનો રમ્ય દેખાવ તેના મનને પોતા તરફ ખેંચવા લાગ્યો. તુરત જ તેણે બહાર જવાનો પોષાખ પહેર્યો અને પોતાના વૃદ્ધ નોકરને સાથે લઇ તે કાલના ઠેકાણે ફરવા ગઈ. બરોબર તે જ ઠેકાણે કાલનો પેલો તરુણ માછલાં પકડતો બેઠો હતો. જાણે કે તેના તરફ પોતાનું લક્ષ જ ગયું નથી, આવો ડોળ કરી વિજયા પાસેના પગરસ્તેથી જતી હતી. જોઇએ, આજ તે જ પ્રથમ આપણી સાથે બોલે છે કે નહિ, આમ તે અજમાવવાની હતી; પણ, એટલામાં જ સાથેનો નોકર તે તરુણને ઉદ્દેશીને બોલ્યો, "નમસ્કાર બાબૂસાહેબ. કેમ, કાંઇ શિકાર મળ્યો કે ?"

તરૂણ પાછળ ફરી જુવે છે તો વિજયા અને કનૈયા તિવારી. તે તુરત જ ઉઠયો અને વિજયાને સહાસ્ય નમસ્કાર કરી બોલ્યો, "વાહ ! જન્મભૂમિ પર આપનો ઘણો પ્રેમ હોય તેમ જણાય છે. ગરીબ પ્રજાજન મેલેરિયાનું દુઃખ કેવી રીતે ભોગવે છે, એનો અનુભવ લેવાનો આપનો વિચાર છે કે શું ?"

તરૂણની તે સહાસ્ય મુદ્રા, તેની વિવેકી છૂટ, તેનો મીઠો અવાજ અને તેનું સૌજન્ય એ વિજયાને ખરખર જ ઘણાં આકર્ષક લાગ્યાં. માત્ર એક બે વખતના મેળાપથી જ જાણે કે તેનો અને પોતાનો ઘણા દિવસનો પરિચય છે, આમ જ તેને લાગ્યું અને તેનો ચહેરો અધિક આરક્ત થયો. તેને જ એમ લાગ્યું એમ નહિ, પરંતુ સાથેના વૃદ્ધ નોકર કનૈયા તિવારીને પણ તે તરૂણ બાબૂ પર એકદમ સ્નેહ થયો. આ વખતે તે તરૂણને શું કહેવું તે જ વિજયાને સુઝયું નહિ. છતાં તે હસીને બોલી, "નદીને કાંઠે આપ તો રોજ હિંડતા ફરો છો; છતાં આપ કેમ મેલેરિયાનું દુઃખ ભોગવતા જણાતા નથી ?"

" ડૉક્ટરે એ દુઃખ પોતાની સવડ પ્રમાણે ભોગવવું જોઈએ. ઉતાવળથી—"

તે તરુણ આગળ બોલવા જતો હતો ત્યાં વચમાં જ વિજયા બોલી ઉઠી, " આપ શું ડૉક્ટર છો ? "

વાત કરતાં ઘણો જ ઘસરી પડયો હોવાથી તરુણની સ્થિતિ ઘણી ચમત્કારિક થઇ હતી. વિજયાને શો જવાબ આપવો એ તેને સુઝયું નહિ. પરંતુ, એટલામાં તે પોતાની બાજુ સંભાળી લેવા માટે બોલ્યો, " તેમ નહિ. એ તો હું એક મોટા ડૉક્ટરનો પડોસી છું. એટલે મેલેરિયાની મને ઓછી બીક છે. "

વિજયા હસીને બોલી; " આપ માત્ર પડોસી જ છો, એમ જણાતું નથી. પરંતુ આપની અને તેમની ઘણી સારી ઓળખાણ હોય તેમ જણાય છે. મેં આપને કાલે જે કાંઇ કહ્યું હતું, તે બધું આપે તેમને કહ્યું લાગે છે ? "

તરૂણને પણ હસવું આવ્યું. તે બોલ્યો, " તેમાં કહેવા જેવું નવીન કાંઇ જ નહોતું. સૌ કોઈ પોતાને કર્તવ્યશૂન્ય અને હતભાગી કહે છે, એ તેઓ ક્યારનાયે જાણે છે. લોકો કહે છે, ત્યાં પછી તમે કહો તેમાં શું આશ્ચર્ય ? તો પણ મારૂં ધારવું છે કે, તેઓ એકાદ દિવસે તમારી મુલાકાત લેવાનો પ્રયત્ન કરશે ખરા."

વિજયાએ કહ્યું, " મારી મુલાકાત લેવાથી ફાયદો શો ? અને વારૂ, મેં તો તેમને ક્યારેય પણ હતભાગી કે કર્તવ્યશૂન્ય કહ્યા નથી. "

" પણ તેમ કહેવાને ખરેખર જ કાંઇ હરકત નથી. "

" કેમ વારૂ ? "

" ઘર–બાર વિનાનાને સૌ કોઇ હતભાગી કહે છે, હું પણ કહું છું. કોઇ મોઢાપર કહે છે, કોઈ પાછળ કહે છે. "

" ત્યારે તો આપ તેમના ઘણા સારા સ્નેહી છો. "

" ખરેખર જ, હું તેમનો ઘણો જૂનો દોસ્ત છું. એટલું જ નહિ પણ તેમને માટે હું પણ તમને વિનંતી કરવા સારૂ આવ્યો હોત; પરંતુ, તેમનું ઘર લેવાનો તમારો સદુદ્દેશ જાણ્યો એટલે આવ્યો નહિ. બ્રાહ્મમંદિર ! વાહ ! હેતુ ખરેખર જ ઘણો સારો છે. "

હવે આગળ શું બોલવું એ વિજયાને સુઝયું નહિ. વાતમાં ને વાતમાં તે ત્રણે જણ નદીના કાંઠાથી ઘણેજ દૂર ગયાં હતાં. કેટલેક દૂર આવેલા પગ રસ્તેથી દસ વીસ ખેડુતો દિઘડા ગામ તરફ જતા હતા, તેમના તરફ આંગળી કરી વિજયાએ પૂછ્યું, " પેલા ખેડુતો ક્યાં જાય છે ? "

" તેઓ નરેંદ્રબાબૂની શાળામાં શિખવા માટે જાય છે. "

વિજયા આશ્ચર્યથી બોલી, " એટલે ! તેમાં તો કેટલા વૃદ્ધ પણ છે. શું એમને કાંઇ ફી આપવી પડતી નહિ હોય ? "

" ના. કર્તવ્યશૂન્ય મનુષ્યના સઘળા ઉદ્યોગ પૈસાના હેતુ શિવાય ચાલે છે. વળી એ શિક્ષણ કાંઇ ઉપયોગી કહીએ તો તેમ પણ નથી. નથી ખગોલ જ્ઞાન, નથી ઇતિહાસ, નથી બીજ ગણિત, નથી તત્ત્વજ્ઞાન-કાંઇ જ નથી ! માત્ર ખેતીનું અને વણાટનું શિક્ષણ. પેટ ભરાય એટલો રોટલો કેમ પેદા કરવો અને શરીર ઢંકાય એટલું વસ્ત્ર કેમ તૈયાર કરવું, એ તેમને શિખવાય છે. વારૂ એ શિક્ષણ માત્ર

મોઢેથી કે સ્લેટ પેનથી આપવું, તો તેમ પણ નથી. નરેંદ્રનાથ પોતે તે ખેડુતોને ખેડી દેખાડે છે અને વણી પણ દેખાડે છે. અંહ! છેક જ કર્તવ્યશૂન્ય અને હતભાગી! એ શાળામાં કેટલાક ઘરડાઓ પોતાના છોકરાઓને લઈને આવે છે અને તે સઘળા એક જ વિષય શિખતા હોય છે. એ શાળા જોઈ તમને ઘણી મઝા પડશે. જરૂર એકાદ દિવસ આવો." આમ કહી આ તરુણ વિજયા સામું જોઇ મોટેથી હસવા લાગ્યો.

આ તરૂણે નરેંદ્રનાથની આ એક મશ્કરી જ કરી. પરંતુ વિજયાનું અંતઃકરણ તો તે સાંભળી દ્રવી ઉઠયું. પોતાનું બ્રાહ્મ મંદિર અધિક ઉપયોગી કે નરેંદ્રનાથની આ શાળા અધિક ઉપયોગી, એ વિજયા ઠરાવી શકી નહિ. તેને તે શાળા જોવાની અનિવાર્ય ઇચ્છા ઉત્પન્ન થઇ. પણ, તેવી જ દાબી રાખી વિજયા બોલી, "નરેંદ્રનાથ પોતાના વિદ્યાર્થીઓને ખેતીનો વિષય શું ઘરમાં શિખવે છે?"

"ના ના. તેઓ તે વિષય ખેતરમાં પોતાને હાથે માટીમાં કામ કરી શિખવે છે. ખેતરમાંની માટીને તેઓ અન્નપૂર્ણા માને છે. તેઓ એમ કહે છે કે, અંતઃકરણપૂર્વક તેની આરાધના કરવાથી તે પોતાના ભક્તોપર પ્રસન્ન થાય છે. તેમના શિષ્યવર્ગે તૈયાર કરેલો પાક આપ જોશો તો આપને પણ ઘણો આનંદ થશે."

આ સર્વ હકીકત સાંભળતાં વિજયાનો ચહેરો ગંભીર અને વિચારમગ્ન થતો હતો. ક્ષણવાર વિજયા કાંઇ જ બોલી નહિ. તેના અંતઃકરણમાં કયાંયથી પણ શરમ આવતી હતી. પરંતુ, તેનું કારણ શું એ માત્ર તેના લક્ષમાં આવતું નહોતું. વિજયાને મૂગી મૂગી

ચાલતી જોઇ તે તરૂણ બોલ્યો, "તેમનું ઘર આપ બ્રાહ્મમંદિર માટે લેવાનાં છો, એટલે એવા પુણ્યકૃત્યની આડે આવવા હું ઇચ્છતો નથી. પણ જે કેટલીક થોડી વીઘાં જમિન ખેતીની શાળા માટે વપરાય છે, તેટલી જો આપ ઇચ્છો તો સહજ છોડી શકો ખરાં ને?"

આ પ્રશ્ન તરૂણે સહજ અને હસતાં હસતાં કર્યો હતો; પરંતુ, તેથી વિજયાનો ચિંતાસ્રોત અધિક વધ્યો. તે સાશંકવૃત્તિથી બોલી, "તેમને માટે એટલી રદબદલી કરવાનો આપને શો અધિકાર છે?"

આમ કહી, તરૂણના સહાસ્ય ચહેરામાં કાંઇ ફરક પડે છે કે કેમ એ વિજયા છાની માની જોવા લાગી. પણ તેવો ફરક થએલો કાંઈ તેને જણાયો નહિ. ઉલટ તે તરૂણ કોઈ પણ જાતનો સંકોચ ન દર્શાવતાં બોલ્યો, "એ અધિકાર આપવામાં મહત્ત્વ નથી, પણ લેવામાં મહત્ત્વ છે. સારૂં કાર્ય કરવાનો અધિકાર મનુષ્યને જન્મથી જ ભગવંત તરફથી પ્રાપ્ત થાય છે. એટલે તેટલા માટે હાથ પસારવાનું કારણ નથી. મારી વિનંતિ સાંભળી આપનું મન ત્રસ્ત થએલું જણાય છે; પણ આપે તે માન્ય કરી હોત, તો તેમાં કોનો ફાયદો થયો હોત? ગરીબ બિચારા ખેડુતોનો. અમારા શાસ્ત્રમાં દરિદ્રને ભગવંતનું જ સ્વરૂપ કહેલું છે અને એટલા માટે ભિક્ષુકની સેવાને અમે નારાયણની જ સેવા માનીએ છીએ. એ સેવા કરવાનો અધિકાર સર્વને છે. એટલે તે નરેંદ્રનાથ પાસે શા માટે માગવો જોઈએ!"

આમ કહી તરૂણ હસવા લાગ્યો. વિજયા હસવા જેવું કરી બોલી, "પણ, આપના તે સ્નેહી અહીંયાં કાંઇ કાયમના રહેવાના નથી ને?"

"તે ખરૂં. પણ, તેમનું કાર્ય તો ચાલૂ જ રહેશે. કદાચિત્ તેઓ એ કામ મારાપર પણ નાંખે."

વિજયાને સાહજિક જ હસવું આવ્યું. તે બોલી, "મેં પહેલેથી જ તેવું અનુમાન કર્યું હતું."

"તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પૂર્વ કાળમાં એવાં કામો જમિનદારો કરતા હતા અને તેટલા માટે તેઓ બ્રહ્મોત્તર જમિન આપતા હતા. તેમનું જ અનુકરણ કરવાને આપને કાંઇ હરકત નથી." આમ કહી વળી તરૂણ હસવા લાગ્યો. પોતે પણ એ વાત હસવામાં જ ઉડાવવી આમ વિજયાને થયું. પણ તેમ કરવાનો પ્રસંગ મળ્યો નહિ. તરૂણનું સરળ હાસ્ય તેનું અંતઃકરણ હચમચાવી પછી વાતાવરણમાં ભળી ગયું. વિજયા બોલી, "આપ જો એટલું સમજો છો, તો પછી આપ જ આપના મિત્રને કેમ આશ્રય આપતા નથી?"

"પણ, હું કાંઇ અહીં રહેવાનો નથી. સાત આઠ દિવસ પછી અહીંથી બીજી બાજુ જવાનો છું."

આ તરૂણ અહીંથી બીજે જવાનો છે, એ સાંભળી વિજયાનું અંતઃકરણ ખમચાયું. તે બોલી, "પણ ઘર આજ ગામમાં છે, એટલે વારંવાર અહીં આવવું પડશે જ ને?"

"ના. હું હવે ઘણું કરીને પાછો આવીશ નહિ."

હવે તો વિજયાના ચિત્તપર વાદળ જ શરૂ થયું. હવે એ સંબંધમાં અધિક તપાસ કરવાનું કાંઇ કારણ નથી, આમ તેને લાગ્યું; પણ તેનું મન માન્યું નહિ. તેણે પૂછ્યું, "આપનું ઘર-બાર સંભાળનારૂં કોઇ હશે જ ને?"

" કોઈ જ નહિ. "

" તો પછી આપનાં મા-બાપ, ભાઈ—"

" મારે કોઈ પણ નથી, મા, બાપ, ભાઈ, બ્હેન કોઇ જ નથી. અરે ! વાતમાં ને વાતમાં તો છેક તમારા ઘરપાસે આવી પહોંચ્યો. ઠીક, ચાલો ત્યારે, નમસ્કાર ! હવે હું જાઉં છું. "

દુનિયામાં જેને કોઇજ નથી, તે તરુણના સંબંધમાં વિજયાનું અંતઃકરણ દ્રવી આવ્યું; એથી જ કે શું કોણ જાણે, તેને તરુણના ચહેરા સામું જોવાનું ધૈર્ય થયું નહિ. તે નમસ્કાર કરી પાછો ફરે છે, એટલામાં વિજયા બોલી, "ઘર પાસે આવ્યા છો, તો અંદર આવી થોડુંક બેસી અને પછી જાઓ. "

" આજ મને ક્ષમા કરો. ઘેર જતાં મને રાત પડી જાય. નમસ્કાર. "

પ્રતિનમસ્કાર કરી વિજયા શરમાયા જેવું કરી બોલી, " આપ આપના મિત્રને એક વખત રાસબિહારી બાબૂને મળવા મોકલી શકશો કે ?

તરુણે આશ્ચર્યથી કહ્યું " તેમની પાસે શા માટે ? "

" મારી સઘળી જમિનદારીની વ્યવસ્થા તેઓજ જુએ છે. "

" તે હું જાણું છું. પણ, તેમની પાસે જવાનું આપ કેમ કેમ કહો છો ? "

આ પ્રશ્નનો વિજયાએ કાંઇજ ઉત્તર આપ્યો નહિ, તે બંગલાના દરવાજા પાસે સ્તબ્ધ જેવી ઉભી હતી. તરુણે હસીને કહ્યું, " ઠીક, હું જાઉં છું. ઘેર જતાં રાત પડશે. " આમ કહી તેણે ફરી નમસ્કાર કર્યા અને તેજ પગ રસ્તે તે ચપચપ ચાલવા લાગ્યો.

---

# પ્રકરણ ૮.



બંગલાની પાછલી બાજુ ઘણી નકામી જગા પડી હતી અને તેમાં આંબાનાં, આંબલીનાં અને થોડાં નારીએલનાં ઝાડ હતાં. તે એક નાનું જંગલ જ હતું, એમ કહ્યું હોય તો ચાલે. આ જંગલની આસપાસ લોખંડી તારની વાડ હતી એટલું જ માત્ર વિશેષ. એ વાડને લગતા જ નાના દરવાજા પાસેથી તે તરુણ પાછો ફર્યો હતો. તે તરુણ પાછો ફર્યા પછી વૃદ્ધ કનૈયા તિવારીએ કહ્યું, "બાઈ, આમ કાંટાકુંટામાંથી બંગલામાં જવા કરતાં ચાલો મોટે રસ્તેથી જઈએ."

વિજયા વિચાર-મગ્ન હોવાથી એ શબ્દ તેના કાને ગયા જ નહિ. તે જંગલમાં થઈને જ બંગલા તરફ જવા લાગી. આ તરુણના સંબંધમાં તેના મનમાં અનેક વિચાર આવતા હતા. વિશેષતઃ બે બાબતોથી તેનું મન ઘણું જ વ્યગ્ર થયું હતું. તેને અને પોતાને આટલી વાતચિત થઈ છતાં, કંઈ શરમે વચમાં જ આવીને તેનું નામ પૂછતાં હરકત કરી, એ હજુ પણ તેના લક્ષમાં આવ્યું નહોતું. નારી-હૃદય માત્ર શાલીનતાથી જ આટલું બધું દુર્બલ હોય, એનું તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. વારુ, તે બે દિવસ પછી પરગામ જવાનો છે એમ બોલ્યો; પણ તે કયા ગામે, એ તેને પૂછવાનો સો વખત વિચાર કર્યો, પણ શરમે તે વિચાર તોડી પાડયો. કોણ જાણે જીભની અને શરમની આજ આટલી બધી મૈત્રી કેમ જામી હતી! ગમે તેમ હો, એટલું

માત્ર ખઈ કે આ તરૂણ સભ્ય, સજ્જન અને સુશિક્ષિત છે; તેમ જ કુલીન સ્ત્રીઓ સાથે માર્દવતાથી, પણ ખુલ્લા મને કેમ વાત કરવી એ તે સારી રીતે જાણે છે. આ વાત વિજયાના લક્ષમાં આવ્યા શિવાય રહી નહિ. એટલું જ નહિ, પરંતુ તેનું બોલવું-ચાલવું જાણે તેના મનપર કોરઇ ગયું હતું. તે તરૂણ બ્રાહ્ન ન છતાં, આટલા ગુણ તેને કેમ લાધ્યા એનું પણ તેને આશ્ચર્ય લાગતું હતું.

બંગલામાં પગ મૂકતાં જ પરેશની માએ આવી ખબર આપી કે, બહારની કચેરીમાં કેટલી વારથી વિલાસ બાબૂ આવી વાટ જોતા બેઠેલા છે. વિજયાને આ સમાચાર અશુભ લાગ્યા. તે સાંભળી તેનું મન ત્રસ્ત અને વિરક્ત થયું. જે તે દિવસે ચીડાઇને ચાલ્યો ગયો હતો અને એટલા દિવસોમાં જેનું મુખાવલોકન પણ થયું નહોતું,તે આજ ગમે તે કોઇ કારણથી આવ્યો હોય; પરંતુ તેનું તે આગમન વિજયાની ચિંતાનું કારણ થયું અને આટલો વખત મેળવેલો મનનો આનંદ નષ્ટ થઈ તેનું મન ઘણું જ ઉદાસ થઇ ગયું. તેને એમ પણ થયું કે, આ કરતાં દિઘડામાં નરેંદ્રનાથની ખેતીની શાળા જોવા ગઈ હોત તો સારૂં થાત. વિલાસ બાબૂનું આવવાનું કારણ જો કે તે જાણતી નહોતી, તો પણ તેના હેતુમાં અને પોતાના હેતુમાં આસ્માન-જમિનનું અંતર કલ્પી 'આ અપ્રિય પ્રસંગ ટળે તો સારૂં' આમ તેને થયું. મેડાપર જઇ તેણે ફરવા જવાનો પોષાખ બદલી નાંખ્યો અને નીચે આવી તેણે પરેશની માને પૂછ્યું: "હું ઘરમાં આવી છું એ વાત તેમને જણાવી તો નથી ને?"

"ના. હું હમણાં જ પરેશને મોકલતી હતી."

"ના. તેમ કરવાની કાંઇ જરૂર નથી. વારૂ, તેમને ચ્હા મોકલ્યો હતો ?"

"ના. માત્ર પૂછ્યું હતું ખરૂં. તેમણે કહ્યું કે બાઇ સાહેબ આવ્યા પછી સાથે જ લઇશું."

વિજયાના ઘરમાં સૌ કોઇ એમ જ માનતું હતું કે, કેટલાક દિવસ પછી વિલાસબાબૂ જ આ ઘરના માલીક થવાના છે. આથી વિલાસ બાબૂ જ્યારે વિજયાને મળવા આવતો, ત્યારે વિજયાના નોકર-ચાકરો તેનું માન-પાન રાખવામાં આળસ કરતા નહોતા. પરેશની માને ચ્હા તૈયાર કરવાનું કહી વિજયા મંદ પગલે મ્હોટા દિવાનખાનામાં આવી. વિલાસ એક નાના મેજ પાસે ખુરશીપર બેસી તે મેજ ઉપરના કેટલાક કાગળો જોવામાં તલ્લીન થઇ ગયો હતો. વિજયા પોતાની હંમેશની ખુરશી ઉપર જઇને બેસતાં જ વિલાસે કાગળ-પત્ર ઉપરથી પોતાની નજર વિજયા તરફ ફેરવી અને તેને નમસ્કાર કર્યા જેવું કરી ગંભીરતાથી કહ્યું: "તમને એમ લાગ્યું હશે કે, વિલાસને ક્રોધ ચઢયો હશે તેથી તે આવ્યો નહિ. પણ તેવું કાંઇ પણ નથી. બાકી હા, એટલું તો મારે તમને જણાવવું જ જોઇએ કે તે વખતની વાત ક્રોધ કરવા જેવી હતી ખરી."

આટલા દિવસો સુધી વિલાસ વિજયાને આપ શબ્દથી સંબોધતો હતો; પરંતુ આજ એકાએક તમે શબ્દનો પ્રયોગ થએલો જોઇ વિજયાને ઘણું જ ચમત્કારિક લાગ્યું હોય એમ તેના ચહેરા પરથી જણાઇ આવતું હતું. તે ચૂપચાપ બેઠી હતી અને આવા ગૃહસ્થ સાથે વાત કેમ કરવી એ પણ તેને સુઝતું ન હોતું. પરંતુ, તે બોલે કે ન બોલે તેની વિલાસને ક્યાં પરવા હતી ? તેણે તો પોતાની

વાત આગળ ચલાવતાં કહેવા માંડ્યું: " આપણા સ્થળના કામની બરોબર વ્યવસ્થા કરી હું હમણાં જ કલકત્તાથી આવ્યો. હજુ તો પિતાજીને પણ મળ્યો નથી. તમે નીરાંતે બેસો, પણ મારાથી તેમ બેસી શકાય નહિ. હું કદાપિ કર્તવ્ય-પરાઙ્મુખ થઉં નહિ. આવડું મોટું કાર્ય માથાપર લઇ હું સ્વસ્થ રહી શકતો જ નથી. આપણા બ્રાહ્મ-મંદિરની પ્રતિષ્ઠા આવતી નાતાળની રજાઓમાં કરવાનું મેં નક્કી ઠરાવ્યું છે. અને એ મહત્ત્વના કાર્ય-નિમિત્તે કલકત્તાના જે જે ગૃહસ્થોને બોલાવવા જોઇએ, તે સર્વને આમંત્રણ પણ કરી ચૂક્યો છું. ગયા બે ત્રણ દિવસોમાં મોટા મોટા લોકોની મુલાકાતો લેવાને મને જે મહેનત પડી છે, તેની તમને તો કલ્પના પણ આવશે નહિ. મંદિરની પ્રસ્થાપનાનો કાર્યક્રમ કેવી રીતે થવો જોઇએ અને એટલા માટે કલકત્તેથી કોણ કોણ આવનાર છે તે એક વખત જુઓ તો ખરાં!" આમ કહી વિલાસે મોટી શેખીથી પોતાના હાથમાંનો કાગળ વિજયા સામેના ગોળ આરસના ટેબલ ઉપર નાંખ્યો, અને ગયા બે ત્રણ દિવસના શ્રમપરિહાર માટે જ ન હોય તેમ, તે સભ્યતાનો અતિક્રમ કરી ખુરશી ઝુલાવતો ટેબલ ઉપર લાંબા ટાંટીયા કરી બેઠો. પરંતુ વિજયા તો કાગળ સામું જોઈ કાંઇ જ બોલી નહિ. કલકત્તાના નિમંત્રિત ગૃહસ્થો સંબંધમાં તેના મનમાં સહેજ પણ કુતૂહલ ઉત્પન્ન થયું નહિ. ઉલટી, તે તો આ બધી હકીકત જાણી અધિક ચિંતિત થઈ. વિજયાની આવી સ્થિતિ જોઇ ગૌરવાન્વિત થવાની ઉમેદથી આવેલો વિલાસ ખિન્ન થયો અને બોલ્યો: " તમે આમ સ્તબ્ધ કેમ બેઠાં છો? તમને શું થયું છે?" વિજયા વિલાસ સામું ન જોતાં, શાંત પરંતુ ઉદાસીનતાથી બોલી: " હું એ વિચાર

કરૂં છું કે આ નિમંત્રિત ગૃહસ્થોને હવે મારે જવાબ શો આપવો ?"

" એટલે ? " " એજ કે બ્રાહ્મ મંદિરના સંબંધમાં હજુ મેં નિશ્ચિત એવું કાંઈ જ ઠરાવ્યું નથી."

એકદમ ખુરશી પર બેઠો થઇ અને સ્વરની તીવ્રતા વધારી વિલાસ બોલ્યો, " એનો શો અર્થ ? જો તમારે નાતાળની રજા પહેલાં મંદિરની પ્રતિષ્ઠા કરવી હોય તો તમે તેમને તેમ જણાવી શકશો. પરંતુ હજી ઠરાવ્યું નથી એનો અર્થ મારા લક્ષમાં આવ્યો નહિ."

વિલાસના ચહેરા પર ખુલ્લે ખુલ્લો ક્રોધ જણાવા લાગ્યો. તેની આંખો પણ લાલ થઈ. વિજયા માત્ર શાંત અને સ્તબ્ધ હતી. તે ધીમે રહીને બોલી, "ઘણો વિચાર કર્યા પછી મેં એમ ઠરાવ્યું છે કે આવા સમારંભની અહીં કાંઇ જ જરૂર નથી."

પોતાની બન્ને આંખો વિસ્તૃત કરી વિલાસ બોલ્યો, "સમારંભ ! હું સમારંભ કરવાનું બિલકુલ બોલ્યો નથી. હું એટલું તો સમજું છું કે આવો પુણ્યમય ગંભીર પ્રસંગ શાંતતાથી પાર પાડવો જોઈએ. તે માટે તમારે કાંઇ પણ ચિંતા કરવાની નથી."

વિજયા પહેલાંની માફક જ મૃદુ સ્વરથી બોલી: " મારૂં કહેવું એમ છે કે બ્રાહ્મ મંદિરની અહીયાં કાંઈ પણ સાર્થકતા થવાની નથી; અને તેટલા માટે મંદિરની અહીં જરૂર નથી."

વિલાસની સ્થિતિ આકાશમાંથી નીચે પડયા જેવી થઈ. ક્ષણભર તો, શું બોલવું એજ તેને સુઝયું નહિ. પછી તે ચીડાઇ જઈ બોલ્યો: "તમે બ્રાહ્મ-મહિલા છો કે અન્ય કોઈ છો, એ હવે હું તમને સ્પષ્ટ પુછું છું ? "

" હું ગમે તે હઇશ. પરંતુ, એટલું તો ચોકકસ છે કે, હું બીજા

પર જુલમ કરનારી પશુ નથી." આવા શબ્દો કહેવા માટે વિજયાનું અંતઃકરણ ઘણુંજ ઉછળી આવ્યું હતું. પરંતુ તે બધું તે ગળી ગઈ અને બોલીઃ " તમે પહેલાં ઘેર જઈ મગજ શાંત કરી, પછી નીરાંતે આ બાબતમાં વાતચિત કરવા આવજો. હમણાં આ સંબંધમાં કાંઇ અધિક વાત કરવાની જરૂર નથી. આમ કહી વિજયા અંદર જવા માટે ઉઠી; પરંતુ એટલામાં નોકરે ચહાની તબક ટેબલ પર લાવી મૂકયાથી તેને ફરી બેસવું પડયું. વિલાસનું તો તે તરફ ધ્યાનજ નહોતું. તે તો વિષધર સર્પની માફક ફુંફાડા મારતો ક્રોધથી લાલઘૂમ બન્યો હતો. બ્રાહ્મ હતો છતાં પણ, તેનામાં હજુ સભ્યતા અને આત્મસંયમન કેમ નહિ આવ્યાં હોય એતું જ આશ્ચર્ય લાગે છે. હિંદુ તો જાણે ગમે તેવા પણ અસભ્ય. પરંતુ, આ બ્રાહ્મ સમાજનો પ્રતિષ્ઠાતા વિજયા સામું જોઇ ઉદ્ધતાઇથી બોલ્યો, " તમારી સાથેનો સ્નેહ સંબંધ અમે ગમે તે ક્ષણે તોડી નાંખીશું, સમજ્યાં ?"

શાંતપણે ચહાનો પ્યાલો વિલાસના ટેબલ પર મૂકી અને પોતાના પ્યાલામાંથી બે ઘુંટડા ચહા લઇ વિજયા ધીમા પણ તીક્ષ્ણ સ્વરે બોલીઃ " એ સંબંધમાં કાંઇ વાતચિત કરવી હશે, તો હું તમારા પિતા સાથે કરીશ. તમારી સાથે વાત કરવાની મારે કાંઇ જરૂર નથી."

સામેની ચહા તરફ ઢુંકીને પણ ન જોતાં વિલાસ એકદમ ઉછળી પડી બોલ્યોઃ " અમે તમારી સાથેનો સંબંધ તોડી નાંખીશું, તો શું થશે એ ધ્યાનમાં છે કે ?"

સ્વસ્થપણે પણ કડુ સ્વરે તે બોલીઃ "તે મારા કરતાં તમારા જ લક્ષમાં અધિક રહેશે. તમે જેમને તમારી પોતાની જવાબદારી ઉપર

નિમંત્રિત કર્યાં છે, તેમને હવે અપમાનિત કર્યાની જવાબદારી પણ તમારી જ ઉપર છે. એમાં હું ભાગીદાર નથી, એ વિસરશો નહિ એટલે બસ. "

તે ક્રોધથી બોલ્યો:-" કર્તૃત્વશીલ અને છોકરવાદ એ બન્ને બાબતમાં ઘણો અંતર છે, એ ધ્યાનમાં રાખ વિજયા !"

જાણે કે કાંઇ જ બન્યું નથી એટલા શાંતપણે વિજયા બોલી:-" તે હું વિસરીશ નહિ. "

આ શબ્દોમાંનો શ્લેષાર્થ લક્ષમાં આવ્યાથી કે કોણ જાણે, વિલાસ એકદમ ગર્જના કરી બોલ્યો:-" ન વિસરવા માટે અમે પણ ખબરદારી રાખીશું. "

વિજયા કાંઇ બોલી નહિ તેમ તેણે વિલાસ તરફ નજર પણ વાળી નહિ. તે ચહાનો પ્યાલો હાથમાં લઈ ધીમે ધીમે સ્વસ્થતાથી ચહા પીવા લાગી. આવી રીતે વિલાસ ચીડાઈ ગયો અને તેને કાંઈ સુઝ પડી નહિ. ઘણા વખત સુધી ચુપ બેસી રહ્યા પછી પોતે કર્યું તે ઠીક ન કર્યું, આમ તેને લાગવા માડ્યું. તે કાંઇક સ્થિર થયો અને બોલ્યો, " તોપછી આટલા મોટા ઘરનો ઉપયોગ શો ? શું તે એમને એમ ખાલી પડયું રહેવા દેશો ? "

હવે માત્ર વિજયાએ પોતાની નજર વિલાસ તરફ ફેરવી. આ નજરથી જાણે કે તેણે એમ જ સૂચવ્યું કે પોતે આ સર્વ સંપત્તિની માલીક છે. તે દઢ સ્વરે બોલી, " તે ઘર લેવું જ જોઇએ. એ તો હજુ કાંઇ ઠર્યું નથી. "

આ શબ્દો સાંભળી વિલાસ ક્રોધથી ઉન્મત્તપ્રાય થઇ ગયો અને તે ઘણો ખરો પોતાને જ ભૂલી ગયો. તે જમિન પર બુટ

સાથે પગ ઉછાડી ઓઠાઉ સ્વરે ગર્જના કરી બોલ્યો, ઠર્યું છે. સો વખત કહું છું કે નક્કી ઠર્યું છે. હું આવી રીતે નિમંત્રિત ગૃહસ્થોનું અપમાન થવા દઈશ નહિ. અમારે તે ઘર જોઇએ જ અને ત્યાં બ્રાહ્મ મંદિર થવું જોઈએ જ. હું આજ તમને ખુલ્લે ખુલ્લું ચેતાવીને કહું છું કે હું એ કાર્ય સિદ્ધ કર્યા શિવાય રહીશ નહિ." આમ બડબડી પ્રત્યુત્તરની વાટ ન જોતાં અને રજા પણ ન લેતાં વિલાસ બિહારી બાબૂની સ્વારી ક્રોધના ઝટકા સાથે ત્યાંથી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૯.

---

તે દિવસથી વિજયાના મનમાં આવી એક આશાનું પોષણ થતું હતું કે, પેલો અપરચિત ગૃહસ્થ પોતે બહાર ગામ જાય તે પહેલાં કાંઇ પણ ખટપટ કરીને નરેંદ્રનાથને એક વખત પણ પોતાની પાસે લઇ આવશે. તે અપરિચિત તરૂણ ગૃહસ્થ સાથે માત્ર બે દિવસ જ વિજયાને જે વાતચિત થઇ હતી તેમાં વિસરી જવા જેવો એક પણ શબ્દ નથી આમ તેને લાગતું; અને તે તરૂણના શબ્દ–રંગની તબક સામે રાખી તેની સ્હાયતાથી તે નરેંદ્રનાથનું ચિત્ર દોરતી હતી. તે તરૂણે પોતાના તે સ્નેહી સંબંધે કેટલી બધી વાતો કહી. નરેંદ્રનાથના સંબંધમાં તેને જે જે કાંઇ પૂછ્યું, તે તે સર્વ તેણે કહ્યું. તેટલા પરથી જણાઇ આવે છે કે નરેંદ્રનાથ પિતૃ-ઋણ ફેડવા માટે તદ્દન અસમર્થ છે એમ કાંઇ નથી. જગદીશ બાબૂને અને પિતાજીને સારો સ્નેહ હતો એ વાત

પણ તે તરૂણ જાણતો હોય એમ જણાયું. એ પરથી એટલી તો ખાત્રી છે કે તેને સર્વ બાબતની ખબર હોવી જોઇએ. નરેંદ્રનાથના સંબંધમાં તે તરૂણને ઘણીજ લાગણી થતી હોય તેમ જણાયું. પરંતુ તેણે એક વખત પણ એવો ધ્વનિતાર્થ કર્યો નથી કે તેઓ જો પિતૃઋણ નહિ આપે તો તે પોતે આપવાની તજવીજ કરશે. આ પરથી જણાય છે કે, આ તરૂણ કદાચ નામનો જ સ્નેહી પણ હશે ?

આ પછી નદી કિનારે તે તરૂણની મુલાકાત થઈ નહિ. છતાં વિજયાએ તો તે બાજુ સવાર સાંજ ફરવા જવાનો ક્રમ રાખ્યો જ હતો. તેને એવી આશા હતી કે કોઇક વખત પણ તેની મુલાકાત થઇ જશે. પરંતુ તેટલા વખતમાં નરેંદ્રનાથે આવી મળી ગયો નહિ, તેમ તેનો પેલો વિલક્ષણ સ્નેહી પણ ક્યાંય નજરે પડયો નહિ. ધીમે ધીમે દિવસો પાછળ દિવસો જવા લાગ્યા. વિજયાના ઘરમાં અસભ્ય વર્તન કરી વિલાસ ચાલ્યા ગયા પછી રાસબિહારી અને વિજયાની મુલાકાત થઇ હતી; પણ તે વૃદ્ધે વિલાસના એ વર્તન સંબંધે પોતાના ભાષણમાં ઉલ્લેખ જ કર્યો નહોતો. અને એ પછી પણ જ્યારે જ્યારે તે બેની મુલાકાત થતી, ત્યારે ત્યારે તે બાબત આગળ આવે નહિ એની તે ખાસ સંભાળ રાખતો હતો. તેમજ વાત કરતાં બ્રાહ્મમંદિરનું જાણે નક્કી જ કર્યું છે આમ પણ દેખાડતો હતો. આવી રીતે ગયા અઢી મહિનામાં તે ડોસાએ વિલાસની અને વિજયાની મુલાકાત થવા દીધી નહી; તેમ પોતે પણ માત્ર કામ પુરતો જ વિજયા પાસે જતો હતો. પોષ મહિનાની પડવેને દિવસે માત્ર રાસબિહારી અને વિલાસની પિતા—પુત્રની જોડ વિજયા પાસે આવી

દાખલ થઈ. વાતના આરંભમાં જ રાસબિહારી બોલ્યો: " વિજયા, હવે તો ઘણા જ થોડા દિવસ રહ્યા છે. એટલા વખતમાં રંગ-રોગાન કરી ઉત્સવની તૈયારી કરવી જોઇએ. "

આજ અકસ્માત્ આ વિષય નીકળ્યો હોવાથી અને સાથે વિલાસ પણ આવ્યો હોવાથી, વિજયા તત્ક્ષણે ઉદ્વિગ્ન થઇ ગઇ. તે બોલી: " તે પોતાની મેળે ઘર છોડીને ચાલી ગયા શિવાય તૈયારી તે શી કરવી ? "

વિજયાના આ શબ્દો સાંભળી વિલાસબિહારી ધીમે રહીને હસ્યો. રાસબિહારીએ કહ્યું; " તું નરેન્દ્રના સંબંધમાં પૂછે છે ? અરે, તે તો કાલેજ ઘર છોડી ક્યાંક ચાલતો થયો. "

રાસબિહારીના આ શબ્દો બાણની માફક વિજયાના અંતઃકરણના ઉંડાણમાં જઇ ખુંચ્યા. વિલાસનું તો મોઢું પણ જોવું નહિ આવો તેને તેના પર તિરસ્કાર આવ્યો અને ખરેખર, તેજ વખતે તેણે પોતાની ખુરશી ફેરવી તે અપ્રિય દર્શન ટાળ્યું. તે ભલા ગૃહસ્થને તેના ઘરમાંથી કાઢી મૂકવા માટે આ પિતા-પુત્રે કેવા કેવા જુલમ કર્યા હશે એ કલ્પનાથી તેનુ હૈયું ચિરાઇ ગયું. તે ખિન્ન સ્વરે બોલી, " તેમના સામાન સુમાનનું શું કર્યું ? તેઓ લઇ ગયા કે-"

વિજયાને આગળ ન બોલવા દેતાં વિલાસ વચમાં જ હસીને બોલ્યો, " ત્યાં હતું શું ? માત્ર એક સાદડી હતી. ધારૂં છું કે તે તેના પર સુતો હોવો જોઇએ. મેં તો તે ઉપાડી બહાર ફેંકી દીધી. તેને ફાવશે તો તે લઈ જશે. અમને તેની કાંઇ હરકત નથી. "

વિજયા કાંઇજ બોલી નહિ પરંતુ તેનો પરદુઃખકાતર ચહેરો જોઇ વૃદ્ધ રાસબિહારી મનમાં ખમચ્યો. તે છોકરાનો તિરસ્કાર

ફરી બોલ્યો, " વિલાસ, એ તેં સારૂ ન કર્યું હોં. મનુષ્ય ગમે તેટલો અપરાધી હોય, ઈશ્વરે તેને ગમે તેટલી શિક્ષા કરી હોય; પરંતુ તેનું દુઃખ જોઇ આપણે દુઃખિત થવું અને તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી એજ યોગ્ય કહેવાય. નરેંદ્રનાથના સંબંધમાં તારા અંતકરણમાં સહાનુભૂતિ નથી એમ હું નથી કહેતો; પણ તારે તે બહાર પણ દર્શાવવી જોઇએ. જગદીશના છોકરાસાથે તારે મુલાકાત થઈ હતી શું ? તો પછી તેં તેને એક વખત પણ મને મળી જવા માટે કેમ ન કહ્યું ? જો તે મને એક વખત પણ મળ્યો હોત-"

પરંતુ પુત્રે પિતાને વાક્ય પણ પૂરૂં કરવા દીધું નહિ; તેમ પિતાના કથનમાંનો ધ્વનિતાર્થ પણ તેના લક્ષ્યમાં આવ્યો નહિ. જાણે તેણે મોટી લડાઇ જીતી હોય તેવી ઘમંડથી તે બોલ્યો: " હા. જાણે કે તેને મળી તેને બોલાવ્યા શિવાય મારે બીજું કાંઇ કામ જ નહોતું ! મારા સમયની તો જાણે કિંમત જ નહિ હોય. અને વળી હું જ્યારે ત્યાં ગયો. ત્યારે તે મોટા ડૉક્ટર સાહેબ પણ ત્યાં હાજર ક્યાં હતા ? પોતાની ટ્રંક, પેટી અને ગાભા-ચિંથડાનાં ગાંસડા લઈ ક્યારનાયે ત્યાંથી પસાર થઇ ગયા હતા ! વિલાયતના ડૉક્ટર ખરા ને ! બેવકૂફ, અસભ્ય—" વિલાસ પોતાના જિવ્હામંત્ર મારફત આવાં જ બીજાં કેટલાક વાક્-સુમન નિર્માણ કરવાના રંગમાં હતો ત્યાં, રાસબિહારીનું ધ્યાન વિજયાના ક્રોધકંપિત ચહેરા તરફ ખેંચાયું. તુરત જ તેણે ક્રોધથી વિલાસને કહ્યું: " છાનો બેસ, વિલાસ ! હવે એ સંબંધમાં હું તને ક્ષમા કરીશ નહિ. આવા અસભ્ય શબ્દ ઉચ્ચારવા માટે તારે શરમાવું જોઇએ. તને પશ્ચાત્તાપ થવા જોઇએ—"

પણ વિલાસ પોતાના ચતુર સ્વાર્થસાધુ વૃદ્ધ બાપનું સાંભળે

જ શેનો ? તેણે તાબડતોબ જવાબ વાળ્યો : " કેમ ? શામાટે મારે પશ્ચાત્તાપ કરવો જોઇએ ? બીજાને દુઃખિત જોઈ દુઃખ પ્રદર્શિત કરવું અને તેનું દુઃખ નિવારણ કરવાનો પ્રયત્ન કરવો એ હું સમજું છું; પણ જે માણસ આપણે ઘેર યાચક તરીકે આવી આપણા જ મોઢા સામે, આપણું જ અપમાન કરી જાય છે; તેને ક્ષમા કરવી કે તેને માટે દુઃખિત થવું એ કદાપિ શક્ય નથી ! "

આ સાંભળી વિજયાને સાહજિક આશ્ચર્ય લાગ્યું. તે જોઇ રાસબિહારી દ્વિગુણિત વિસ્મયથી બોલ્યો: "શું કહે છે ? કોણે તારૂં અપમાન કર્યું ? અને તે પણ આપણે ઘેર આવીને ? "

વિલાસ એકદમ ઉત્સાહિત થઈ બોલ્યો: "બીજું કોણ વળી ? તે જ જગદીશબાબૂના સુપુત્ર નરેંદ્રનાથ ! એક દિવસે આજ ઠેકાણે આવી તેણે મારૂં અપમાન કરવામાં લગાર પણ આળસ કરી નથી. તે વખતે મેં તેને ઓળખ્યો નહિ; નહિ તો વિજયા સાથે અભદ્ર ભાષણ કર્યા બદલ ખરેખર જ મેં તેને સારૂં ઇનામ આપ્યું હોત."

વિલાસનું આ ભાષણ વિજયા લગાર વિલક્ષણ ઉત્સુકતાથી સાંભળતી હતી. પરંતુ, વિલાસે વિજયા તેના પોતાના સામું જોતી હતી તેનો તદ્દન જૂદો જ અર્થ કર્યો અને તે મોટી ઘમંડથી વિજયાને કહેવા લાગ્યો: "કેમ સાંભરે છે કે ? દુર્ગોત્સવના પહેલાં ઉત્સવની પરવાનગી માગવા માટે પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાયનો ભાણેજ થઇ જે એક અસભ્ય ગામડીઓ બેવકૂફ આવ્યો હતો, તે જ તે નરેંદ્રનાથ. તમે તે વખતે તેને ફાવે તેમ બોલવાની છૂટ આપી હતી. જો તે વખતે જ મેં જાણ્યું હોત કે તે નરેંદ્ર છે, તો મેં તેને બારીમાંથી બહાર ફેંકી દીધો હોત ? "

પણ એટલામાં રાસબિહારી અને વિલાસ બન્ને હતબુદ્ધ થયા. જુએ છે તો વિજયાનો ચહેરો વિષાદ અને વેદનાથી કલાન્ત થએલો હતો; અને અશ્રુ ગાળવા માટે આંખો પણ આતુર થએલી જણાઇ.

---

## પ્રકરણ ૧૦.

---



નાતાળની રજાને હવે ઘણો જ થોડો સમય બાકી રહ્યો હોવાથી કે૦ જગદીશબાબુના ઘરનું ઘણા જ ઝપાટાથી બ્રાહ્મમંદિરમાં રૂપાંતર થતું હતું. મુખ્ય દિવાનખાનાને ઉપાસના-ગૃહ સંબોધવામાં આવ્યું હતું અને ત્યાં તદ્દન નવીન પદ્ધતીનાં વ્યાસપીઠ તૈયાર કરવામાં આવ્યાં હતાં. પહેલા વર્ગના ભક્તો માટે ખુરશીઓ અને બીજા વર્ગના ભક્તો માટે બાંકડા રાખવામાં આવ્યા હતા. બાકીના બીજા ઓરડામાં સમારાધના માટે આવનારા પરોણાઓને ઉતરવાની સગવડ કરવામાં આવી હતી. આ સઘળી વ્યવસ્થા વિલાસબિહારીની નજર તળે ચાલી હતી. કલકત્તામાં તેના જે ખાસ જિગરજાન દોસ્તો હતા, તેમને માટે ઉતરવાની સગવડ તેણે પોતાને જ ઘેર કરી હતી. કલકત્તા વિગેરે સ્થળેથી આવનારી મહિલાઓ વિજયાને ત્યાં ઉતરનાર હતી. બીજાં માણસો માટે જગદીશબાબુનું ઘર તૈયાર થતું જ હતું. सत्यं शिवं सुंदरम् !

એક દિવસે વિજયા સવારે સ્નાન કરી પરેશને ખોળતી ખોળતી ઢોરઢાંખર બાંધવાની જગા તરફ ગઇ. વચમાં જ એક પાંચ ૭

અહિનાનું વાછરડું બાંધેલું હતું, તે વાછરડા પાસે ઉભો રહી, પરેશ એક હાથે તે વાછરડાનું ગળું પંપાળતો હતો અને બીજે હાથે શેરડીનો કકડો ધીમે ધીમે ચૂસતો હતો. પરેશ માત્ર આઠ વર્ષનો છોકરો હતો. તે વાછરડાની અને પરેશની ઘણી સારી દોસ્તી જામી હતી. તે વાછરડું પોતાની ડોકી ઉંચી કરી ઘણા આનંદથી પરેશની સેવા ગ્રહણ કરતું હતું. એ બે વિજાતીય શિશુ–બંધુઓનો પ્રેમ જોઈ વિજયાને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને તેની આંખો આનંદાશ્રુથી ભરાઈ આવી. પરેશ ગરીબનો છોકરો હતો. તેની મા વિજયાને ત્યાં રસોઈ–પાણી કરી જેમ તેમ કરી પોતાનું ગુજરાન કરતી હતી. પરેશ પર વિજયાનો ઘણો સારો પ્રેમ હતો. સહેજ અજંપો થતો, તો તે આ ગામડીયા અસભ્ય છોકરાને પાસે બોલાવતી અને તેની સાથે વાતો કરતી બેસતી હતી; તેમ કોઈ કોઇ વાર તો તેની સાથે રમતી પણ હતી. વિજયાએ પરેશ પાસે જઈ કહ્યું; " કેમ રે પરેશ! તારી માયે તને નવું બદન લઈ આપ્યું તે આજ કે ? છેઃ! કેવું ગંદું કપડું છે!"

પોતાનું નવું બદન પરેશને મન મોટું બ્રહ્માંડ હતું; પરંતુ, હમણાં તેની છેક નજીકમાં જ રેશમી ઝગઝગતી સાડી પહેરી વિજયા ઉભેલી હોવાથી એ બે હલકા–ભારે કાપડમાંનો ફરક તે નાના બાળકના લક્ષમાં આવવાને વાર લાગી નહિ. બિચારા પરેશનું મોઢું તુરત જ સુકાઇ ગયું. આ બાળકની આવી અવસ્થા જોઇ વિજયા બોલી: " પરેશ, તારે આવો રેશમી કોટ જોઇએ છે કે?"

" પણ, મા પાસે પૈસા—"

" મા શેની? પણ હું તને આવો કોટ લઇ આપું. પરંતુ, તું જો—"

'પણ, જો, તો' આવી બાબતોનું પરેશને કાંઇ પણ પ્રયોજન નહોતું. તે શરમાઈ હસીને વચમાં જ બોલ્યો: "ક્યારે લઇ આપશો મા સાહેબ?"

"કાલે લઇ આપીશ; પણ આમ જો, મારૂં એક કામ કરીશ તો લઇ આપીશ હોં કે. પણ જો તું તારી માને કે બીજા કોઇને કહીશ, તો પછી નહિ લઇ આપું હોં!"

"મા ક્યાંથી જાણશે? તમે એ કહેશો નહિ અને હું પણ નહિ કહું."

"તેં દિઘડા ગામ જોયું છે?"

"હા. અમે તો દરરોજ ત્યાં રમવા માટે જઇએ છીએ."

"તે ગામમાં સૌથી કોનું ઘર મોટું છે?"

"અં-અં—હા, જગદીશ પુરોહિતનું. ઘણું જ મોટું ઘર છે. અને તેની પાસે જ ગોવિંદ હલવાઇનું ઘર છે. તેની દુકાને રેવડી ઘણી સારી મળે છે. એક પૈસાની દસ રેવડીઓ આપે છે અને અર્ધા પૈસાની માગીએ છીએ તો ચાર જ આપે છે—"

પરેશ આ રેવડીઓનું આખ્યાન ઘણું જ લાંબું લચક કહેવાનો હતો. પણ વિજયાએ વચમાં જ કહ્યું: "તું ત્યાંથી બે પૈસાની રેવડીઓ લાવીશ?"

"અબબબ! એટલી બધી વીસ રેવડીઓ?"

"હા હા, વીસ આણીશ?"

"હા મને ગણતાં આવડે છે. આ હાથમાં દસ ગણી લઇશ અને પછી બીજી દસ આ હાથમાં. પછી હું!"

બાળકનો આ ઉત્સાહ જોઇ વિજયાને સાહજિક જ હસવું આવ્યું. તે બોલી: "પણ આમ જો. તે દુકાનદારને પૂછી જો જે કે

આ પાસેના ઘરમાં નરેંદ્રબાબૂ રહેતા હતા, તે હમણાં ક્યાં છે? જો સંભારીને પૂછજે અને જે કહે તે બરોબર ધ્યાનમાં રાખજે."

"સારૂ, પૂછીશ."

"નહિ તો પછી રેવડીઓની ધમાલમાં ભૂલી જઇશ?"

પોતાનો હાથ વિજયા સામે ધરી પરેશ બોલ્યો: "ના મા, નહિ ભૂલું. પણ તમે પહેલાં પૈસા આપોને!"

"પણ, તારી મા તને પૂછશે કે તું ક્યાં ગયો હતો, તો શું કહીશ?"

પરેશ પોતાની બુદ્ધિ ચલાવી બોલ્યો: "રેવડીઓનું પડીકું એવું સંતાડીશ કે તે તે જોઇ શકશે જ નહિ, અને પછી કહીશ કે નરેંદ્રબાબૂની તપાસ કરવા ગયો—"

વિજયા હસીને બોલી! "ગાંડા, તું તારી મા પાસે જૂઠું બોલીશ. જો, તે પૂછે તો કહે જે કે માએ મને રેવડીઓ આણવા માટે મોકલ્યો હતો. પણ, નરેંદ્રબાબૂ ક્યાં રહે છે તે માત્ર પૂછવાનું ભૂલીશ નહિ હોં કે. નહિ તો પછી તને નવું બદન મળશે નહિ."

પરેશના હાથમાં પૈસા પડતાં જ તે દિઘડા ગામ તરફ નાઠો. વિજયા ક્યાં સુધી તેના સામું જોતી ઉભી રહી હતી. નરેંદ્રબાબૂની તપાસના આ આશ્ચર્યકારક વ્યાપારમાં અસ્વાભાવિક એવું કાંઈ જ નહોતું. આ પહેલાં જ કોઇ માણસ મોકલી સહજ રીતે તેનો શોધ કરાવી શકી હોત. અથવા તો પોતે ફરવા જવાના નિમિત્તથી જોઇતી વાત જાણી શકી હોત. તો પછી અત્યારે પરેશને મોકલી નરેંદ્રની તપાસ કરાવવામાં કેમ વારૂ તેને આટલો બધો સંકોચ લાગ્યો હશે? તેનું મન આવી યુક્તિઓ રમવા માટે કેમ તૈયાર થયું હતું, એનું

કારણ શોધવાનો જો વિજયાએ પોતે પ્રયત્ન કર્યો હોત તો તે જાણી તે પોતે જ લજવાત. પણ હવે તેની આંખોમાં અંતઃકરણથી મનને જૂદું પાડીને જોવાની શક્તિ રહી નહોતી.

વિજયાને કેટલાક પત્રો લખવાના હતા એથી વિજયા પોતાની લખવાની ઓરડીમાં ગઇ અને ખુરશીપર બેસી કાગળ કાળા કરવા લાગી. પણ દરેક પત્ર ઉપર કાંઇ અસંબદ્ધ લખાણ જણાઇ આવવાથી તેણે તે બધાયે કાગળોનો ચોળીમોળો કરી ફેંકી દીધા અને છેવટે કલમ પણ મૂકી દીધી. હજી પરેશ પણ આવ્યો નહિ. ધીમે ધીમે મનની ચંચલતા અધિકાધિક વૃદ્ધિંગત થવા લાગી. અને જ્યારે તે તેનો વેગ રોકી શકી નહિ, ત્યારે ત્યાંથી ઉઠી છજામાં જઇ ઉભી રહી. ત્યાંથી દિઘડા ગામ નજરે પડતું હતું અને સરસ્વતી નદી તથા તેને લાગત થઈ જતો પગરસ્તો પણ સ્પષ્ટ જણાતો હતો. એટલામાં પગરસ્તેથી આવતો પરેશ જણાયો. તે નાના બાળકના સંબંધમાં આજ તેના મનમાં કેટલું બધું આશ્ચર્ય અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં હતાં. તે ઉભી હતી ત્યાંથી પરેશને મળવા માટે તેની સામી ગઇ. પણ નીચે જતાંજ તેનું મન શંકિત થયું અને તેના પગે કંપારી છૂટી. વિજયાને જોતાં જ પરેશ હસી પડયો અને ધીમે રહીને બોલ્યોઃ " માઈ, બે પૈસાની બાવીસ ! બે વધારે આણી. "

વિજયાએ પૂછ્યુંઃ " પણ તે દુકાનદારે શું કહ્યું ? "

તેણે કહ્યું કે, " જો તને બે વધારે આપું છું; પણ બીજાં છોકરાંને કહેતો નહિ. "

" અને નરેંદ્રબાબૂ ક્યાં છે એ તેને પૂછ્યું હતું ? "

" હા, પૂછ્યું હતું. તેણે કહ્યું કે તે અહીં નથી. ક્યાંક બીજી

બાજુ ગયા છે. પહેલાં તો તે પૈસાની દસ જ આપતો હતો; પણ મેં—"

વિજયા અત્યંત વિરક્ત થઇ ગઈ અને રૂક્ષ સ્વરે બોલી! "જા જો, મારી સામેથી તું રેવડીઓ લઇને કેવો જાય છે? જોઉંતો ખરી." કહી તે બારી પાસે ગઇ અને ઉદાસ થઇ શૂન્ય નજરે લાંબે સુધી પથરાયેલા જંગલ તરફ મોઢું કરી ઉભી રહી. માઇસાહેબનો આ રોષ જોઇ પરેશ ઘણો મુંઝવાડામાં પડયો. તે બિચારો દોડતો દોડતો ગયો, દોડતો દોડતો આવ્યો અને વીસને બદલે બાવીસ રેવડીઓ લાવ્યો; છતાં માઈસાહેબને રોષ ચઢેલો જોઇ પરેશનું મોઢું સુકાઇ ગયું. તે બીતો બીતો વિજયા પાસે ગયો અને બોલ્યોઃ "માઇ, પણ તે આના કરતાં વધારે આપતો નહોતો, તેને હું શું કરૂં?"

વિજયાએ પાછું ફરી પરેશ સામું જોયું નહિ; છતાં તે બિચારાની ભય વિહ્વલ થએલી સ્થિતિ તેના લક્ષમાં આવ્યા શિવાય રહી નહિ. તેણે સકરૂણ સ્વરે કહ્યુંઃ "જા બેટા, જા; તે બધી રેવડીઓ તું જ લે." આટલી બધી રેવડીઓ પોતાને એકલાને? આ તો જરૂર રોષ જ કહેવાય. પરેશ બિચારો વધુ ભયભિત થયો અને બોલ્યોઃ "માઇ, આટલી બધીએ મને—" વિજયા તેના સામું પણ ન જોતાં બોલીઃ "હા હા. જા. બધીએ તને આપી, લઇ જા." પરેશ વધુ ઝંખવાયો. હવે કાંઇ આપણને રેશમી બદન મળવાનું નથી, આ વિચારથી તેનું મન ખાટું થઇ ગયું. તેણે માઇ સાહેબને ખૂષ કરવા માટે પૂછ્યું, "માઇ, ભટ્ટાચાર્યને જઇને પૂછી આવું નરેંદ્રબાબૂ ક્યાં રહે છે તે?"

હવે માત્ર વિજયાએ એકદમ ઉત્સુકતાથી પાછું ફરી પરેશ સામું જોયું. તે તેને કાંઇ કહેવા જતી હતી, એટલામાં તેના શબ્દ તેની જીભપર જ રહ્યા. સામેના દિવાનખાનામાં અકસ્માત્ નરેંદ્રબાબુને પ્રવેશ કરતા જોઇ તે આશ્ચર્ય અને શરમથી અધોમુખ થઈ. નરેંદ્ર નિઃસંકોચ વૃત્તિથી અંદર આવ્યો અને તેણે હસતાં હસતાં વિજયાને નમસ્કાર કર્યા. આ બાજુ પરેશને પણ શું કરવું તે સુઝ્યું નહિ. તે બિચારો ઓશીયાળો થઈ ગયો અને બોલ્યો: "નરેંદ્રબાબૂ,ક્યાં ગયા તે–"

પરેશના આ શબ્દોથી નરેંદ્રને સામો નમસ્કાર કરવાનું પણ વિજયાને ભાન રહ્યું નહિ. તે લગાર ચીડાઇને બોલી: "જા રે તુ અહીંથી. નકામો બડબડ ન કર." હવે શું કરવું? માઈ સાહેબનો ક્રોધ કેવી રીતે દૂર કરવો? પરેશ બિચારો ગળગળો થઇ ગયો અને તેણે કહ્યું: "માઈ, ગોવિંદ હલવાઇ કહેતો હતો કે–" હવે તો ખરેખર જ વિજયાને પરેશ પર ચીડ ચઢી. પણ તેને શિક્ષા કરવાની તે હિંમત કરી શકી નહિ. છેવટે તેણે તેના હાથમાંનું રેવડીઓનું પડીકું લઈ દૂર ફેંકી દીધું અને તેને કહ્યું: "જા, જતો રહે તે રેવડીયો લઇને." પછી પરેશ ત્યાં ઉભો ન રહ્યો. પડીકું ઉંચકી તે દૂર નાસી ગયો. વિજયા નરેંદ્ર તરફ વળી સલજ્જ હસીને બોલી:– "આવો, બેસો."

નરેંદ્ર એક ખુરશી પોતાની પાસે ખેંચી હસતો હસતો તે પર બેઠો અને બોલ્યો: "આપને શું નરેંદ્રબાબૂ સંબંધમાં માહિતી જોઇએ છે?"

ભલે, ન્યાયપૂર્વક હશે; પરંતુ જેનું પોતે સર્વસ્વ લઇ લીધું, તે માણસ આપણી સાથે તદ્દન નિર્વિષ ચિત્તથી હસીને બોલે છે, એ

જોઇ વિજયાને આશ્ચર્ય લાગ્યા શિવાય રહ્યું નહિ. તેને શો ઉત્તર આપવો એ જ તેને સમજાયું નહિ. ઉપરનો સવાલ જો તેણે નાકબૂલ કર્યો હોત, તો તો જાણે બધો યે વાદ મટી ગયો હોત. પણ જૂઠું બોલવાની વિજયાને ટેવ નહોતી. અને તેથી તે ધીમે રહીને બોલી, "હા." નરેંદ્રે ગંભીર થઇ પૂછ્યું: "કેમ? કાંઈ કામ છે?"

આ શબ્દોમાંની તિખાશ વિજયાના કાનને જણાયા શિવાય રહી નહિ. તેણે કહ્યું: "ગરજ શિવાય કોઈ કોઇની તપાસ કરતું હશે કે?"

"તે તર્કશાસ્ત્ર રહેવા દો. મેં સાંભળ્યું છે કે તમારા સઘળા દેણાના નિકાલ થઇ ગયો છે, તો પછી હવે તેની તપાસ કરવાની શી જરૂર? હજુ કાંઇ કરજ બાકી છે?"

આ સ્પષ્ટ પ્રશ્ન સાંભળી વિજયાનું કોમલ અંતઃકરણ ભરાઇ આવ્યું. તે કાંઇજ બોલી નહિ. પણ નરેંદ્ર પોતાનો ઉદ્વેગ રોકી શક્યો નહિ. તે બોલ્યો, "જો હજુ પણ કાંઇ કરજ તેની પાસે બાકી રહ્યું હોય તો તેની જે હકીકત હું જાણું છું, તે પરથી હું આપને એટલું કહી શકું છું કે તે કરજ હવે તે ફેડી શકશે નહિ. તો પછી હવે શા માટે તેની તપાસ–"

"કરજને માટે હું તેમની તપાસ કરૂં છું, એવું તમને કોણે કહ્યું?"

"તે શિવાય બીજો શો ઉદ્દેશ હોઈ શકે? તે આપને ઓળખતા નથી, તેમ આપ પણ તેમને ઓળખતાં નથી. એટલે–"

"એટલે શું? હું તેમને ઓળખું છું અને તેઓ પણ મને ઓળખે છે."

નરેંદ્રને સાહજિક જ હસવું આવ્યું. તેણે કહ્યું, "તે આપને ઓળખે છે એ વાત ખરી; પણ આપને તેમની ઓળખાણ નથી. સમજો કે, હું જ નરેંદ્ર છું એમ મેં આપને કહ્યું તો–"

"તો હું તે વાત અક્ષરે અક્ષરે ખરી માનીશ, અને આપને એમ પુછીશ પણ ખરી કે, આ પહેલાંજ શા માટે આપે આપની ઓળખાણ ન આપી?"

ફૂંક કરી દીવો ઓલવી નાંખ્યા પછી જેમ ઓરડીનો રંગ બદલાઇ જાય છે, તેમ વિજયાના આ શબ્દોથી નરેંદ્રનાથનો ચહેરો બદલાઇ ગયો. વિજયાના લક્ષમાં તે આવ્યું અને તેથી તે નરેંદ્રને વધૂ શરમાવવા માટે બોલી: "બીજાનો પરિચય સરલ માર્ગે કરી લેવો, તેમ જ આડે રસ્તે કરી લેવો એ બન્ને બાબતો આપ શું એક જ સમજો છો?"

આ વખતે નરેંદ્રની સ્થિતિ ઘણી દયામણી થઇ હતી. વિજયાએ કરેલો આરોપ ખરો હોવાથી તેનો ઉતર આપવો તેને કઠિણ થઈ પડયો. તેણે કહ્યું: "આપની સાથે ઘણી વાતચિત થઈ છે એ ખરૂં, અને તેમાં મારા પોતાના સંબંધમાં પણ થોડી ચર્ચા થઇ હતી ખરી. પણ તેમાં મારો કાંઇ ખરાબ હેતુ નહોતો. એથી આપનું કાંઇ નુકસાન થયું છે શું?"

આ પ્રશ્નનો જવાબ આપવો પણ સહેલો નહોતો. પરંતુ વાદવિવાદનો આરંભ થયો હોવાથી પાછું પગલું લેવું એ પણ વિજયાને ઠીક લાગ્યું નહિ. તે બોલી, "થવાનું હતું તે થઇ ગયું; એટલે હવે તેનો વિચાર કરે શો ઉપયોગ? જવા દો તે વાત. પણ આપના પોતાના સંબંધમાં જો હું આપને કાંઈ પૂછું તો–"

અત્યાર સુધી મલીન જણાતો નરેંદ્રનો ચહેરો વિજયાના આ શબ્દોથી હંમેશ મુજબ સહાસ્ય અને પ્રસન્ન જણાવા લાગ્યો. તે બોલ્યોઃ " કુદ્ધ થઈશ કહો છો ? છેહ ! " નરેંદ્રનું તે હાસ્ય જોઈ આ સરળ સ્વભાવના ગૃહસ્થ સાથે આ પહેલાં જ ઓળખાણ ન થઈ તે માટે વિજયાને ખેદ થયો. અંતરમાં અને બહાર પણ તેની પ્રકૃતિ સ્ફટિકના જેવી સ્વચ્છ છે એ પણ તેના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું નહિ. પોતે જેનું સર્વસ્વ ખુંચાવી લીધું છે, છતાં પોતાની સાથે વાતચિત કરતાં જેના ચહેરા પર સહેજ પણ હિંસા જણાતી નથી; ઉલટી પ્રસન્નતા જણાય છે, એ જોઈ વિજયાનો જીવ ખિન્ન થયો અને એથી ઉંચું મોઢું કરીને તેની સાથે વાત કરવાનું પણ તે ધૈર્ય કરી શકી નહિ. તે બોલીઃ " હમણાં આપ ક્યાં રહો છો ? "

" મારી એક માશી–દૂરની માશી છે તેને ઘેર રહું છું. "

" તમે બહિષ્કૃત થએલા છો તે વાત તમારી માશી નથી જાણતી ? "

" જાણે છે. " " તો પછી–"

" તેમાં કાંઇ બહુ મોટી અડચણ નથી. તેની સમજણ પ્રમાણે તે મારી સાથે વર્તે છે. હું પણ તેમાં સંતોષ માનું છું. અને ઘણા દિવસ તેને ત્રાસ આપવાનો મારો વિચાર પણ નથી." આટલું કહી નરેંદ્ર લગાર અટક્યો અને પછી બોલ્યો, "ખરૂં કહો. હવે આપ શા માટે આટલી બધી તપાસ કરો છો ? શું હજુ મારા પિતાજીનું કરજ પૂરૂં થયું નથી ? "

વિજયાએ ઉત્તર આપવા માટે પોતાની નજર નરેંદ્ર તરફ વાળી. ગમે તેમ હો પણ તેના મોઢામાંથી હા કે ના કાંઇ જ બહાર પડ્યું

નહિ. વિજયાની આ સ્તબ્ધતાથી નરેંદ્રનો સંશય અધિક દૃઢ થયો. તે ગંભીરતાથી બોલ્યો: " પિતૃઋણ ન ફેડવું આવી કોની ઇચ્છા હોય છે ? જો આપનો મારા પર વિશ્વાસ હોય તો હું આપને ખરૂં કહું છું કે મારી પાસે હવે કાંઇ જ રહ્યું નથી. ફક્ત એક માયક્રાસ્કોપ છે. પણ તે પણ જ્યારે વેચીશ ત્યારે બ્રહ્મ દેશમાં જઈ પહોંચીશ. માશી પણ મારા જેવી જ દરિદ્રી છે; એટલે–"

નરેંદ્ર વચમાં જ અટક્યો. તેની આ દૈન્ય કહાણી સાંભળી કુમળા અંતઃકરણની વિજયાની આંખો ભરાઈ આવી. નરેંદ્રે કહ્યું: " આપ જો દયા કરી માયક્રાસ્કોપ વેચાતો લેશો, તો પિતાજીનું જે કાંઇ દેણું રહ્યું હશે, તે હું મારા નામ પર લખી આપું છું અને બાકી રહેશે તે કરજ બનતી મહેનત કરી ફેડવાનો હું પ્રયત્ન કરીશ, એ પણ સાથે હું આપને જણાવું છું. આપ રાસબિહારી બાબૂને કહેશો તો—"

નરેંદ્ર આગળ બોલવા જતો હતો ત્યાં જ પરેશ ત્યાં આવ્યો અને કહ્યું;– " માઇ, મારી બા કહે છે કે, બહુ વાર થઇ. જમવાનો વખત થયો છે."

સામેની ઘડીઆળમાં બાર વાગેલા જોઈ નરેંદ્ર ખુરસી પરથી ઉઠયો અને આશ્ચર્યથી બોલ્યો, " બાર ક્યારે વાગ્યા એ પણ લક્ષમાં ન રહ્યું. માફ કરજો. મેં આપને ઘણો ત્રાસ આપ્યો."

અશ્રુથી ભીની થએલી આંખો નરેંદ્રના લક્ષમાં ન આવવા દેતાં વિજયા બોલી : " આપ કેમ આવ્યા હતા એ કાંઇ આપે કહ્યું નહિ !"

" રહેવા દો તે વાત." આમ કહી નરેંદ્ર ઘરની બહાર નીકળવા માટે પગલાં ઉચકવા લાગ્યો. એટલામાં વિજયા બોલી : " આપ

હવે ઘણું કરીને આપની માશીને ત્યાં જ જવાના હશો ? કેટલું દૂર છે તેમનું ઘર ?"

"હા, ઘર કાંઇ બહુ દૂર નથી. દોઢ બે ગાઉ પર છે."

વિજ્યા આશ્ચર્યચકિત થઈ બોલી; "આવા તાપના વખતે આપ બે ગાઉ ચાલીને જશો ? જતાં જતાં જ બે ત્રણ વાગશે—"

"તેની હવે મને ટેવ પડી ગઈ છે. વારૂ પધારજો. નમસ્કાર."

આમ કહી નરેંદ્ર જ્યાં બે પગલાં દરવાજા તરફ ભરે છે, ત્યાં વિજયા બારણામાં ઉભી રહી. તે બોલી: "ઉભા રહો. આજે આપે મારી એક વિનંતી સાંભળવી જ પડશે. આવા વખતે હું આપને અહીં જમ્યા શિવાય નહિ જવા દઉં."

નરેંદ્રની સ્થિતિ સ્વપ્નવત્ થઇ. દેવાદાર ઉપર આટલી બધી દયા ! આશ્ચર્ય ! તે બોલ્યો: "કોને, મને કહો છો ?"

"હા હા; તમને. અહીં જમવાથી કાંઇ તમારી જાત જવાની નથી." આ સાંભળી નરેંદ્રને સાહજિક હસવું આવ્યું. તે પહેલાં કરતાં પણ અધિક પ્રસન્ન અને પ્રશાંત જણાવા લાગ્યો. "જાત ગુમાવવાની બીક, હવે મને આ દુનિઆમાં રહી નથી. આજ પરમેશ્વરની મોટી મહેરબાની હોય એમ જણાય છે. નહિ તો, આવા આ તાપમાં—"

તેને આગળ ન બોલવા દેતાં વિજયા બોલી: "બેસો આપ, હું અંદર જઇને આવું છું." આમ કહી તે અંદર ચાલી ગઇ.



# પ્રકરણ ૧૧.



જમણ લગભગ પૂરું થવા આવ્યું હતું. જમતાં જમતાં નરેંદ્રે કૃતજ્ઞભાવે વિજયાને કહ્યું : "આપ આટલો વખત જમ્યા શિવાય મારી પાસે મારે શું જોઇશે અને શું નહિ તે જોવા માટે બેસી રહ્યાં; પણ તેમ કરવાનું કાંઇ કારણ નહોતું. જેઓ પોતાને સુશિક્ષિત કહેવરાવે છે એવા કોઇના પણ કુટુંબમાં હવે આવો ચાલ રહ્યો નથી."

વિજયા હસતાં હસતાં બોલી: "જે કુટુંબની સ્ત્રીઓ પોતે અભુક્ત રહી પુરૂષોને જમાડી શકતી નથી, તે કુટુંબો ઘણાં દુર્ભાગી સમજવાં જોઇએ. મારા પિતાજીનો આ જ મત હતો. અને મારો પણ એવો જ છે."

નરેંદ્રે કહ્યું : "ત્યારે તો આપનો આ એક આનુવંશિક દોષ કહેવાય. કલકત્તા વિગેરે ઘણે ઠેકાણે સુશિક્ષિત લોકોને ઘેર મને જમવાનો પ્રસંગ આવ્યો છે. પણ ત્યાં કોઇ પણ ઠેકાણે આ ચાલ મેં જોયો નથી."

"જેઓ સર્વ બાબતોમાં પાશ્ચાત્યોનું અનુકરણ કરવામાં જ ઇતિકર્તવ્યતા માને છે, એવાં કોઇક કુટુંબોમાં તેમ આપની નજરે પડયું હશે; પણ હજુ ઘણાં કુટુંબોએ પોતાના આવા સારા આચાર છોડી દીધા નથી. આપ ઘણા દિવસ ઇંગ્લંડમાં રહ્યા છો, એટલે કદાચિત્ આપને આ એક દોષ જણાતો હશે."

"મારૂં કહેવું તેમ નથી. પણ પાશ્ચાત્ય અર્થાત્ તેઓ તો

ઇંદ્રલોકનાં માણસો. એટલે તેઓનું જે સારૂં હોય, તેનો દાખલો કોઇ નહિ તો શ્રીમંતો લે, તો તેમાં કાંઇ હરકત નથી."

"ત્યારે શું, સ્ત્રી–પુરુષોએ સાથે બેસી જમવું એ ચાલને આપ સારો માનો છો?"

નરેંદ્ર હસીને બોલ્યો : "અલબત્ત; સારો કહેવો જોઇએ. નહિ તો બ્રહ્મહત્યા કરતાં પણ અધિક પાપ લાગે! કારણ કે તે ચાલ પાશ્ચાત્યોનો છે!"

આ સાંભળી વિજયાને પણ હસવું આવ્યું. તે બોલી: "અમારા ઘરમાં એ ચાલ નથી, એજ સારૂં છે. નહિ તો, આપના જેવા શરમાળ પરોણા ભૂખ્યા રહ્યા હોત અને મને પણ આગ્રહ કરી બે ચીજ પીરસવાની સંધિ મળી નહોત."

"તે ખરૂં; પણ તેથી તો મારૂં પેટ ફૂટવાની તૈયારીમાં આવ્યું."

"તે કાંઇ હું સાંભળવાની નથી. આટલી પૂરીઓ અને દૂધ ખાવું જ પડશે."

"ના, હવે નહિ." આમ કહી નરેંદ્ર ખાટલા પરથી ઉઠી ગયો અને તેણે હાથ–મ્હોં ધોઈ નાંખ્યાં. એ જોઇ વિજયા ખરેખર જ ખિન્ન થઈ. તેણે કહ્યું: "આપ કાંઈ પેટ ભરી જમ્યા નહિ."

"વાહ! મારૂં પેટ ભરાયું કે હું ભૂખ્યો રહ્યો એ પણ આપ જાણો છો!" આમ કહી તેણે વિજયા સામું જોયું, તો તે વખતે તેનો ચહેરો તેને જોઈએ તેવો પ્રસન્ન જણાયો નહિ. તેણે કહ્યું: "મેં આ દૂધ રહેવા દીધું તેને માટે ખોટું ન લગાડશો. ખરૂં કહું છું કે હું ભૂખ્યો રહ્યો નથી. મને ઘણું આશ્ચર્ય લાગે છે કે, આપ આટલાં સુશિક્ષિત અને શ્રીમંત છતાં આવી પરોણાગત વગેરે કરવાનો

ગૃહસ્થ-ધર્મ શીખ્યાં ક્યાંથી? ખરેખર જ, આપનું આ સૌજન્ય સારી રીતે મારા લક્ષમાં રહેશે. આવા વખતે-"

નરેંદ્રને આગળ ન બોલવા દેતાં વિજયાએ કહ્યું: "એમાં એટલું બધું વખાણ કરવા જેવું કાંઇ નથી.—હં, આપ બ્રહ્મદેશમાં ક્યારે જવાના છો?"

વિજયાએ આ શબ્દો છેક નજીકના આપ્ત સંબંધીની માફક ઉચ્ચાર્યા. તે જોઇ નરેંદ્રનું હૃદય સકંપ થયું. તેણે કહ્યું: "પરમ દિવસે જવાનો મારો વિચાર છે. પરંતુ, મારા આાવવા જવા સાથે આપને સહેજ પણ સંબંધ નથી, છતાં આપ આટલી બધી કષ્ટ-સહિષ્ણુતા દર્શાવો છો એનું મને ખરેખર જ ઘણું આશ્ચર્ય લાગે છે. હું તો આપનો કોઇ જ નથી. છતાં, આપે પાસે બેસી મમતાથી મને જમાડયો. જાણે કે હું શરમાઇને ભૂખ્યો રહીશ! આપ પોતે પણ આટલો વખત ભૂખ્યાં રહ્યાં! મારે બ્હેન નથી. મા નાનપણમાં જ મરણ પામી. તે બન્ને હયાત હો તો પણ, તેમણે મારી આટલી બધી વિચાર પૂછ ન કરી હોત. આ વાત જો હું કોઇને કહું તો તેને તે ખરી પણ ન લાગે." આ શબ્દો બોલતી વખતે નરેંદ્રનો સ્વાભાવિક પુરુષભાવ જતો રહી તે કોમલ અને કરુણ થયો હતો. કદાચિત્ તેની આંખોની સરહદ સુધી પાણી પણ આવી પહોંચ્યું હશે. આમ પોતાની એકાકી અવસ્થા બદલ નરેંદ્રને કાતર થએલો જોઇ વિજયાને પણ તેની દયા આવી. આવી સ્થિતિમાં તે નરેંદ્ર સામું જોઇ પણ ન શકી. બારીની બહાર કંઇક જોયા જેવું કરી તે બોલી: "એમાં એટલું બધું આશ્ચર્ય જેવું શું છે? દરેક ગૃહસ્થને ઘેર પરોણાગતની

આવી વ્યવસ્થા રાખવાની રીત જ પડેલી છે. અતિથીને તો દેવના જેવા અમે હિંદૂ-"

આટલું જ બોલી વિજયા અચકી. કારણ કે, તે હિંદૂ નહિ પણ બ્રાહ્મ હતી. નરેંદ્રના લક્ષમાં પણ તે વાત આવી. છતાં તે કાંઇ ન બોલતાં તેણે કહ્યું: "ગમે તેમ હો. પરમેશ્વર આપનું કલ્યાણ કરો. દિવસે દિવસે આપના બ્રાહ્મમંદિરની પણ ઉન્નતિ થાઓ. ચાલો, જઉં છું ત્યારે; પધારજો નમસ્કાર."

આમ કહી નરેંદ્ર દરવાજા તરફ વળ્યો, એટલામાં વિજયાએ પાછળથી આવી કહ્યું: "ઉભા રહો જો. આપના પેલા માયક્રારકોપની શી કિંમત છે?"

નરેંદ્રે પાછા ફરી સંદિગ્ધતાથી કહ્યું: "મેં જ્યારે તે યંત્ર વેચાતું લીધું, ત્યાર મને તેની પાંચસે રૂપીઆ કરતાં પણ વધારે કિંમત પડી હતી. પરંતુ, અત્યારે મને તેના બસો અઢીસો રૂપીઆ મળે તો પણ બહુ છે. જો કોઈ ઘરાક હોય તો કહો, યંત્ર તદ્દન નવું જ છે."

યંત્ર વેચવાની નરેંદ્રની ગરજ વધેલી જોઇ વિજયાનું અંતઃ-કરણ વ્યથિત થયું. તેણે કહ્યું: "શા માટે એટલી બધી ઓછી કિંમતમાં વેચો છો? શું હવે તમારે તેની કાંઇ જ જરૂર રહી નથી?"

નરેંદ્રે ખેદપૂર્વક કહ્યું: "અરે, જેટલા સારૂ યંત્ર લીધું હતું, તે કાર્ય તો હજુ કાંઈ જ થયું નથી."

આ ખેદકારક શબ્દોથી વિજયાનું અંતઃકરણ ચીરાઇ ગયું. તેણે કહ્યું: "આવું એક યંત્ર માત્ર હોંશ દાખલ જ ઘણા

દિવસોથી લેવાનો મારો વિચાર છે. આપ તે મને કાલે લાવી દેખાડશો ?"

"હા હા, આનંદથી. યંત્રની દરેક બાબત હું આપને સમજાવી દઈશ. જો કે, યંત્રની બધી હકીકત સમજાવી કહેવા જેટલો મને વખત નથી; તો પણ એટલી તો ખાત્રી રાખજો કે, તમે તેમાં ઠગાવાનાં નથી." થોડો વખત અટકી ફરી તે બોલ્યો: "તે યંત્ર ઉપર મને ઘણો સ્નેહ છે; પણ શું કરૂં ? વેચ્યા શિવાય બીજો ઇલાજ નથી. આવતી કાલે બપોરે હું જરૂર તે લઈને આવીશ. લ્યો, નમસ્કાર." આમ કહી નરેંદ્રનાથ ચાલતો થયો.

નરેંદ્રનાથના ગયા પછી કયાં સુધી વિજયા તે ગયો તે માર્ગ તરફ અનિમિષ દૃષ્ટિથી જોઇ રહી હતી. જ્યારે તે દૃષ્ટિથી બહાર ગયો, ત્યારે તે ત્યાંથી રસોડામાં ગઇ અને તેણે જેમ તેમ જમી લીધું. પછી તે પોતાની રોજની લખવા વાંચવાની ઓરડીમાં જઇ બેઠી. પરંતુ આજે તેને સઘળી તરફ ઉદાસીનતા અને શૂન્યતા જણાવા લાગી. બહારનાં ઝાડ ઝુડપાંની અને નદી—નાળાંની શોભા જોવા માટે તે બારી પાસે જઇ ઉભી રહી, પણ આજ તેને તે બાજુ કોરૂં રણ જણાવા લાગ્યું. વૃક્ષ-લતાઓ તેને શુષ્ક જણાઇ. રસ જેવું કયાંય પણ તેને જણાયું નહી. સર્વત્ર નિર્જીવતા અને નિરુપયોગિતા જણાવા લાગી. આથી તે અધિક જ ઉદાસ થઇ અને ખુરશી ઉપર આવી સ્વસ્થ બેસી રહી. સમય કેમ ચાલ્યો જતો હતો એ પણ તેના લક્ષમાં આવતું નહોતું. સંધ્યાકાળ કયારે થઇ અને નોકર અંદર આવી દીવો કયારે કરી ગયો એ પણ તેણે જાણ્યું નહી. તે જ્યારે ભાનમાં આવી ત્યારે પાણી-થી ભરેલી આંખો તેણે ઉતાવળે ઉતાવળે લુછી નાંખી. જુએ છે, તો

અત્યાર સુધીમાં અજાણતાં જ. એકેક ટીપું વક્ષસ્થળ ઉપર પડી તેની સાડી ઘણીજ ભીની થઈ હતી ! અરરર ! નોકર માણસો અહીં આવી ગયાં હશે. કદાચિત્ તેમણે મને આંસુ ગાળતી જોઈ હશે ! વિજયાને ઘણી શરમ આવી. કારણ હજુ પણ તે કોઇ નોકરને બોલ-વવાનું ધૈર્ય કરી શકી નહિ. રાત્રે જ્યારે તે ઉંઘી જવા માટે પથારી પર જઇ પડી, ત્યારે ઘણો વખત સુધી તો તેને ઉંઘ આવી નહી. બારીઓ ઉઘાડી રાખી તે બહાર જોતી હતી, પણ બહાર શૂન્ય અને અર્થરહિત અંધકાર શિવાય બીજુ કાંઈ જ જણાતું નહોતું. આજે વિજયાને પોતાનું આયુષ્ય પણ આવું જ રસ–હીન અંધકાર-મય અને અર્થશૂન્ય જણાવા લાગ્યું. એ પછી ઘણી વારે તેને ઉંઘ આવી પરંતુ તે પણ સ્વપ્નમય હતી. સવારે તે જાગૃત થઈ જુવે છે, તો બધી બારીઓ ઉઘાડી હતી અને પૂર્વ તરફની બારીમાંથી સૂર્યનાં પીળા રંગનાં કિરણો અંદર ઓરડીમાં દાખલ થઈ તે અધિક સ્વચ્છ અને સતેજ થતાં હતાં. રોજ તે જલદીથી ઉઠતી હોવાથી આજે મોડું થવાને લીધે તે વધારે દીલગીર થઇ. આટલી મોટી વીસ વર્ષની ગત જિંદગીમાં જેને પાંચ કે છ વાર શિવાય વધૂ જોયો નથી, તેનો વિયોગ લાંબા સમયના પરિચિત માણસના જેવો લાગવાથી પોતાની આવી સ્થિતિ થઇ હશે શું ? આવો વિજયાને સંશય આવ્યો. તે સંશયને વૃથા માની તેને તે પોતાના અંતઃકરણમાંથી કાઢી નાંખવાનો વ્યર્થ પ્રયત્ન કરતી હતી પણ તે સંશય, સંશયનાં વસ્રો ફેંકી દઇ સત્યનો પોષાખ પહેરશે કે શું આવી તેને બીક લાગવા માંડી. નરેંદ્રનો સ્વચ્છ અને સરળ સ્વભાવ, ખુલ્લું મન અને મીઠું તથા નિષ્કપટ બોલવું, આટલાપરથી જ તેની આવી સ્થિતિ થઈ નહોતી; પરંતુ

એની પાછળ બીજો પણ ઇતિહાસ છે, આમ તેને લાગવા માંડયું. અથવા તો પેલું માયક્રાસ્કોપ યંત્ર જોવાની ઉત્સુકતાને લીધે એમ થતું હશે, આવી રીતે પણ તે પોતાના મનને મનાવવા લાગી. એક વખત તે યંત્ર જોઈશું એટલે મનમાંનો સઘળો આગ્રહ અને કુતૂહલ દૂર થશે. જો કદાચ મન આજ શાંત નહિ થાય, તો કાલે તો જરૂર થશે જ, આમ તે પોતાના મનને ઘણું શિખવવા લાગી. છતાં તેનાં મનને સ્વસ્થતા લાગી નહી; અને કોઇ પણ કામ તરફ તેનું લક્ષ લાગ્યું નહિ. તેણે લખવા બેસી જોયું, વાંચવા બેસી જોયું; પરંતુ ઉત્કંઠા અને આશંકા વધતાં જ જતાં હતાં.

પોષ મહિનો હતો. સૂર્ય મધ્યાન્હે આવ્યો હતો. તાપ તો ધગધગ કરતો હતો. વળી થોડો સમય ગયો અને સૂર્ય પોતનું તે સ્થાન છોડી પશ્ચિમ તરફ વળ્યો. વિજયાના મનમાં ચટચટી શરૂ થઈ. આવતી કાલે જે પોતાની જન્મભૂમિ છોડી દૂરના લાંબા પ્રવાસે જવાનો છે, તેને કદાચિત્ અનેક કામને લીધે આ બાજુ આવવાનો વખત નહિ મળ્યો હોય, તો તેમાં કાંઇ બહુ આશ્ચર્ય નથી. અથવા પેલા માયક્રાસ્કોપની કોઇએ અધિક કિંમત આપી હોય તો તેને અહીં આવવાનું કારણ જ નહોતું. કિંવા બીજી રીતે તેને પૈસા મળ્યા હશે તેથી તે પોતાનું વહાલું યંત્ર વેચવાની ભાંજગડમાં પણ નહિ પડયો હોય. આવા પ્રકારનાં અનેક અનુમાનો વિજયા કરતી હતી. નરેંદ્ર અને તેની કાલની મુલાકાતમાં જે કાંઇ વાતચિત થઇ હતી, તેનો અક્ષરે અક્ષરનો વિચાર કરી, તે આવશે કે નહિ આવે તે વિજયા ઠરાવતી હતી. તેના મનમાં ગમે તે હો, પણ તે યંત્ર વેચવાનો આગ્રહ તેની વાતમાં તો તેટલો બધો જણાતો નહોતો. હું ગ્રાહકાર અને તે દેવા-

દાર, આથી પણ કદાચ તેને મારી પાસે આવતું અપ્રિય લાગ્યું હશે. તેમ હોય તો તો તેણે મારો ગર્વ સારો પદદલિત કર્યો કહેવાય. આ વિચારમાળામાં વિજયાના હૃદયમાં જે તિરસ્કરણીય પ્રશ્ન-પરંપરા ઉત્પન્ન થઇ, તેના ઉત્તરો શોધતાં શોધતાં તેનો જીવ થાકી ગયો. એક વખત તેને થયું કે પરેશને ફરી તેનો શોધ કરવા મોકલું; પણ વળી તેટલામાં તેને થયું કે, એમ જાણી જોઇને પોતાનું માન અભિમાન શા માટે તેના ચરણે ધરવું ? વારૂ, પરેશને મોકલું તો પણ તેની તપાસ લાગશે જ એમ કાંઇ થોડું જ છે. અને કદાચ તપાસ લાગી; પણ તેણે આવવાની જ ના પાડી તો—" વિજયા બિચારા નરેંદ્રપર આમ નવા નવા આરોપ લાદતી હતી, ત્યાંજ પરેશ દોડતો દોડતો તેની મેડીમાં આવ્યો. દોડવાના થાકથી શ્વાસ લેતો લેતો તે બોલ્યો, "માઈ, નીચે ચાલો, પેલા બાબૂ આવ્યા છે."

વિજયા ભયચકિત થઈ બોલી : "કયા બાબૂ ?"

"પેલા, કાલ નહોતા આવ્યા ? તે ! માઇ, તેમના હાથમાં મોટી ચામડાની પેટી છે."

"જા જા તેમને 'બેસો' એમ કહે. હું આ આવું."

પાંચ દસ મિનિટમાં સાડી વગેરે ટાપટીપનો નવો પોષાખ પહેરી વિજયા નીચે ગઇ. નરેંદ્રને જોતાં જ નમસ્કાર કરતાં તે બોલીઃ "નમસ્કાર. આવો, બેસો." નરેંદ્ર કાંઈજ બોલ્યો નહિ. મુગ્ધ દૃષ્ટિથી તે કેટલોક વખત વિજયા સામું જોઇ રહ્યો. મૂળમાં તો વિજયા સુંદર હતી જ. તેમાં વળી આજની ધોળી રેશમી સાડીથી તો તે અધિક પ્રફુલ્લિત જણાતી હતી. કપાળ ઉપર કુરળકેશ લટકતા હોવાથી

તેનો ચહેરો અધિક આકર્ષક થયો હતો. અને મુખ્ય એ કે, એટલું છતાં પણ તેણે શાલીનતાને ફાંટો આપ્યો નહોતો. આથી નરેંદ્રની નજર સહજ જ વિજયા તરફ આકર્ષિત થઇ. તેના હાથમાંનો પેલો માયકારકોપનો બોજો પણ હજુ તેમ જ હતો. તેણે તે પાસેના ટેબલ ઉપર મૂક્યો અને વિજયાને સહાસ્ય પ્રતિનમસ્કાર કરી કહ્યું: "હાથમાં આ યંત્રનો બોજો ઉંચકી લાવવા કરતાં ચિત્ર કાઢવાની સામગ્રી આણી હોત, તો ઘણું સારૂં થયું હોત. મારો આજનો દિવસ ઘણો આનંદમાં જાત, અને મજ ગરીબના સંભારણા દાખલ તે કૃતિ આપની પાસે રહી હોત. ચિત્ર કાઢવાનો મને પહેલેથી જ ઘણો શોખ છે. વળી ઇંગ્લાંડમાં હતો તે વખતે મેં તેનો અભ્યાસ પણ કર્યો છે. આથી આજની સ્થિતિમાં આપને જોઇ ચિત્ર કાઢવાનો લોભ અનિવાર્ય થયા શિવાય રહેતો નથી. આપ ખરેખર જ, ઘણાં સુંદર લાગો છો."

બીજા કોઈએ આ શબ્દો કહ્યા હોત, તો તે સાંભળી વિજયાને જરૂર ક્રોધ ચડ્યો હોત; પરંતુ નરેંદ્રના ઉપર તેને ક્રોધ ન ચડતાં; તેના ખુલ્લા અંતઃકરણ માટે તેને કૌતુક લાગ્યું. તે શબ્દો ઉચ્ચારતી વખતે નરેંદ્રની ભાવના તદ્દન સ્પષ્ટ હતી. તે સ્તુતિસ્તોત્રમાં વિકારનો ગંધ નહોતો, પણ ચિત્રકલાની ઉત્કટતા માત્ર જણાતી હતી. ગમે તે હો, પણ તે સ્તુતિથી વિજયાનો ચહેરો શરમથી લાલ થઇ ગયો અને તે નીચું જોવા લાગી. ધીમે ધીમે તેણે પોતાની નજર નરેંદ્ર સામે ફેરવી અને કહ્યું: "વિલાયતી સ્ત્રીઓની સાથે બોલવા ચાલવાની આપની ટેવ હજુ ગઇ હોય એમ જણાતું નથી. પાશ્ચાત્ય સ્ત્રીયોને આવા શબ્દો પસંદ આવે; પણ આર્ય સ્ત્રીયોને—અને મેં આપને

યંત્ર લેવા માટે બોલાવ્યા છે કે ચિત્ર કાઢવા માટે બોલાવ્યા છે ?"

વિજયાયે તો ઉપરનો સવાલ હસતાં હસતાં જ પૂછ્યો હતો. પણ તેનો ઉત્તર આપતાં નિષ્કપટી નરેંદ્રને ખરેખર જ ઘણી પંચાતી પડી. તેણે કહ્યું; " અરેરે; ત્યારે તો મારી તે મોટી ભૂલ થઈ. મને માફ કરજો."

નરેંદ્રની તે સ્થિતિ જોઇ વિજયાને ઘણું હસવું આવ્યું. તેણે કહ્યું; " આપની ભૂલ થઈ એવું હું ક્યારે બોલી ? આપ પહેલાં બેસો. જોઉં આપનું યંત્ર કેવું છે."

નરેંદ્રનો ચહેરો એકદમ પ્રસન્ન થયો. એક ખુરશીપર બેસી તે ચામડાની પેટી ઉઘાડવા લાગ્યો. એટલામાં વિજયાએ કહ્યું : " આ કચેરીની જગા છે, એટલે અહીં કોઇના આવવાનો અને ત્રાસ થવાનો સંભવ છે. વળી અહીં સારૂં અજવાળું પણ નથી. તમે અંદરની ઓરડીમાં આવો. ત્યાં કોઇ આવશે એ નહિ અને અજવાળું પણ સારૂં છે." આમ કહી વિજયા ઉઠી અને અંદરની ઓરડીમાં જઇ બારીઓ ઉઘાડવા લાગી. તેની પાછળ નરેંદ્ર પણ ગયો અને એક ટેબલ પાસે બેસી પેટી ઉઘાડતાં ઉઘાડતાં તેણે વિજયાને કહ્યું : " આપ અહીંયાં મારી સામે આવી બેસો. યંત્ર પેટીમાંથી કેમ કાઢવું, ત્યાંથી જ બધું હું આપને શિખવાડું છું." વિજયા તે પ્રમાણે નરેંદ્ર સામે બેઠી અને ઘણા કુતૂહલથી યંત્ર સામે જોવા લાગી.

પેટી ઉઘાડી યંત્ર બહાર કાઢતાં કાઢતાં નરેંદ્રે કહ્યું : " આ યંત્રમાં કેટલી બધી અદ્દ્ભુત શકિત છે, એની ઘણાને તો કલ્પના પણ હોતી નથી. એક નાની સરખી જૂ આ યંત્રની સહાયતાથી

એકાદ મોટી ભેંશ જેવી સ્થૂલ દેખાય છે અને તેની હાલ-ચાલ પણ સ્પષ્ટ જણાય છે. વિશ્વમાં દૂર જણાતા ગ્રહ ઉપગ્રહ આ દુર્બિનમાંથી જોતાં, જાણે આપણા હાથ પાસે મોટા મોટા ભૂ-ભાગ હોય તેવા લાગે છે." આટલી પ્રસ્તાવના કરી નરેંદ્રે યંત્ર ઉભું કરવા માંડ્યું. તે વિલાયતમાં જ્યારે જંતુશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો, ત્યારે તેણે આ યંત્ર ઘણી સારી ચોકશી કરી ને વેચાતું લીધું હતું. અને ત્યાર પછી, આ યંત્રની સહાયથી જ્યારે તેણે અભ્યાસ કરવા માંડ્યો, ત્યારે તો તેને આ યંત્ર ઘણું જ પ્રિય લાગ્યું. એજ યંત્ર તે આજ વિજયાને વેચવા માટે આવ્યો હતો. તે યંત્રમાંથી કેવી રીતે જોવું, એની વિજયાની ખબર ન હોવાથી તેને પ્રથમ તો તેમાં કાંઇ ધેરૂં ધેરૂં જણાવા લાગ્યું. નરેંદ્ર બિચારો કેમ જોવું એ જીવ તોડીને કહેતો હતો અને વિજયા માત્ર હસતી હતી. યંત્ર ઉંચકવું કેવી રીતે, મૂકવું કેવી રીતે, તેનો કોણ કેવી રીતે બદલવો, લાંબેનું કેવી રીતે જોવું, પાસેનું કેવી રીતે જોવું વિગેરે વિગેરે સમજાવીને કહેવા માટે નરેંદ્ર ઘણી મહેનત કરતો હતો; પણ વિજયાનું તે બાજુ લક્ષ જ ક્યાં હતું? નરેંદ્રના કંઠસ્વરથી તેનું હૃદય એક સરખું ડોલાયમાન થતું હતું. તેની અજાણમાં તેનો શ્વાસ જોરથી વહેતો હતો. યંત્રની સમજૂતી લેતી વખતે સહેજ નરેંદ્રનો સ્પર્શ થયો કે, તેનું શરીર રોમાંચિત થતું હતું. એવી સ્થિતિમાં તેને એ સૂક્ષ્મ જંતુઓની હાલ-ચાલ જણાઇ નહિ, હજારો ગાઉ દૂર પરના ડુંગરા છેક નજદીક જણાયા નહી, તો તેમાં તે બિચારીનો દોષ શો? પંદર વીસ મિનિટ સુધી મહેનત કરતાં છતાં પણ યંત્રની ચમત્કારિક શક્તિ તરફ વિજયાનું લક્ષ નથી ખેંચાતું, એ જોઈ નરેંદ્ર ખુરશીપર બેસી ગયો અને ખિન્ન થઇ બોલ્યો:

" જવા દો. આપ આ પંચાતીમાં ન પડશો. આપની બુદ્ધિ આવી જડ હશે, એવી મારી કલ્પના નહોતી. "

વિજયા મહા પરાણે હસવું આવતું દાબી બોલી: " મારી બુદ્ધિ જડ! કદાચિત્ એમ પણ હશે કે આપને જ સારી રીતે સમજાવી કહેતાં આવડતું નહિ હોય. "

" હં ! તેમ પણ હશે. આપની બુદ્ધિમત્તા માટે મારૂં કહેવું નથી. પણ આપનું તે તરફ લક્ષ જ નથી, એમ જણાય છે. હું જીવ તોડીને કહું છું અને આપ તો નીચું જોઇ ધીમે ધીમે હસ્યા કરો છો. એમાં આપની બુદ્ધિનો દોષ નથી, તેમ મારા કહેવાનો પણ દોષ નથી. "

" શું કહો છો ? હું હસતી હતી ? "

" હા. " " ખોટી વાત. "

" હું ખોટો હઇશ; પણ યંત્ર તો કાંઇ ખોટું નથીને ? શું આપને તેમાંથી કાંઇ પણ ન જણાયું ? "

" મને લાગે છે કે આપનું યંત્ર ખરાબ થયું હશે. "

નરેંદ્રે સહેજ કઠોર સ્વરે કહ્યું: " ખરાબ ! આપને તેની કલ્પના નથી. આવું તીક્ષ્ણ શક્તિપૂર્ણ દુર્બીન કવચિતજ જોવા મળે છે. આવું સ્પષ્ટ વસ્તુ-દર્શન—" આમ કહેતાં કહેતાં નરેંદ્રે નિમિષાર્ધમાં યંત્રનો કોણ બદલી પોતાની આંખ નળીએ અડકાડી. પણ તેમ કરતાં થડાક લઇને તેનું માથું વિજયાના માથા સાથે અથડાયું. તત્ક્ષણે જ નરેંદ્ર દુર્બીન પરથી આંખ ઉઠાવી લઇ ક્ષમા માગવાની ઇચ્છાથી વિજયા તરફ જોવા લાગ્યો. માથું પંપાળતાં વિજયા હસીને બોલી: " માથા સાથે માથું આફટવાથી શું થાય છે, તે જાણો છો ? "

" ના. " " શીંગડાં ઉગે છે ! "

" જો એ ખરૂં હોય, તો આપ સંભાળજો. આપનું માથું શીંગડાં ઉગાડવા માટે યોગ્ય છે. "

વિજયાથી હસવું રોકી શકાયું નહીં. તે બોલી, " આપના આ જુના પુરાણા ખરાબ યંત્રમાંથી સારૂં દેખાતું નથી, એનું પ્રાયશ્ચિત્ત મારા માથાને શા માટે ? "

નરેંદ્રને પણ હસવું આવ્યું. પરંતુ તેનું મોઢું સુકાઈ ગયું. તેણે કહ્યું, " જો મારા પર આપનો વિશ્વાસ હોય તો આપ ધ્યાનમાં રાખજો કે આ યંત્રમાં કોઇ પણ જાતનો દોષ નથી. હું તે વેચી નાંખું છું એથી આપને સંશય આવે છે. પરંતુ આપને ફસાવવાનો મારો બિલકુલ ઉદ્દેશ નથી. આ યંત્રનો ઉપયોગ કેમ કરવો એ તમે સમજવા માંડશો, એટલે તો પછી તે એક તમારી મોજની વસ્તુ થઇ પડશે. "

" બધુંએ ખરૂં. પણ આપ સમક્ષ છતાં પણ જ્યારે મને આ યંત્રનો ઉપયોગ થયો નહિ, તો આપ ગયા પછી શો થવાનો હતો ! "

નરેંદ્રે કંટાળી કહ્યું, " ત્યારે ' લઉ છું ' એમ કહી તમે મને નિષ્કારણ ત્રાસ આપ્યો. "

વિજયા જાણી જોઇને ગાંભીર્યથી બોલી, " આપે તે વખતે એમ કેમ ન કહ્યું કે, યંત્ર ખરાબ થયેલું છે ? "

નરેંદ્રે તીક્ષ્ણ સ્વરે કહ્યું " ખરાબ ! જેમાં આપ સમજો નહિ તે બાબત સંબંધમાં ન બોલવું એજ સારૂં. " એટલામાં તેને પોતાની ચીડના સંબંધમાં અનુભવ થવાથી તેણે સ્વર જરા મૃદુ કરી કહ્યું, " ભલે, મારૂં યંત્ર જ ખરાબ હશે. હવે તે સંબંધમાં ફોકટનો

વાદ કરવામાં કાંઇ માલ નથી. હું આવતી કાલે પ્રવાસે ગયો હોત તેને માત્ર અડચણો થયો. કલકત્તા ગયા પછી તો આ યંત્રના ઘણાએ ગ્રાહક મળશે. ઠીક ત્યારે આવજો." આમ કહી નરેંદ્રે નીચે મુકેલી ચામડાની પેટી ટેબલ પર મૂકી અને તેમાં પેલું યંત્ર પૂર્વવત્ મૂકવા લાગ્યો. એટલામાં વિજયા બોલી, "તે યંત્ર મૂકી દેવાની એટલી બધી શી ઉતાવળ છે ? આપ કાંઇ એટલામાં અહીંથી જઇ શકશો નહીં."

"કેમ વારૂ ?" "થોડો નાસ્તો કરી ચહા લેવી જોઇએ."

"ના, તેની કાંઈ જરૂર નથી."

"જરૂર છે કે નહિ એ પરોણા કરતાં ઘરધણી જ સારૂં સમજે." આમ કહી વિજયા મૃદુ મૃદુ હસવા લાગી,

નરેંદ્ર ક્રોધથી વિજયા સામું જોઈ બોલ્યો, "આપ હસો છો ! શું આપ મને મશ્કરીનો વિષય માનો છો ?"

તદ્દન નજીકના આપ્ત સ્નેહી સાથે બોલે તેમ વિજયા મિષ્ટ સ્વરે બોલી, "ગઇ કાલે મેં તમને જમીને જવાનું કહ્યું હતું, તે શું તમારી મશ્કરી કરવા માટે કહ્યું હતું ? બેસો, ક્ષણ વાર બેસો. હું એમને એમ તમને જવા દઇશ નહી. હું રસોડામાં જઇને આવું છું." નરેંદ્ર સામું હસતાં હસતાં જોઇ અને પોતાની સૌંદર્યપ્રભાથી ક્ષણ વાર માત્ર તે ઓરડી વિદ્યુતપ્રકાશથી લખખ કરી વિજયા ત્યાંથી ગઈ. બે ચાર મિનિટમાં જ તે પાછી આવી અને જુવે છે તો ટેબલ પરનું યંત્ર ચામડાની પેટીમાં ઘાલી, તે પેટી નરેંદ્રે પોતાની ખુરશી પાસે નીચે મૂકેલી. તુરત જ તે બોલી, "એટલામાં યંત્ર મૂકીયે દીધું ? આપને ક્રોધ કાંઇ ઓછો નથી ?"

નરેંદ્ર વિષણ્ણ થઇ બોલ્યો, " આપ જોતાં નથી, એમાં ક્રોધ શેનો ? માત્ર એટલું જ ખરાબ લાગે છે, કે એટલો બધો ભાર આટલે દૂર આણ્યો અને પાછો આટલો દૂર લઈ જવો પડવાનો."

વિજયા કાંઈ બોલી નહી. તે ફરી અંદર ગઇ અને નાસ્તાનો ટાટ લાવી તેણે તે નરેંદ્ર સામે મૂક્યો. પાછળથી કાલીપદ નામનો નોકર ચહાની તબક લઇ અંદર આવ્યો, તેમાંનો એક પ્યાલો પોતાના ટેબલ પર મૂક્યો તથા બીજો નરેંદ્રના ટેબલ પર મૂક્યો અને તેમાં દૂધ ખાંડ નાંખી વિજયા ચમચાવતી તે સરખી કરવા લાગી. તેણે કહ્યું, " લાવવા લઈ જવાનો શ્રમ પડે એમાં તો કાંઇ શંકા નથી. હશે. આપ આ નાસ્તો લ્યો; હું ત્યાં સુધીમાં ચહા તૈયાર કરૂં છું. "

આથી કાંઈ નરેંદ્રના ચહેરા પરની વિષાદની છાયા ઓછી થઈ નહિ. તે તો ચુપચાપ બેસી જ રહ્યો. તેણે નાસ્તાના ટાટ સામી નજર પણ કરી નહી. નરેંદ્રનો આવો ચહેરો જોઇ વિજયા સકરુણ સ્વરે બોલી, " આપ પહેલાં નાસ્તો કરો. આપને તે બોજો નહિ લઈ જવો પડે એવી હું કાંઇ તજવીજ કરીશ. તે વસ્તુ ઉપયોગની નહિ હોય તો પણ હું રાખીશ. "

આ એક પોતાનું અપમાન જ છે આમ માની નરેંદ્રે કઠોર સ્વરે કહ્યું; " હું આપની દયાનો યાચક નથી. "

વિજયા હસીને બોલી: " પરંતુ એક દિવસ તો આપે યાચના કરી હતી. તે દિવસે આપ આપને માટે પૂજાની પરવાનગી લેવા માટે આવ્યા હતા ને ? "

" હા. પણ તે બીજા માટે: મારે પોતાને માટે નહી. મને તેવો અભ્યાસ નથી."

નરેંદ્રના આ શબ્દોમાં ખોટું કાંઇ જ નહોતું, એ વિજયા સમજી શકી હતી. ઉપરના શબ્દોમાંની તીક્ષ્ણતા વિજયા સારી રીતે સમજી શકી હતી. તેણે કહ્યું: " પહેલાં આપ નાસ્તો તો લ્યો. આ ચહા ઠંડો થઈ જાય છે. આપને તે યંત્ર લઇ નહિ જવું પડે, પછી તો થયું ને ? "

" આપના આ કથનનો ભાવાર્થ મારા લક્ષમાં આવ્યો નહી. "

" થોડી વાર પછી આવશે. પહેલાં આપ નાસ્તો લ્યો. "

નરેંદ્ર પહેલેથીજ શંકિત થયો હતો. તેમાં વળી વિજયાના આ શબ્દો સાંભળીને તો તે એકદમ ક્રુદ્ધ થયો તે અગ્નિદીપ્ત દૃષ્ટિથી વિજયા સામું જોઇ બોલ્યો, " આપના આ કથનનો અર્થ મારે હમણાં જ સમજવો જોઈએ. વેચાતું લેવાની થાપ મારી આ યંત્ર શું આપ બળાત્કારે અટકાવી રાખવા માગો છો ? શું મારા પિતાએ આ યંત્ર પણ આપને ત્યાં ઘરાણે મૂકી રાખી આપ્યું છે ? તેમ હોય તો તો પછી મને પણ અટકાવી રાખવાની આપને હરકત નથી. ઘરાણાખતમાં મારૂં પણ નામ છે આમ કહો એટલે બસ થયું ! " આમ કહેતાં કહેતાં નરેંદ્રનો ચહેરો ક્રોધથી અને વિષાદથી ભરાઇ ગયો: પણ બીજી બાજુ વિજયાનો ચહેરો અનુરાગથી લાલ થઈ ગયો હતો. અરે એવું ઘરાણાખત થયું હોય તો—તો શું ? થયું જ છે. આ બાબત ધ્યાનમાં આવવાથી વિજયાનું આખું શરીર રોમાંચિત થઇ ઉઠયું. બન્ને જણ મૂગાં બેસી રહ્યાં. નાસ્તાનું પણ તેમનું તેમ રહ્યું. ચહા પણ ઠંડી પડી ગઇ. ખાલી પ્યાલા લઇ જવા માટે ઉભો રહેલો કાલીપદ ધીમે ધીમે ઠાલી હાથે જ પાછો ગયો.

## પ્રકરણ ૧૨.



સૃષ્ટિના વ્યાપારમાં જે અજ્ઞેય તત્વો છે તે તત્વોના સંબંધમાં વિજયાએ મોટા મોટા પંડિતોનાં લાંબાં લાંબા ઘણાં ભાષણો સાંભળ્યાં હતાં. બ્રાહ્મ મંદિરની વેદી પરથી એવાં વ્યાખ્યાનોનો પ્રવાહ વહેવા લાગતાં, તે તેમાં તલ્લીન થઇ જતી હતી. એમાંનાં કેટલાંક વ્યાખ્યાનો તેણે આંખો ઉઘાડી રાખીને સાંભળ્યાં હતાં, તો કેટલાંક આંખો મીંચીને સાંભળ્યાં હતાં. તથાપિ તે અજ્ઞેય તે અજ્ઞેય. તે કદાપિ તેને જ્ઞાત થયાં નહી. તેમાં વળી તેને એટલું દુઃખ હતું કે તે અજ્ઞેય તત્ત્વ જ્ઞાત થયાનો ઢોંગ તેના સહધર્મીઓ જેવી સારી રીતે ઉઠાવી શકતા હતા, તેટલો તેનાથી સધાતો નહોતો. પરંતુ હમણાંજ થોડા દિવસથી જે જ્ઞાત વિષયે તેના હૃદયમાં પોતાનું ચાણું નાંખ્યું હતું, તે વિષયનું બીજ તેની મનોભૂમિપર પડ્યું ક્યારે અને હવે તેનું વૃક્ષ કેટલું મોટું થશે એ વિચારથી વિજયાની સ્થિતિ અનુકંપનીય થઈ પડી હતી. એ જ્ઞાત વિષયનો આકાર-પ્રકાર અને તેની સ્પષ્ટતા તથા દૃઢતાને માટે ઢોંગ દેખાડવા શક્ય ન હોવાથી તેનું અસ્તિત્વ દરેક પગલે વિજયાને કબૂલ કરવું પડતું હતું. જીવતત્ત્વનો શોધ કરનારૂં પેલું યંત્ર ફૂટેલું હો કે તૂટેલું હો; પણ તેજ યંત્રને લીધે બીજી એક વસ્તુ તેને ઘણીજ સ્પષ્ટ જણાવા લાગી, એમાં તો કંઈ ખોટું નહીં. ચહેરો સુંદર અને તેજસ્વી ખરો; પરંતુ મલીન અને સાદાં વસ્ત્રોથી ડૉક્ટર માનવાને મન ડચકાય; તેની નિર્મ-

યતા, તેની સ્પષ્ટ વાચ્યતા, તેની સરલ પ્રકૃતિ, તેનું સ્વચ્છ મન, તેની વિશાલ બુદ્ધિ, તેનું ઉદાર અંતઃકરણ અને દુઃખી ગરીબોને માટે તેના હૃદયમાં વસેલી અનુકંપા, આ બધા મનને સહજ આકર્પનારા ગુણુ તેને એજ દુર્બીનથી જણાયા. એ દુર્બીન માત્ર વિવક્ષિત વસ્તૂનું સ્થૂલ સ્વરૂપ જ દેખાડતું નહોતું; પરંતુ ભૂતકાલના ઇતિહાસના કેટલાંક પાનાં પણ તેણે વિજયાને દેખાડયાં. તે પાનાં પર તેના પિતાનું મૃત્યું-કાલનું ચિત્ર તેને સ્પષ્ટ જણાયું. વળી એ કરતાં પણ વધુ આશ્ચર્યની વાત એ કે, તે દુર્બીનમાંથી તે ભવિષ્યકાળ તરફ પણ નજર નાંખી શકવા લાગી. પોતાનું યંત્ર આટલું બધું શક્તિશાલી છે, એની બિચારા નરેંદ્રને કલ્પના પણ નહોતી. તેને તો ઉલટું એમ થતું હતું કે, કયાંથી મને આવી કુબુદ્ધિ સુઝી કે આ યંત્ર અહીં લઇ આવ્યો. નરેંદ્રના ચક્રેશપરની તે ભાવના જોઈ વિજયાના અંતઃકરણમાં તેને માટે સ્નેહ, શ્રદ્ધા અને ભક્તિ વધતાં હતાં. તે સ્નેહ-સ્વરે બોલી; " આપ ફોકટના ચીડાઓ છો. જે શીખતાં આપને કેટલાક મહિના થયા, તે શું મારે એક જ દિવસમાં શીખવું જોઇએ ! "

વિજયાના આ શબ્દો સાંભળી નરેંદ્ર મોટેથી હસ્યો અને બોલ્યોઃ " મને કેટલાક મહિના થયા એ ખરી વાત; પણ આપના જેવાં વિલક્ષણ બુદ્ધિસંપન્ન મનુષ્યને સો વર્ષમાં પણ કાંઇ આવડવાનું નહિ અને આપને શીખવાડશે પણ કોણ ? "

વિજયા ધીમેથી હસીને બોલીઃ " આપનું આ યંત્ર જ બગડેલું છે; ત્યાં તે પર શીખવાડે કેવી રીતે, અને તે લે પણ કોણ ?"

નરેંદ્ર ગંભીર સ્વરે બોલ્યો; " મને શિખવાડતાં પણ આવડતું નથી અને આપને તે લેવાનું પણ કાંઇ કારણ નથી. "

" તો પછી આપ મને ચિત્ર કાઢતાં શીખવો. તે તો શીખવતાં આવડશે ને ? "

નરેંદ્રે કંટાળીને કહ્યું, " આપને ખાવું ક્યારે, પીવું ક્યારે, એ તો કાંઇ સમજાતું નથી. તો પછી ચિત્રો કાઢતાં કેમ શીખશો ? કલા એ કાંઇ નાનાં છોકરાંની રમત નથી. "

" ત્યારે શું ચિત્રો કાઢતાં પણ નહિ શીખવો ? "

" ના. "

વિજયા ખોટી ગંભીરતાથી બોલી: " કાંઇ જ નહિ શીખવાડો, તો પછી કપાળ પર શીંગડાં ઉગશે હોં ! "

નરેંદ્ર મોટેથી હસીને બોલ્યો: " એ દંડ થશે, તો આપને થશે ! "

વિજયાને પણ હસવું આવ્યા શિવાય રહ્યું નહિ. તેણે કહ્યું: " આપને શીખવતાં નથી આવડતું તે કાં નથી કહેતા ! ભલે બેસો; હું નોકરને દીવો કરી લાવવા માટે કહી આવું. " આમ કહી તે દરવાજા પાસે ગઇ. તેણે દરવાજે લટકાવેલો પડદો સરક કરી બાજુ ખસેડયો અને 'કાલીપદ' કરી તે બુમ મારવા જતા હતી, ત્યાં જ ભૂત જોઇ ભડકે તેમ વિજયા ભયવિહ્વલ થઇ. એકાએક તેનો ચહેરો વિષણ્ણ અને ખિન્ન થયો. જુએ છે તો કચેરીમાં રાસબિહારી અને વિલાસબિહારી બન્ને જણુ બે ખુરશીપર સૂતકીના જેવા ચહરા કરી બેઠેલા ! આ અશુભ દર્શનથી વિજયા સાહજિક સંત્રસ્ત થઇ. દરવાજાની બહાર નીકળી તે ધીમે રહીને બોલી, " કોણ કાકા ? ક્યારે આવ્યા આપ ? મને બુમ કેમ ન મારી ? "

પોતાનો પ્રત્યેક શબ્દ વચેઆનના ભારથી જડ કરી રાસબિહારીએ કહ્યું: " ઘણો વખત થયો છોકરી. મારા આવવાની તને ખબર કરવાનો હતો; પણ અંદર તને કોઇની સાથે વાત કરતી સાંભળી એટલે જણાવ્યું નહી. અંદર કોણ જગદીશનો છોકરો નરેંદ્ર છે ? તેને શું જોઇએ છે ? "

પોતે આ સહજ બોલ્યો, આમ રાસબિહારીએ દેખાડયું. પરંતુ પોતાનું બોલવું અંદર નરેંદ્ર સાંભળે એટલે મોટેથી તે બોલ્યો. વિજયાએ નરેંદ્ર ન સાંભળે એમ ઉત્તર આપ્યો, " તેમનો એક માયક્રાસ્કોપ છે, તે વેચી તેઓ બહાર દેશમાં જવા ઇચ્છે છે. "

વિલાસબિહારી ગર્જના કરી બોલી ઉઠયો, " માયક્રાસ્કોપ ! ભમવાની જગા ઘણી સારી શોધી કાઢી ! "

રાસબિહારી છોકરાનો તિરસ્કાર દર્શાવી બોલ્યો: "તેનો ઉદેશ સારો હશે કે ખરાબ હશે, એ આપણે શું જાણીએ ? કદાચિત્ સારો પણ હોય." પછી વિજયા તરફ વળી થોડો હસવાનો પ્રયત્ન કરી તે બોલ્યો, "ખરી વાત સમજાયા શિવાય તે સારી કે ખોટી એ હું ક્યારે પણ કહેવતો નથી. તેનો ઉદેશ સારો હશે અથવા ખરાબ પણ હોઇ શકે. શું સમજી વિજયા ? પણ જે વસ્તુની આપણને આવશ્યકતા નથી, તેની એટલી બધી ચોકસાઈ પણ શા માટે આપણે કરવી ? " આમ કહી તે ડોસાએ કાલીપદ પાસે ઉભો હતો તેના તરફ પોતાની નજર ફેરવી અને મોટી આઢયતાથી તેને કહ્યું, " અરે કાલીપદ, અંદર જઈ ચેલા બાબૂ બેઠા છે, તેમને કહે કે અમારે તે વસ્તુની કાંઇ જરૂર નથી; તમે તે પાછી લઈ જાઓ. "

આ વખતે શું કરવું એ વિજયાને સુઝયું નહિ. તે અસ્પષ્ટપણે બોલી, " પણ તે વેચાતું લેવાનું હું તેમને કહી ચૂકી છું તે ! "

રાસબિહારીએ આશ્ચર્ય દર્શાવી કહ્યું: " વાહ ! શા કામ માટે તારે તે વસ્તુ જોઇએ છે ? "

વિજયા કાંઇ જ બોલી નહિ. તેને મૂગી જ ઉભી રહેલી જોઈ રાસબિહારીએ પૂછ્યું: " તેના તે કેટલા પૈસા માગે છે ?"

" બસો રૂપીયા. "

મોઢા ઉપર હાથ મૂકી રાસબિહારી બોલ્યો " બાપ ! બસો રૂપીયા ? કેમ રે વિલાસ, આમાં તને શું જણાય છે ? તારી કોલેજમાં તો આવાં ઘણુ યે દુર્બીન હશે ? તેની શું આટલી બધી કિંમત પડે છે ? એક સામાન્ય માયક્રાસ્કોપ શો અને તેની વળી અઢીસો રૂપીયા કિંમત શી ? જા જા ! કાલીપદ, બાબૂ પાસે જઇને કહે કે, એવી રીતે ફસાઇ પડનારૂં આ ઘરાક નથી, એ યંત્ર બીજે કોઈ ઠેકાણે લઇ જઇ ખુશીથી ફાવે તેટલામાં વેચો કહીએ ! "

આ સંદેશો કાલીપદે જઇને કહેવાની કાંઇ જ જરૂર નહોતું. કારણ કે જેને તે જણાવવાનો હતો તેને રાસબિહારીનો પ્રત્યેક શબ્દ સ્પષ્ટ સંભાળતો હતો. અને વિજયાને એનું જ ઘણું સાલતું હતું. આટલો વખત તો તેને માત્ર ખોટું જ લાગતું હતું પણ આ બન્ને પિતા–પુત્રમાં સભ્યતાનો લેશ પણ નથી એ જોઇને તો તેનું ભયગ્રસ્ત મન ક્રોધથી તપ્ત થઇ ગયું. તેણે કાલીપદને દૃઢ સ્વરે કહ્યું, "જા કાલીપદ, અંદર જઇ પહેલો દીવો કર અને તું તારા બીજા કામે લાગ. બાબુને જે કહેવાનું હશે તું હું જ કહીશ. "

કાલીપદ ચાલ્યો ગયો. રાસબિહારી પણ મનમાં ખમચ્યો. પરંતુ વિલાસબિહારી હિંસ્ર પશુની માફક હુંકારો કરી બાપને કહેવા લાગ્યો; " બાબા, શા માટે તમે જાણી જોઈને તમારૂ અપમાન કરાવો છો ? આ કરતાં હવે બીજું શું વધુ જોવાનું બાકી રહ્યુ છે ? " વિલાસના આ શબ્દો સાંભળી રાસબિહારીને થોડું ચમત્કારિક લાગ્યું. પણ તે કાંઈ બોલ્યો નહિ. એ શબ્દથી વિજયા માત્ર ક્રોધથી લાલચોળ થઇ ગઇ. છતાં વિલાસ તે તરફ દુર્લક્ષ કરી આગળ બોલ્યો, " અત્યાર સુધી એવાં અનેક દુખીઁનો મેં જોયાં છે. પણ આમ હા હા ને હી હી કરી હસવું રમવું ક્યાંય પણ જોયું નથી ! "

કાલે બપોરે નરેંદ્રને અહીંયાં પંચપકવાન્નની મીજબાની મળી હતી, એ વિલાસના જાણવામાં આવ્યું હતું. ઓરડીમાં ચાલતી હસાહસ તો તેણે કાને સાંભળી હતી. અને આજનો વિજયાનો પોષાખ તો તે સમક્ષ જ જોતો હતો. આને લીધે ઇર્ષ્યાથી તેના હૃદયમાં આગની વેદના થવા માંડી. લગભગ ઉન્મત્તના જેવી તેની સ્થિતિ થઇ ગઈ. વિલાસના તે શબ્દો અને ચહેરો જોઈ વિજયાનો ક્રોધ પણ જાગૃત થયા શિવાય રહ્યો નહી. તે રાસબિહારીને ઉદ્દેશીને બોલી, " કાકા, આપ કાંઇ વિશેષ કામ માટે આવ્યા છો ? "

ડોસો ઘણો ધૂર્ત. તે છોકરાને આંખની ઇશારતથી ચૂપ બેસવા કહી મીઠા સ્વરે બોલ્યોઃ " છોકરી, કામ શિવાય શું હું અહીં આવ્યો હઈશ ? પણ તેની કાંઇ એટલી બધી ઉતાવળ નથી. નરેંદ્રના ગયા પછી આપણે તે સંબંધમાં વાત કરીશું. તે યંત્ર તે શું અને તેની બસો રૂપીયા કિંમત વળી શી ? હશે. પણ હવે આપણે તે લેવું જોઇએ. કારણ કે, આપણા શબ્દની અધિક કિંમત છે. તેં લેવાનું

કહ્યું, એટલે પછી ન લેવું એ પણ સારૂં નહીં. તેને કાલે મારી પાસે આવવાનું કહે, એટલે હું તેને બસો રૂપીયા આપીશ."

રાસબિહારીનો આ બડબડાટ સાંભળ્યો ન સાંભળ્યો કરી વિજયા બોલી, "કાકા, તમે જે કાંઇ કહેવામાટે આવ્યા છો, તે આવતી કાલે કહો તો ચાલે તેમ નથી?"

ડોસો એકદમ વિસ્મિત થયો. તે બોલ્યો: " અને અત્યારે શું—"

નિ:સંકોચ વૃત્તિથી વિજયા સ્પષ્ટ બોલી: " મારે તેમની સાથે થોડી વાતચિત કરવાની છે. વળી તેમને ઘણે દૂર જવાનું છે, તેથી જતાં પણ રાત પડી જશે."

વિજયાની તે સ્પષ્ટોક્તિ અને સ્પર્ધા જોઇ વૃદ્ધ રાસબિહારીના અંતઃકરણમાં મોટી ગડબડ ઉઠી. પરંતુ તેણે બહારથી પોતાના ચહેરાપરની શાંતતા કાયમ રાખી હતી. વિલાસબિહારીની અવસ્થા માત્ર વિલક્ષણ થઇ હતી. તે ક્રોધથી ફડફડી ગયો હતો અને તેની ઝીણી મચમચ થતી આંખો હિંસ્ર શ્વાપદના જેવી ચમચમાટ કરવા લાગી. પુત્રની આ ક્રોધવિવશ મૂર્તિ જોઇ બગડતા જતા પ્રસંગની બીકથી રાસબિહારીનું શરીર થરથર કંપવા માંડયું. રાસબિહારી સમજી ગયો કે, જો હવે એક અર્ધી ક્ષણ પણ અહીં રહીશું તો આ અવિચારી છોકરો કાંઇક ભળતું જ કરી નાંખશે. તેથી તે ઉઠ્યો અને વિજયાની નજર ચૂકવી વિલાસનો હાથ દાબી તે બોલ્યો; "ભલે ત્યારે, છોકરી હું જાઉં છું. મારી પણ ઉપાસનાની વેળા થઇજ છે. જે કામ માટે આવ્યો હતો, તેને માટે કાલે આવીશ. ચાલ, વિલાસ; આપણે જવું જોઇએ." આમ કહી ક્રોધના સપાટામાં કાંઇ

વાંકું-તેડું બોલતા પહેલાંજ વિલાસને લઇ રાસબિહારી ઘરની બહાર નીકળ્યો.

પહેલા જ હુંકાર સાથે વિજયાએ વિલાસ તરફ પીઠ ફેરવી હતી. આથી તે ત્યાં હતો ત્યાં સુધીનાં હિંસા, ઈર્ષ્યા અને મત્સર વિગેરે વિકારોથી વિલાસનો ચહેરો કેવો કેવો બદલાયો હતો અને છેવટે તે હિંસ્ર પશુની માફક વૈર બુદ્ધિથી કેટલો ભયંકર દેખાવા લાગ્યો હતો એ વિજયાના જોવામાં આવ્યું નહોતું. તથાપિ વિલાસની મનઃસ્થિતિની કલ્પના તેને થયા શિવાય રહી નહી. તે બન્ને ત્યાંથી ગયા પછી તે ક્ષણવાર ત્યાં જ ઉભી રહી હતી. એટલામાં કાલીપદે ત્યાં આવી કહ્યું: “ બાઇસાહેબ, અંદર દીવો કર્યો છે. વિજયા આ શબ્દો સાંભળી શુદ્ધિમાં આવી. તે ધીમે ધીમે નરેંદ્ર બેઠો હતો ત્યાં આવી ઉભી રહી. બહાર થયેલા આ એકંદર નાટકનું પરિણામ નરેંદ્રના મનપર થયા શિવાય રહ્યું નહોતું. વિજયાને જોતાં જ નરેંદ્ર ખુરશી પરથી ઉઠ્યો અને ખેદપૂર્ણ સ્વરે બોલ્યો: “ હું આ યંત્ર લઇ જ જાઉં છું. આજનો આપનો દિવસ ખરાબ ગયો. કોણ જાણે, આજે સવારે આપે કોનું મોઢું જોયું હશે ? આપને અપ્રિય લાગે એવા શબ્દ મેં પણ કહ્યા અને તેઓ પણ બોલી ગયા. ”

અતિથીનો સત્કાર કરવો તો બાજુએ રહ્યો; પણ આવેલા તે ભલા ગૃહસ્થોએ બિચારાનું અપમાન કર્યું, આ વિચારથી વિજયાને ઘણો ક્રોધ ચઢ્યો હતો પણ તે બિચારી કરે શું ! તે બોલીઃ “તેમનાં જ મોઢાં જોઇને રોજ મારી ઉંઘ ઉડી જાય છે. તેઓ આપના સંબંધમાં જે કાંઇ શબ્દો બોલી ગયા, તેનો હું તેમની

પાસેથી કાલે જવાબ લઈશ; પણ આજે આપે વિચાર કરી તે બદલ મને ક્ષમા કરવી જોઇએ.

અતિથીસેવાપરાયણ વિજયાની આ મનોવ્યથા જોઇ નરેંદ્રને તેની દયા આવી. તે સહાનુકંપાથી બોલ્યો, " અંહ ! એમાં ક્ષમા કરવાનું કાંઇજ નથી, અને આપે તેમને જવાબ પૂછવાનું પણ કારણ નથી. આવી વસ્તુઓની તેમને કલ્પના ન હોવાથી તેમને એવો વહેમ આવે એ સ્વાભાવિક છે. જાણી જોઇને મારૂં અપમાન કરવાનો તેમનો ઉદ્દેશ હોવાનું કાંઇ કારણ નથી. આ યંત્રને માટે પ્રથમ આપને પણ થોડી શંકા-કુશંકાઓ આવી હતી, તો પછી તેમને પણ શા માટે દોષ દેવો ? ગમે તેવા, પણ તેઓ આપના આત્મીય ! આપના હિત-અહિતની જવાબદારી લોકાચાર મુજબ અને કાયદા મુજબ તેમનાપર છે. એટલા માટે તમારે મારા જેવા ક્ષુદ્ર મનુષ્ય માટે નકકામું તેમને કાંઇ કહેવું નહી. હું હવે જાઉં છું. "

" કાલે નહીંતો પરમ દિવસે આપ એક વખત આવી જશો?"

' કાલે કે પરમ દિવસે ? છેહ્ ! મને હવે કયાં વખત છે ? મેં કહ્યું છે ને કે હું કાલેજ અહીંથી જવાનો છું. બારોબાર જ બ્રહ્મદેશમાં નહીં જાઉં. ચાર પાંચ દિવસ કલકત્તા રહી પછી જઇશ. "

કોણ જાણે વિજયાને શું લાગ્યું. નરેંદ્રના તે પરદેશ-ગમનની સ્મૃતિથી તેનું હૃદય દ્રવી ઉઠયું અને તેની આંખો પાણીથી ભરાઇ આવી. બનેલા એકંદર બનાવથી તે ઘણી જ હતબુદ્ધ થઇ હતી. નરેંદ્ર સાથે શું બોલવું અને તેને શું કહેવું એની તેને કાંઇ સૂઝ પડતી નહોતી. વિજયાની આ સ્તબ્ધતા અને ખિન્નતા જોઈ નરેંદ્રે કહ્યું : " આપને શું ક્રોધ ચઢયો ? હું સહેજ સહેજમાં પણ ક્રુદ્ધ

થાઉં એવો મારો સ્વભાવ છે; પણ એમ ક્રુદ્ધ થતાં છતાં પણ આપે મને કેટલીયે વાર હસાવ્યો અને હવે આપ જ ક્રુદ્ધ થાઓ છે? ખરેખર જ, આપ તો હંમેશાં મને સાંભરશો. માત્ર આપ મને તુરત જ વિસરી જશો."

આટલો વખત પાણી આંખ્યો પાસે આવી કશાથી અટકી રહ્યું હતું. પણ નરેંદ્રના આ શબ્દોથી તે અટકણ દૂર થયું અને વિજયાની આંખોમાંથી ટપટપ અશ્રુ ગળવા લાગ્યાં. તે લૂછી નાંખવાની પણ તેને શરમ આવી. વિજયાને આમ સ્તબ્ધ બનેલી જોઇ નરેંદ્રે કહ્યું: "યંત્ર ન લઈ શકાયું, એ માટે આપ કાંઇ મનમાં ન આણશો. શું આપ તેજ કારણથી દીલગીર થયાં છો?" આમ કહેતાં કહેતાં એ જંતુશાસ્ત્રજ્ઞએ સકરુણ દૃષ્ટિથી વિજયા સામું જોઇ અકસ્માત્ પોતાનો હાથ લાંબો કર્યો અને હનુવટ ઉંચકી સકંપ સ્વરે પૂછ્યું,-"આ શું? આપ રડો છો કેમ?"

વિજયા બે ડગલાં પાછી હઠી અને છેડાવતી આંખો લૂછવા લાગી. નરેંદ્ર વધારે હતબુદ્ધ થયો. તેને લાગ્યું કે, પોતાના હાથથી કાંઇ ભૂલ થવાથી આ આંખોમાંથી આંસૂ ગળે છે અને તેથી તે પોતાનો અપરાધ સંભારવા લાગ્યો. બિચારો પ્રણયસરોવરથી તદ્દન જ અજ્ઞાત હતો. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુની તેને માહિતી હતી. મેલેરિયા અને પ્લેગના જંતુઓ ગામનાં ગામ કેવી રીતે ઉજ્જડ કરી નાંખે છે એ તે જાણતો હતો; અનાહાર તથા સડેલા ખોરાકને લીધે ગરીબ ગુરબાં એ રોગનાં કેવાં રીતે બલિદાન થઇ પડે છે એની તેને ખબર હતી; પરંતુ પ્રણયસરોવરમાંની કમલિની હાલે છે ક્યારે, ડોલે છે

ક્યારે, કરમાઇ જાય છે ક્યારે, આંસુ ક્યારે ગાળે છે અને હસે છે ક્યારે, એની આ અરસિકને ખરેખર જ કાંઈ ખબર ન હોતી. વિજયા પોતાની સાથે મીઠું બોલી, ચીડાઇ, હસી અને છેવટે તે રડી પણ ખરી; આ સઘળાની સંગતિ બિચારા નરેંદ્રથી બાંધી શકાઈ નહી; અને તેથી સાહજિક જ તેને મન ઘોટાળો થયો. જેનાપર ક્રુદ્ધ થતાં તે હસે છે, પ્રશંસા કરતાં જે રીસાઇ જાય છે અને ક્ષમા માગતાં જે રડે છે; તેના એ સ્વભાવપરથી ઓળખવું શું તે નરેંદ્ર સમજ્યો નહી. તેને રડતી જોઇ ખુશીથી તેણે તેની હનુવટ પર હાથ અડકાડયો. આંસુ જોઇ તેનું હૃદય દ્રવી ઉઠયું, પણ તે સ્પર્શથી થયું શું એ માત્ર વિજયાને ખબર. વિજયાની આવી અવસ્થા જોઇ નરેંદ્રનું હૃદય કાતર થયું. છેવટે વિજયાને સમજાવવી એ પોતાની શક્તિબહાર છે, એમ માની નરેંદ્ર બોલ્યો, " આપને શું થાય છે એ આપ જાણો ! હું માત્ર હવે જાઉં છું. મને ઘેર જતાં ઘણી રાત પડી જશે. " નરેંદ્ર વાંકો વળ્યો અને પોતાની માયકારકોપની પેટી ઉંચકવા લાગ્યો. તે જોઇ દબાયલા કંઠે વિજયાએ કહ્યું, "એ પેટી રહેવા દો." આમ કહી તે મેડી પર ગઇ.

નરેંદ્રે પેટીને હાથ પણ અડકાડયો નહી. ચાર મિનિટ થોભ્યા પછી શું કરવું એ તેને સૂઝયું નહિ. ધીમે ધીમે તે કચેરીમાં ગયો. ત્યાં એક બે મિનિટ થોભ્યો અને છેવટે બંગલાનો બહાર નીકળી ખાલી હાથે અંધારી રાત્રે પોતાને રસ્તે પડયો.

થોડી વારે વિજયા આવી જુએ છે તો ચામડાની પેટી પડેલી છે, પણ તેનો માલીક નથી. તે પૈસા લેવા માટે મેડે ગઈ હતી. નોટોનું પડીકું પણ તેણે હાથમાં લીધું હતું. પણ એટલામાં કોણ

જાણે તેને શું થયું કે તે પલંગ પર પડી અને થોડી વાર તેણે રડી લીધું. અંતઃકરણની ઉર્મી આમ આંસુ રૂપે બ્હાર કાઢી નાંખ્યા પછી તે ઉઠી અને નોટોનું પડીકું લઇ તે નીચે આવી. પરંતુ નરેંદ્ર ક્યાં છે? કાલીપદને પૂછ્યું તો તેણે કાને હાથ મૂક્યા. કન્હેયા તિવારીની પણ તે જ દશા. " માઇ સાહેબ, ઓ બાબૂ કબ ચલે ગયે એ તો મંલૂમ હી નહી!"

## પ્રકરણ ૧૩.



હાં હાં કહેતાં બ્રાહ્મમંદિરની શુભ પ્રતિષ્ઠાનો દિવસ આવી પહોંચ્યો. વિલાસબિહારીને મન આકાશ હવે પાસેજ લાગતું હતું. તેની કીર્તિપતાકાને ઉડડાયમાન થવાને માત્ર એક દિવસનો જ અવકાશ રહ્યો હતો. આ સમારંભ માટે કલકત્તેથી આવનારા ઋષિ, મહર્ષિ, આચાર્ય તથા પંડિત વિગેરે આવ્યા હતા. કેટલાક વળી બીજે ઠેકાણેથી પણ આવ્યા હતા અને તેમાંના કેટલાક સાથે સ્ત્રીયોને પણ લઇને આવ્યા હતા. આજ સંધ્યાકાળે એ સર્વ અતિથિમંડળને રાસબિહારીએ પોતાને ખર્ચે પ્રીતી-ભોજન આપવાની વ્યવસ્થા કરી હતી. સ્વાર્થપરાયણ વ્યક્તિ પોતાના મનને સ્વાર્થહાનિની આશંકાની ચાબૂક મારી મારીને કેટલી ધૂર્ત અને દૂરદર્શી થાય છે એ તેમની જાતનાં પ્રાણીઓને વિશદ કરીને કહેવાની જરૂર નથી. કોઇ પણ પ્રસંગ, પછી તે સહજ આવો, પ્રવાહપતિત ન્યાયે આવો કે પછી ખાસ આવો; પરંતુ તે

દરેક પ્રસંગે કેટલી સાવધાનીથી વર્તવું એ રાસબિહારીને કોઇએ શીખવવું પડે તેમ નહોતું. પ્રીતીભોજન એ કંઇ ફૂંક મારવાની રમત નહોતી, પરંતુ તે ઘણા જ ખર્ચનું કામ હતું. પરંતુ, એ ખર્ચ કરવાનું રાસબિહારીએ ઠરાવ્યું હતું, તેમાં તેનો વિલક્ષણ સ્વાર્થ હતો એ ઉઘાડું જ છે.

આજે રાસબિહારીના ઘર પાસેનો બગીચો દીપાવલીથી પ્રકાશમાન થયો હતો. કાગળનાં ફૂલોની માળા અને પતાકાઓ જ્યાં ત્યાં ફડફડાટ કરતી હતી. મોટા મોટા અક્ષરોનાં નીતિવાક્યો સર્વ જણની આંખે પડતાં હતાં. જોઇએ ત્યાં ખુરશીઓ અને ધોળા સ્વચ્છ રૂમાલ પાથરેલાં મેજ દેખાતાં હતાં. ધીમે ધીમે નિમંત્રિત પુરુષોથી સઘળાં વેત્રાસનો ભરાઈ ગયાં. ટેબલ પર ચીનાઇ માટીના ટાટ આવી પડ્યા અને તેમાંના મિષ્ટ અને સ્વાદિષ્ટ પદાર્થ પેટમાં ગડપ થવા લાગ્યા. રાસબિહારીની એક બાજુ વિલાસબિહારી હતો અને બીજી બાજુ વિજયા બેઠેલી હતી. પ્રીતીભોજન પૂરું થવા આવ્યું છે, એ જોઈ રાસબિહારીએ શ્રોતૃવર્ગનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું. તે ગંભીર સ્વરે બોલ્યોઃ " આ વખતે બાલ્યબંધુ વનમાલીનું સ્મરણ થયા શિવાય રહેતું નથી. પરમેશ્વરે તેનું આયુષ્ય ઓછું કરી તેને ઘણી જલદીથી પોતાની સંનિધ લઇ લીધો; પણ તે માટે હું તે બ્રહ્મપાસે ફરીયાદ કરતો નથી. ભગવંતની ઇચ્છા સદૈવ મંગળ જ હોય છે. એટલે તે બદલ તકરાર કરવાનો આપણ માનવોને કિંચિત્ પણ અધિકાર નથી. હું પણ ધીમે ધીમે તેજ માર્ગે લાગ્યો છું; અને જેમ બને તેમ જલદીથી મને બ્રહ્મસાન્નિધ્ય મળે એવી તે નિરાકાર ઇશિચરણે હું માંગણી કરૂં છું. " આ વખતે રાસબિહારીએ આકાશ

તરફ ફેરવેલી આંખો મીચી અને તેજ બાજુ નમસ્કાર કર્યાં. પછી ધીમે ધીમે આંખો ઉઘાડી શરીરપરના ખેસથી તે લૂછી નાંખી. જાણે કે ભક્તિથી આંખો ભરાઇ જ આવી હતી. એટલું થયા પછી તે પ્રસન્ન સ્વરે બોલ્યો: “ વનમાલીનો અને મારો અત્યંત સ્નેહ-સંબંધ હતો, આટલું જ માત્ર તમે જાણતા હશો. પરંતુ તેનો અને મારો સ્નેહસંબંધ કેવા પ્રકારનો હતો એની કોઇને કલ્પના પણ આવશે નહિ. અમો બન્નેમાં પરકીયતા જેવું કાંઈજ નહોતું. અમે બન્નેએ બ્રાહ્મધર્મનો સ્વીકાર કર્યા પછી એ સ્નેહ અધિક જ શુદ્ધ અને પવિત્ર થયો. અમારૂં જે કાંઇ હતું તે, અમારૂં એમ ન કહેતાં, અમે તે સર્વ આ નવા ધર્મ માટે નિયોજિત કરવાનું ઠરાવ્યું. તે વખતે ગ્રામસ્થો તરફથી અમારા ઉપર કેટલો જુલમ થયો, તે માત્ર અમે જ જાણીએ. વનમાલી તો ત્રાસીને કલકત્તે ચાલ્યો ગયો. પણ, મેં માત્ર એ સઘળો જૂલમ સહન કર્યો. કારણ કે, સત્યનો જય થશે જ આવી મારી ખાત્રી હતી. આજે તે શુભ દિવસ ઉગ્યો. એજ શુભ દિવસ નિમિત્તે આજે આપણે એકઠા થયા છીએ. આપના જેવાઓએ અહીં પધારી આ સ્થળ પવિત્ર કર્યું છે, એ પરથી આપણા ધર્મનો જયજયકાર સિદ્ધ થાય છે. વનમાલી આજે આપણા વચ્ચે નથી; બેજ દિવસ પહેલાં તે ચાલ્યો ગયો, એજ માત્ર દુઃખ છે. પરંતુ જ્યારે હું આંખો મીચી તન્મય થાઉં છું ત્યારે મને સ્પષ્ટ જણાય છે કે, વનમાલી સ્વર્ગમાંથી આ કર્તવ્યરતતા જોઇ હસે છે. ” ડોસાએ ફરી પોતાની આંખો મીચી અને તે સમાધિ લગાવેલા યોગીની માફક ક્ષણવાર માત્ર બેઠો.

રાસબિહારીનો આ મિત્રધર્મ અને કર્તવ્યનિષ્ઠા જોઇ સર્વ

જણુ આશ્ચર્યચકિત થયા. વિજયાની આંખો પાણીથી ભરાઇ આવી. અહીંયાં ધીમે ધીમે આંખો ઉઘાડી અને દાઢી ઉપર હાથ ફેરવી રાસબિહારી ફરી બોલવા લાગ્યો: તે વિજયા તરફ આંગળી કરી બોલ્યો: " આ તેની એકની એક છોકરી વિજયા. બાપના ઔદાર્ય વિગેરે સર્વ ગુણો તો તેનામાં છેજ; પણ એ શિવાય તે કર્તવ્યકઠોર, સત્યવાદિની, નિભીક, સ્થિર અને શાન્તિની છે. આ મારો પુત્ર રાસબિહારી, એ પણ ધર્મનિષ્ઠ અને કર્તવ્યરત છે. તેણે બ્રાહ્મસમાજ માટે ઝુંઝવાનો નિશ્ચય કર્યો છે. આજ આ બન્ને જણ આપને પૃથક્ જણાય છે; પણ એક દિવસે–હા, તે શુભ દિવસે આપ સર્વેએ અત્રે પધારવાની કૃપા કરવી પડશે–આપ સર્વના આશીર્વાદથી તેમનું નવજીવન ધન્ય થશે. " આ શબ્દોથી સર્વ શ્રોતાની આંખો વિજયા તરફ ખેંચાઇ. વિજયાની પાસે એક મહિલા બેઠી હતી, તેનાથી રહી શકાયું નહીં. તે વિજયાને ઓળખતી નહોતી છતાં, તેણે વિજયાનો હાથ દાબી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. રાસબિહારી દીર્ઘ શ્વાસ લઇ અને આંખો લુછતો લુછતો બોલ્યો: " વનમાલીની આ માત્ર એક જ પુત્રી. આ બન્નેને એકત્ર જોવાની તેની ઘણી ઇચ્છા હતી; પણ તેમાં મારો અપરાધ. જ્યારે જ્યારે તે એ સંબંધી વાત કાઢતો, ત્યારે એટલી બધી શી ઉતાવળ છે ? આમ હું હંમેશાં કહેતો હતો. આપણે ક્ષણભંગુર જીવનની ઘણી વાતો કરીએ છીએ; પરંતુ એ ક્ષણભંગુરતા જાણતાં છતાં આપણે મોહથી અંધ બનીએ છીએ. વનમાલી આપણુ સર્વને આમ જલદીથી છોડી જશે આવી તો મને કદી કલ્પના પણ આવી નહોતી." રાસબિહારી આ વખતે આકાશ તરફ આંખો કરી એકતાન દૃષ્ટિથી જોવા લાગ્યો. જાણે કે તે પોતાના સ્વર્ગગત મિત્રનું સાંનિધ્ય અનુભવતો હતો અને આ શબ્દો તેને સાક્ષીભુત રાખીને જ તે ઉચ્ચારતો હતો.

મિત્રના સ્મરણથી આર્દ્ર થએલો સ્નેહમય શ્વાસ ધીમે ધીમે છોડી તેણે પોતાની દૃષ્ટિ નીચી વાળી. અશ્રુસિક્ત થએલી આંખો લૂછી નાંખી અને પછી તે શાંત ગંભીર સ્વરે બોલ્યો: " ખરેખર જ, મેં તે એક મોટી ભૂલ કરી. વનમાલી પાસે હું તે માટે ક્ષમા માગું છું. આપ સર્વેએ પણ ક્ષમા કરવી જોઇએ. મારા સ્વર્ગગત મિત્રની ઇચ્છા મેં તેની નજર સામે પૂરી ન કરી એટલા માટે મને ઘણું ખોટું લાગે છે; પરંતુ હવે મને તે સંબંધમાં પશ્ચાત્તાપ થાય છે, અને મેં એ અપરાધનું પરિમાર્જન કરવાનું ઠરાવ્યું છે. આ બાબતમાં જેમ જેમ વાર થાય છે, તેમ તેમ વનમાલી મારાપર નાખુષ થાય છે, એમ મને સ્પષ્ટ જણાય છે. અને એટલા માટે હવે મેં બની શકતી ઉતાવળ કરવા ઠરાવ્યું છે. આપે જેમ આજે અાવવાની મહેરબાની કરી છે, તેમજ આપે આવતા ફાલ્ગુન માસમાં આવવાની કૃપા કરવી પડશે. કારણ કે, હું પણ હવે પાકેલું પાન થયો છું. મારો પણ કાંઇ ભરૂસો નથી. કાંઇક સારૂં નરસું થતાં પહેલાં મિત્ર-ઋણમાંથી મુક્ત થવાની મારી ઇચ્છા છે. આપે પણ આ કામમાં મને સહાય કરવી જોઇએ. "

નિમંત્રિત સર્વ મંડળ સાનંદાશ્ચર્યથી ઘડીકમાં રાસબિહારી તરફ, ઘડીમાં વિજયા તરફ તો કયારેક વિલાસબિહારી તરફ જોવા લાગ્યું. આ સર્વ શબ્દબ્રહ્મનું વિજયાપર થએલું પરિણામ જોઇ રાસબિહારીએ પોતાના ભાથામાંથી બીજું બાણ કાઢ્યું. તે વિજયા તરફ જોતો જોતો બોલ્યો: " વનમાલીએ મારા ઉપર વિશ્વાસ રાખી પોતાની પુત્રીસહિત સર્વ સંપત્તિ જે ઉદ્દેશથી મારે સ્વાધીન કરી છે, તે ઉદ્દેશ સિદ્ધ કરવો એ હું મારૂં કર્તવ્ય માનું છું. તેમાં વળી

વનમાલી સ્વર્ગસ્થ થયાથી તો તેનો એ હુકમ હવે મારે ઈશ્વરાજ્ઞા મુજબ માનવો જોઈએ. આપ સર્વેએ પણ આ બન્નેનું દીર્ઘાયુષ્ય ચિંતી તેમને આશીર્વાદ આપવો જોઈએ. આપના આશીર્વાદથી તે બન્ને જણ સત્યધર્મવ્રત અને મહત્કાર્યશીલ થશે."

સર્વનાં મુખમાંથી અસ્ફુટ આશીર્વાદ–ધ્વનિ બહાર પડયો. વૃદ્ધ આચાર્ય દયાળબાબૂ, જેમને મંદિરની પ્રતિષ્ઠાપના માટે ખાસ બોલાવ્યા હતા, તેમણે તો પોતાના બન્ને હાથ ઉંચા કરી સ્પષ્ટ શબ્દથી આશીર્વાદ આપ્યો. રાસબિહારીને એવી પ્રોત્સાહના મળ્યા પછી તે વિજયા પ્રત્યે બોલ્યોઃ "બેટા વિજયા, તારા બાપ મરી ગયા. તારી માતાને તો મરી ગયે ઘણાં જ વર્ષ થયાં. તે સર્વ હોત તો આ બાબતમાં તને પ્રત્યક્ષ પૂછવાની કાંઇ જરૂર ન હોતી. એ ખરૂં છે કે, તારા જેવી વિનયવતી છોકરીને આવે વખતે પોતાનું મનોગત વ્યક્ત કરવું લગાર ભારે થઇ પડે; પણ તેનો કાંઇ ઈલાજ નથી. આ એકઠાં થએલ મંડળને તારે જ આમંત્રણ કરવું જોઇએ. તું તેમને કહે કે, સર્વ જણ ફાલ્ગુન માસમાં આવજો."

વિજયા શું બોલે ? તે તો ક્રોધથી, ક્ષોભથી અને ભયથી સંત્રસ્ત થઇ હતબુદ્ધ થઇ ગઇ હતી. તપ્ત થએલા અંતઃકરણની જવાળા આંખોમાંથી બહાર પડવાની તૈયારીમાં હોવાથી તે નીચું જોવા લાગી. રાસબિહારી તેની આવી સ્તબ્ધતાનો ફાયદો લેવાને ટાંપીને જ બેઠો હતો. તે હસીને બોલ્યો, "સમજ્યો વિજયા ! પરમેશ્વર તમો બન્નેનું કલ્યાણ કરો. તારે કાંઇ બોલવાની જરૂર નથી. હું જ સૌને જે કાંઇ કહેવાનું હશે તે કહું છું."

આમ કહી વૃદ્ધ રાસબિહારી આનંદાતિશયથી થરથર ધ્રુજતો ઉભો થઇ સર્વને હાથ જોડી કહેવા લાગ્યો, " આપ સર્વેએ આ વિવાહ–સમારંભ માટે ફાલ્ગુન માસમાં જરૂર આવવું પડશે. "

"અવશ્ય. અવશ્ય." આવો સ્પષ્ટ–અસ્પષ્ટ ધ્વનિ સર્વ મંડળના મુખમાંથી નીકળ્યો. જાણે હર્ષની લહેરો વાતાવરણમાં વહેવા લાગી. આ વખતે પોતાની સ્તબ્ધતાનું આવું ચમત્કારિક પરિણામ થએલું જોઈ વિજયાને ઘણો ક્રોધ ચઢયો. તે સ્પષ્ટ નકાર દર્શાવવા માટે બોલી; "બાપુને મરણ પામે હજુ એક વર્ષ પણ થયું નથી તેટલામાં જ–" આગળના શબ્દ વિજયાના મુખમાંથી બહાર નીકળી શકયા નહીં. બાપના સ્મરણથી અકસ્માત્ તેનો કંઠ ભરાઇ આવ્યો અને આટલા મોટા મંડળમાં બોલવાનું પણ તેને ધૈર્ય થયું નહિ. જો કે બીજા કોઈને આમાં કાંઇ વિશેષ લાગ્યું નહી; પરંતુ નિમિષાર્ધમાં જ સર્વ બાબત રાસબિહારીના લક્ષમાં આવી અને આ નવું સંકટ નિવારવાનો તેણે ઉદ્યોગ કરવા માંડયો. અગાઉથી જ તેને આ સંકટની કલ્પના થએલી હોવાથી તે નીચે બેઠો બેઠો જ આંખમાં પાણી લાવી બોલ્યો, " ખરેજ બેટા, મને સાંભર્યું નહી. આ ફાલ્ગુન માસમાંજ વનમાલીને વર્ષ દિવસ થશે! બેટા, વચમાં જાણે કેટલાએ દિવસો ગયા આમ મને મિત્ર–દુઃખથી થતું હતું. તેં આ સૂચના કરી એ ઘણું સારૂં કર્યું."

વિજયાને સાડીને છેડે આંખો લુછતી જોઇ ડોસો વધુ ગળગળો થયો અને બોલ્યો, " વિજયા, બધી પરમેશ્વરની મરજી. તેમાં વળી અમે સત્ય ધર્મની વ્હારે ચઢેલા એટલે પરમેશ્વરની કોઈ પણ ઘટનાને માટે કચકચ ન કરતાં એક સરખું કર્તવ્ય કરતા જ રહેવું જોઇએ

તેમાં આપણો કાંઇ ઇલાજ નથી." પછી બીજા લોકોને ઉદ્દેશીને બોલ્યો, " સદ્દ ગૃહસ્થો અને મહિલાઓ, વિજયાની ઇચ્છા હવે તમને સ્પષ્ટ જણાઇ જ હશે. ફાલ્ગુનમાં આ મંગળ કાર્ય નહી થાય, તેથી કાંઇ આપને ઘણા દિવસ વાટ જોવી નહી પડે. માઘ, ફાલ્ગુન અને ચૈત્ર આ ત્રણ જ માસ વચમાં છે. વૈશાખમાં આપ સર્વેએ જરૂર આવવાની કૃપા કરવી પડશે. આ જ ઉભય પક્ષનું નિશ્ચિત આમંત્રણ માનજો. નક્કી મિતિ પાછળથી જણાવીશું." એટલામાં જાણે ઘણો અસ્વસ્થ થયો હોય તેમ કરી તેણે વિલાસબિહારીને કહ્યું, " અરે વિલાસ, વખત ઘણો થઇ ગયો. હવે તું તારે ઉદ્યોગે લાગ. વળી આવતી કાલનું કેટલુંક કાર્ય હજુ બાકી જ છે. કાલે તો તને પાણી પીવાની પણ ફુરસદ નહિ મળે. જા જા. મેમાંનોના આદરાતિથ્યમાં કાંઇ પણ ઉણપ ન પડવી જોઇએ." ડોસાના આ શબ્દો સાંભળતાં જ વિલાસ અત્તર ગુલાબ તથા પાન સોપારીની તૈયારી કરવા માટે ઉઠયો. પાછળથી રાસબિહારી પણ ઉતાવળ કરી ઉઠયો. લગ્નની બાબતમાં થએલ શિક્કામોર્તબ વખત છે એટલામાં કાંઇ ઘોટાળો થઇ રદ થઈ જશે તો ? આવી શંકાથી જાણી જોઇને તે બન્ને જણે આ વિષય બંધ કર્યો. આ બાબત વિજયા શિવાય બીજા કોઇના પણ ધ્યાનમાં આવી નહી.

આ પ્રીતી-ભોજન યથાવિધિ પાર પડયું. વસ્તુગત ન્યૂનતા કોઇની પણ નજરે પડી નહી. ફૂલોનો ગુચ્છ પણ કોઇને સુકાએલો મળે નહી આવી દક્ષતા રાખવામાં આવી હતી. પરંતુ આટલો મોટો સમારંભ રાસબિહારીને શંકિત કરતો હતો. તેણે વિજયા તરફ પોતાની તીક્ષ્ણ દ્રષ્ટિ રાખી હતી, પરંતુ ક્ષણવાર પણ તેણે તેને પ્રસન્ન

જોઇ નહોતી. ઘણીજ નાખુષીથી તે આ સમારંભમાં હાજર રહેલી જણાતી હતી સમારંભ ખલાસ થતાં જ ઘેર જવા માટે તે ઉતાવળી થએલી જણાઇ. અતિથિમંડળ ગપ્પાં મારવામાં ગુંથાએલું હતું, તેવામાં વિજયા કોઇને પણ ન જણાવતાં ધીમે રહીને ઉઠી અને બહાર આવી પોતાની ગાડીની વાટ જોવા લાગી. રાસબિહારી પણ તત્ક્ષણેજ ત્યાં આવ્યો. જાણે કે તે આવી સંધિની વાટ જ જોતો હતો. તે આશ્ચર્યથી બોલ્યો, " કોણ ! વિજયા! અહીં અંધારામાં શું કરે છે બેટા ? ટાઢ નથી વાતી ? "

વિજયા ઉદાસીનતાથી બોલી, " ના."

આ વખતે નવી પુત્ર–વધૂને ઉદ્દેશીને જે ભાષા વાપરવી જોઇએ તેવી મીઠી ભાષાથી રાસબિહારી વિજયા સાથે વાત કરતો હતો. પરંતુ, વિજયા પથ્થરની માફક ઠંડી થઇ ઉભી હતી. પોતાના શબ્દ વિજયાના કાનમાં પેસે છે કે નહી, એની પણ રાસબિહારીને શંકા આવી. પરંતુ તે પાષાણમૂર્તિને બોલતી કેમ કરવી તે તે સારી રીતે જાણતો હતો. તે ધીમે રહીને બોલ્યો, " વિજયા, હું તને કહેવાનું ભૂલી ગયો. પેલા માયક્રાસ્કોપની કિંમત મેં નરેંદ્રને પહોંચતી કરી છે. "

વિદ્યુત–દીપના બટનને હાથ અડકાડતાં જ જેમ લખ્ખ પ્રકાશ થાય છે, તેમ વિજયા એકદમ વિસ્મિત થઈ. નરેંદ્રને માયક્રાસ્કોપ મૂકી ગયે આઠ દિવસ થઇ ગયા હતા. એટલા દિવસોમાં તે એક વખત પણ આવી તપાસ કરી ગયો નહોતો અને એથી વિજયાનું મન સાહજિક જ વ્યગ્ર થયું હતું. નરેંદ્રની માસી કેટલી દૂર રહે છે એ નરેંદ્રના કહેવાથી તે જાણતી હતી; પણ તે ક્યાં રહે છે તેની

તેને ખબર નહોતી. નહી તો પરેશને મોકલીને પણ તેણે નરેંદ્રની તપાસ કરી હોત. નરેંદ્રને તેનું રહેવાનું ઠેકાણું પૂછી ન જોયું એને માટે અત્યારે વિજયાને ઘણું ખરાબ લાગ્યું. તે બોલી "ક્યારે આપ્યા?" સંભારવા જેવું કરી રાસબિહારીએ કહ્યું, "તે તારી પાસે આવ્યો હતો તેને બીજે દિવસે, ઘણું કરીને. તેં તે યંત્ર લેવાનું કહ્યું હતું, એટલે માત્ર આપણો શબ્દ રાખવાને માટે જ તેટલી રકમ મેં તેને આપી. દુર્બીન ખરેખર ગમે તેટલી થોડી કિંમતનું હોય; પરંતુ એક તો નરેંદ્રની પાસે ભાડાને માટે એ વસ્તુ શિવાય બીજી કોઇ ચીજ વેચવા જેવી નહોતી અને વળી તેમાં પણ તે મારા સ્નેહીનો છોકરો; એટલે મને તેની ઘણી દયા આવી અને તેને મેં બસો રૂપીઆ આપ્યા. માત્ર આપણે આપણું કર્તવ્ય બજાવવું. પછી તેના હાથમાં પૈસા આવ્યા પછી તેનું તે ગમે તે કરે. તેનો ધર્મ તેની પાસે. તેણે કેટલા પૈસા વધારે લીધા તે પરમેશ્વર જાણે."

આ સંબંધમાં શું પૂછવું એ વિજયાને સૂઝ્યું નહી. તે અસ્પષ્ટતાથી બોલી: "એ રૂપીયા આપે તેમને ક્યાં લઇ જઇ આપ્યા?" વિજયાના આ શબ્દ સાંભળી રાસબિહારી એકદમ શંકિત થયો. કપાળે આંટીયો ચઢાવી તે બોલ્યો: "હેં! શું કહે છે? તેણે તારી પાસેથી અને મારી પાસેથી એમ બન્ને પાસેથી પૈસા લીધા કે શું? લેવા દે! હવે આપણે શું કરીએ? એવી રીતે કસાઇ કસાઇને આ વાળ પણ ધોળા થઇ ગયા. એવા દંડ ભરતાં ભરતાં નાકે નવ નેજા આવ્યા. તેમાં વળી બસો રૂપીયા વધારે!"

વિજયા તીક્ષ્ણ સ્વરે બોલી: "કાકા, ફોકટની ચિંતા ન કરશો.

એ વખત પૈસા લેનારામાંના તે નથી. છેક પ્રાણુપર આવી પડે, તો પણ તે લેશે નહિ. મને તો ઉલટી તેની જ કાળજી હતી કે, તે પૈસા તેને મળશે કે નહિ. પણ વારૂ એ રૂપીયા તમે તેમને આપ્યા ક્યારે અને ક્યાં આપ્યા ?"

માથું ખંજવાળતાં ડોસો બોલ્યો: " બચ્યા ત્યારે તો! બસો રૂપીયા એટલે કાંઈ ઓછા નથી. હું ધારૂં છું–અરે વિલાસ–આ છોકરાને આ મંદિર–પ્રતિષ્ઠાના શિવાય બીજું કાંઈ સુઝે તો સોગન! છટ! લાવ, હું જ ગાડી જોડી લાવવાનું કહું છું." આમ કહી રાસબિહારી વિજયાના પ્રશ્નનો ઉત્તર આપવાનું ટાળી ત્યાંથી બીજી બાજુ ચાલી ગયો.

---

## પ્રકરણ ૧૪.

---



એક વખત એવો હતો, કે તે વખતે વિલાસના કંઠમાં વરમાળ આરોપવાને વિજયાને લગારે શંકિત થવાનું કારણ નહોતું. પરંતુ આજ, ફક્ત વિલાસ જ નહિ, પણ પૃથ્વીપરના અનંત સર્વાંગ સુંદર નર-રત્નોમાંથી એક જણ બાદ કરી બીજા કોઇના પણ સ્પર્શથી પોતે ધૃણિત, લજ્જિત અને દૂષિત થશે આવી બીક વિજયાના મનમાં ઉત્પન્ન થઇ હતી. રાસબિહારીને ત્યાંના પ્રીતી ભોજનવાળા પ્રસંગથી વિજયાની એ ભીતિ અધિક જાગૃત થઈ હતી અને ગાડીમાં બેસી ત્યાંથી ઘેર આવતાં ફક્ત એજ એક બાબતનો તે વિચાર કરતી હતી.

વિજયાના લગ્ન સંબંધમાં તેના બાપનો ખરેખરો અભિપ્રાય શો હતો, એની વિજયાની ચોખ્ખી કાંઈ જ ખબર નહોતી. તે વખતે તે સત્ય અને સુનીતિ જેવા શબ્દ બ્રહ્મના મોહથી મુગ્ધ થઇ જગદીશ બાબૂના સંબંધમાં તિરસ્કાર જ વ્યક્ત કરતી હતી. બાપના મરણ પછી રાસબિહારી અને વિલાસના એકંદર વર્તનથી ધીમે ધીમે તેની એ ભાવના થઈ હતી કે, પોતાની આયુષ્ય–નૌકા વિલાસબિહારીની સંગતીથી જ ચાલવાની છે. પરંતુ, એવી સ્થિતિમાં અકસ્માત્ આકાશના એક ખુણામાં ધૂમકેતુનો ઉદય થઇ તેની પૂંછડીના પથારાથી જેમ અનેક તારા ઢંકાઇ જાય છે, તે પ્રમાણે કાંઇ કલ્પના પણ નહોતાં, અનાસક્ત, ઉદાસીન અને સ્વચ્છ હૃદયના નરેંદ્રની વિજયા સાથે મુલાકાત થઇ, અને ત્યારથી વિજયાની આસપાસના વાતાવરણમાં પણ ખળભળ ઉઠી રહી. તેણે નિર્દિષ્ટ કરેલા રસ્તાની રેષા ભૂસી નાંખવા માટે જ જાણે નરેંદ્રનું આગમન થયું હતું. અને તે ગયો એટલે પાછળ શું રહ્યું એ વિજયાના લક્ષમાં પણ આવતું નહિ. ક્યારેક તેને એ સ્વપ્ન લાગતું તો ક્યારેક તેને એ સત્ય પણ લાગતું. જો સ્વપ્ન કહે તો ઉત્પન્ન થએલો મોહ દૂર કેમ કરવો એ તે સમજી શકતી નહિ; અને સત્ય કહે તો આયુષ્યનું સાર્થક્ય કેમ થશે, એ પણ તેનાથી ઠરાવી શકાતું નહોતું.

ઘેર આવ્યા પછી તે પથારી પર પડી; પરંતુ નિદ્રાએ તેના સામું ડુંકીને પણ જોયું નહી. આજે જે ચિંતા તેનું ચિત્ત એક સરખું વ્યગ્ર કરી તેની આસપાસ આશંકાનું જાળું ગુંથતી હતી, તેમાં કાંઇ સત્ય છે કે નહીં, કે પછી તે બધું મૃગજળ જેવું છે, એ શોધી જોવામાં વિજયાની આખી રાત ચાલી ગઇ. એ વિચારસંઘર્ષ-

શુમાં સત્યનો અંશ તેની નજરે ન પડયો એમ નહોતું. પરંતુ તે સત્ય તેની મૂઠીમાં નહોતું, પણ દૂર આકાશમાં ચમકતા તારા જેટલું દૂર હતું. માબાપ ક્યારનાંયે સ્વર્ગસ્થ થએલાં. ભાઇ બહેન તો હતાં જ નહિ. પોતાને માટે લાગણી ધરાવનારૂં રાસબિહારી શિવાય બીજું કોઇ નહોતું. બંધુ પણ તેજ, મિત્ર પણ તે જ અને પાલક પણ તેજ; આવી તેની સ્થિતિ હતી. અને એ વિશ્વાસમાં એક દિવસ કાંઇક કિંતુ ઉત્પન્ન થશે આમ પણ તેને લાગ્યું નહોતું. તથાપિ કલકત્તામાંના ચાર સમાજ બંધુ, ચાર પોતાની શાળા-સોબતિણીઓ અને ચાર પોતાના બાપના સ્નેહી, એ સર્વની સલાહ-મસલતથી વંચિત કરી, ત્યાંથી ઉંચકી રાસબિહારીએ પોતાને જન્મભૂમિમાં કેમ આણી એ વાત વિજયાને હવે પાણીના જેવી સ્વચ્છ જણાવા લાગી. આ પાણીના તળીયે બીજી પણ કેટલીક બાબતો વિજયાને જણાયા શિવાય રહી નહિ. નરેંદ્રને પરદેશ જવા માટે રાસબિહારીએ કરેલી મદદ, રાસબિહારીએ પોતાને ઘેર કરેલું પ્રીતીભોજન, નિમંત્રિત જન-મંડળસાથે કરેલી વિવાહની પ્રસ્તાવના, પોતાની સ્તબ્ધતાનો તેણે કરેલો સંમતિસૂચક અર્થ વિગેરે બાબતો જોઇ, રાસબિહારી પાથરેલી જાળમાં પોતાને મજબુત બાંધી લે છે, એ વિજયાના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું નહી. તેમાં આશ્ચર્યની વાત તો એ હતી કે આ એકંદર યોજનામાં રાસબિહારીએ અત્યાચાર કે જૂલમનો લેશ પણ કોઇને દૃષ્ટોત્પત્તિએ આવવા દીધો નહોતો. ઉલટ, પરમેશ્વરની આજ્ઞા, ધર્મકાર્ય વિગેરે શબ્દ બહાથી તેણે સૌ કોઇને ડોલાવી દીધા હતા. આરા આવા વિચારથી સાહજિક જ વિજયાને ઉંઘ આવી નહી. તેનું હૃદય અશુભ અને ભયાવક કલ્પનાઓથી ભરાઇ ગયું અને

તેની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. " બાપુ, બાપુ ! તમે આ બધાને ઓળખતા હતા છતાં મને તેમને સ્વાધીન કેમ કરી ગયા ? "

એક વખત તેણે પોતેજ વિલાસને પસંદ કર્યો હતો અને તે વખતે વિલાસ અને વિજયા બન્ને જણ વનમાલી પાસે જગદીશ બાબુ તથા નરેંદ્રની વિરૂદ્ધ વારંવાર ફરીયાદ કરતાં હતાં. તે ફરીયાદના પ્રતિધ્વનિથી જ આજ વિજયાનું હૈયું સળગી જવા લાગ્યું. પિતાએજ પોતાના હાથથી આ વિષમય વૃક્ષનું મૂળ કેમ ઉખેડી ન નાંખ્યું, આવી ઉલટી ફરીયાદ આજ તે કરવા લાગીઃ તેઓ આ સર્વ બાબત જાણતા હતા છતાં તેમણે આ બન્ને પર શામાટે વિશ્વાસ રાખ્યો ? એટલું જ નહી, પણ મારા સ્વાતંત્ર્યનો રસ્તો પણ તેઓ કેમ બંધ કરી ગયા ? આવી રીતે વિજયા પોતાની નિષ્ફળ ફરીયાદ ક્રોધથી અને અભિમાનથી સ્વર્ગગત પિતાને કાને વારંવાર નાખવા લાગી.

બીજે દિવસે પરેશની માએ બે ચાર બુમો માર્યા પછી વિજયા પથારીમાંથી ઉઠી. " નિમંત્રિત પરોણાઓ બહાર એકઠા થએલા છે અને પોતાની વાટ જુવે છે, " આમ તેના જાણવામાં આવતાંજ તે સંત્રસ્ત થઇ અને એક બારી પાસે જઇ ઉભી રહી. આજે થનારા ઉત્સવનું એકંદર કલ્પના-ચિત્ર તેની આંખો સામે તરી આવતાંજ તેનું મન વ્યગ્ર અને ઉદાસ થઈ ગયું. નિરૂત્સાહની લહરીઓ ઉપર લહરીઓ તેના અંતઃકરણમાં ઉછળવા લાગી. એજ બારીમાંથી સવારના સમયે ઉભી રહી તે આસપાસનો દેખાવ જોતી ત્યારે તેને કેટલો બધો આનંદ થતો હતો. સવારનો કુમળો તડકો ઝાડો પરથી અને વૃક્ષ-શાખાઓની ઘટામાંથી જંગલમાં ચારે બાજુ ફેલાયલો છે અને રબારીઓ ગાયોને ધીમે ધીમે હાંકી લઇ જાય છે; આવા દેખાવ

જોઈ તે ભૂખ-તરસ પણ વિસરી જતી હતી. પરંતુ, આજ તેજ દેખાવ તેને સુગંધરહિત થએલા વાસી ફુલના જેવો લાગ્યો. એકા-એક એ દેખાવમાંનું માધુર્ય કેમ ખલાસ થયું, એ તેજ જાણે. આ દેખાવ પરથી નજર ફેરવી જ્યાં તેણે દાદર તરફ નજર ફેરવી ત્યાં કાલીપદ ઉતાવળો ઉતાવળો ઉપર આવતો જણાયો. અંદર પગ મૂકતાં જ તે બોલ્યો, " માઈ, જલદી આવો. તમને મોડું થયું તેથી બાબૂ સાહેબ ઘણા ચીડાયા છે ? "

પરંતુ અગ્નિનો તણખો દારૂના ઢગલા પર પડયા પછી જે આપત્તિ ટાળવી અશક્ય થઈ પડે છે તે જ પ્રમાણે અત્યારે થયું. છેક પગના તળીયાથી તે મસ્તક પર્યંત વિજયાનું આખું શરીર ક્રોધથી તપ્ત થઇ ગયું અને તેથી તેના મુખમાંથી શબ્દ પણ નીકળી શક્યો નહી. ફરી એકવાર સ્મરણ કરાવવાનો કાલીપદને વિચાર થયો પણ અગ્નિના જેવી લાલચોળ થએલી તેની આંખો જોઇ બીકથી તે બિચારાનાં ગાત્રજ ઢીલાં થઇ ગયાં. મહાકષ્ટે પોતાનો ક્રોધ રોકવાનો પ્રયત્ન કરી વિજયાએ કહ્યું: " જા કાલીપદ, તું નીચે જા. " આમ કહી તેણે બિચારાને આંગળી ચીંધી દાદર બતાવ્યો.

જમિનદારિણીના આ ઘરમાં સઘળા નોકર ચાકરો વિલાસ બિહારીને છોટા બાબૂ સાહેબ અને રાસબિહારીને બડા બાબૂ સાહેબ કહેતા હતા, અને એ વાત વિજયા જાણતી જ હતી. એ પિતા-પુત્ર પોતાની પ્રભુતા ગજાવતા ગજાવતા નોકર ચાકરો પરથી હવે ખાસ માલીકણ ઉપર પોતાનો હુકમ બજાવવા પર્યંત તેમની મજલ ગએલી જોઈ, વિજયાના અંતરાત્માને સાહજિકજ આગ લાગ્યા જેવી વેદના થવા માંડી. તેના મનમાં તો ઘણુંયે થયું કે પરોણાઓ પાસે ન

જવું; પણ ગયા શિવાય ઇલાજ નહોતો. કદાચિત્ નિમંત્રિત ગૃહસ્થોને એમ દેખાડવા માટે પણ જવાનો તેણે વિચાર કર્યો હશે કે, આ બન્ને જણ કોઇ પણ નથી. ધીમે ધીમે તે નીચે ગઇ અને લુગડાં બદલી જે દિવાનખાનમાં પરોણાઓ બેઠા હતા ત્યાં જઇ ઉભી રહી. તેને જોતાં જ સર્વેએ તેનું અભિવંદન કર્યું. વિજયાએ પણ બલાત્કારે હાસ્ય દર્શાવી સર્વને પ્રતિ-અભિવંદન કર્યું. આટલેથી જ વાતાવરણ ચોખ્ખું થયું હોત. પરંતુ ક્ષણે ક્ષણે પોતાની ઓળખાણ તાજી રાખવા માટે ટાંપી બેઠલો વિલાસ ગર્વથી બોલ્યો, " આટલી જલદીથી આપનો નિદ્રા-ભંગ કરવા માટે મને ઘણું ખરાબ લાગે છે. પણ, જરા વહેલાં ઉઠયાં હોત તો આ મંડળને અત્યાર સુધી વાટ જોતાં બેસી રહેવું ન પડયું હોત ! "

વિજયા જેવી જમિનદારિણીને આવા શબ્દો કહેવાનો અધિકાર માત્ર પોતાને જ છે, આમ આ વખતે વિલાસે દેખાડયું. પરંતુ વિજયાએ એ શબ્દો તરફ એવી કાંઇ ખુબીથી દુર્લક્ષ કર્યું કે, જાણે પાસે પશુ-પક્ષીઓનો જ ધ્વનિ થઈ ગયો. પછી વિજયા સર્વ આમંત્રિત લોકોપર નજર ફેરવી વૃદ્ધ દયાળબાબૂ બેઠા હતા, તે કોચ પર જઈ બેઠી. દયાળબાબૂ નોકરીપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા; પરંતુ તે અત્યંત નિષ્ઠાવાન્ બ્રાહ્મ હોઈ સરળ અને પ્રેમાળ હતા. બ્રાહ્મ ધર્મનાં પ્રવચનો તે ઘણી સારી રીતે કરતા હોવાથી રાસબિહારીએ તેમને ખાસ બોલાવ્યા હતા. આટલી મોટી જમિનદારિણીને પોતાની પાસે આવી બેઠેલી જોઈ દયાળબાબૂના મનમાં સાહજિક જ સંકોચ થયો. તે વત્સલતાથી બોલ્યા: " બેસ બેટા; રાત્રે ઉંઘ સારી રીતે આવી હોય તેમ નથી જણાતું. આંખો ઘણી લાલ જણાય છે. "

તે વૃદ્ધના આ શબ્દોમાંની મીઠાશ ઉપર ઉપરની નહિ પણ અંતઃકરણની છે, એ તેજ વખતે વિજયાના લક્ષમાં આવ્યું. તે બોલી: " મને ઉઠતાં થોડું મોડું થયું ખરૂં; પણ તેથી તમો બધાની વ્યવસ્થામાં કાંઈ ઓછું તો નથી પડયું ને ? "

દયાળબાબૂ શાંતતાથી બોલ્યો: " ના રે ના ! લગાર પણ ઓછું નથી પડયું. રાસબિહારી અને વિલાસબિહારી બાબૂ હોયા પછી શું ઓછું પડે ? પણ તને કાંઇ દુઃખ બુઃખ તો નથી થતું ને ? મોઢું ઘણું સુકાયેલું જણાય છે. "

આ સાંભળી દયાળબાબૂને માટે વિજયાના અંતઃકરણમાં વિલક્ષણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. ડોસો મોટા તથા કુમળા મનનો છે, આવી તેની પક્કી પાત્રી થઈ. એટલું જ નહિ પણ તેના બાપની અને દયાળબાબૂની બોલવાની પદ્ધતી એક સરખી હોવાથી તથા અવાજમાં પણ સામ્ય હોવાથી દયાળબાબૂનો પ્રશ્ન સાંભળી તે ગળગળી થઈ ગઇ અને તેની આંખો પાણીથી ભરાઈ આવી. પરંતુ, તેણે તેમના પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. દયાળબાબૂને આ જોઇ સંશય તો આવ્યો કે, જરૂર એના મનમાં કાંઈ દુઃખ થતું હોવું જોઇએ. પરંતુ, બીજા એક વિચારથી તુરત જ તે સંશય દૂર થયો અને તેમને હસવું આવ્યું.

જેણે આ પહેલાં જ આ ઘરના માલીકની જમા પટકાવી હતી, તે પોતાની પ્રણયિનીને આવા તીખા શબ્દ કહે, એમાં કોઇ એકાદ અજ્ઞાનીને થોડુંક ચમત્કારિક જણાશે; પરંતુ યૌવનાવસ્થામાંના તરુણોને તો એ ક્રોધ કરવામાં કાંઇ અજબ મીઠાશ છે, એમ લાગ્યા શિવાય રહેશે નહિ. આવા વિચારથી, પકવકેશ થએલા દયાળબાબૂને હસવું આવ્યું હોય, તો તેમાં કાંઇ નવલ નથી. તેમણે પણ આ તરુણ

જમિનદારણીને તેટિલાપરથી ઓળખી લીધી. તે જો કે છેક જ અલ્લડ છે, છતાં ઘણી માની છે અને સર્વ કાંઈ તે સમજે છે, એ તેમના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું નહિ. તેમણે તુરત જ વાતનો વિષય બદલ્યો અને વિજયાની બ્રાહ્મધર્મપરની નિષ્ઠા અને ધર્મમંદિર ઉભું કરવાનો તેણે કરેલો ઉદ્યોગ એ સંબંધમાં બોલવાનો તેમણે આરંભ કર્યો. એ વાત પુરી કરતાં કરતાં તેઓ બોલ્યાઃ "બેટા, તેં ખરેખર જ આ ઘણું ઉત્તમ કાર્ય કર્યું છે એમાં કાંઇ શંકા નથી. પરમેશ્વરના આશીર્વાદથી તારા આ કાર્યની દિવસે દિવસે અધિક ઉન્નતિ થાઓ. આવા ગામડાગામમાં તેં આ મંદિર સ્થાપન કર્યું ખરૂં; પણ લોકોનું તે તરફ એક સરખું ધ્યાન ખેંચવા માટે આગળપર તારે ખર્ચ પણ ઘણોજ કરવો પડશે. હું ગામડામાં રહેતો હોવાથી મારો અનુભવ છે કે, આવી સત્ય વસ્તુ ગામડામાં સારી રીતે વૃદ્ધિંગત થતી નથી. તથાપિ તારા આ ઉદ્યોગની અને ધર્મનિષ્ઠાની પ્રશંસા કર્યા શિવાય મારાથી રહેવાતું નથી. પરમેશ્વર તને આયુરારોગ્ય આપો, એટલી જ ઇચ્છા છે."

આ મંદિરની બાબતમાં પોતાને લગારે ઉત્સાહ નથી અને તેમાં સહેજ પણ સાર્થકતા કયાંય નથી, આમ કહેવાનું છેક વિજયાની જીભ પર આવ્યું હતું; પણ તે શબ્દો ગળી ગઇ અને બોલી, "એટલી બધી પ્રશંસા કરવા જેવું મેં આમાં વિશેષ શું કર્યું છે?"

"મને તો આ કાર્ય ઘણું મહત્ત્વનું લાગે છે. ગામડાગામના અજ્ઞાની લોકોના અંગે પેઢીઓની પેઢીઓથી જે કુસંસ્કારો દાખલ થએલા છે, તેમાંથી એ લોકોનો છુટકો કરવો હોય, તો તેને માટે આ આપણા બ્રાહ્મધર્મ શિવાય બીજું સાધન નથીઃ આ બ્રાહ્મમંદિરની

પ્રતિષ્ઠાથી એ મહત્ કાર્ય સધાયું તો પછી ગામડાંઓના ગરીબ ગુરબાંઓ પર કેટલા બધા ઉપકાર થશે, એનો તુંજ વિચાર કરી જો. ”

દયાળ બાબુના આ શબ્દોથી વિજયાનું અંતઃકરણ ભાવનામય થયું. તેને આ બ્રાહ્મમંદિરની પ્રતિષ્ઠા એક અત્યાચાર લાગતો હતો અને તેમાં કીર્તિવિત્તશતા શિવાય પણ બીજું કાંઇ જ સારૂં તેને જણાતું નહોતું. વિલાસ તો તેને મન એક શુદ્ધ અટ્ટહાસમય વ્યક્તિ જણાતી હતી. વિલાસે માત્ર જગદીશ બાબુનું ઘર લેવાના જ ઉદ્દેશથી જ આ બ્રાહ્મમંદિરનો ખેલ આરંભ્યો છે આમ તે માનતી હતી. પરંતુ, આજે દયાળબાબુએ કહ્યું કે ગામડાગામના અજ્ઞાની લોકોના કુસંસ્કાર દૂર કરવાનું સામર્થ્ય આ મંદિરમાં છે; આથી તેનું નારી-હૃદય સ્વાભાવિક જ વત્સલતાથી ભરાઇ આવ્યું અને દીન-દુઃખિતોના દુઃખમોચનની કલ્પનાથી તેનો કરમાયેલો ચહેરો થોડો થોડો પ્રસન્ન થવા માંડયો. હવે તેને વિલાસના આ આગ્રહમાં ઉચ્ચ હેતુ જણાવા લાગ્યો. તેના મનમાં વિલાસને માટે થએલો અનાદર દૂર થયો અને ત્યાં ધીમે ધીમે આદર ઉત્પન્ન થવા માંડયો. વિલાસનું અંતઃકરણ કયારેક કયારેક ચમત્કારિક લાગતું હતું ખરૂં; પણ તે પોતાની દૃષ્ટિનો જ દોષ. કર્તવ્ય માટે કઠોર અને ઉદ્યમશીલતા માટે નિષ્ઠુર થયા શિવાય દુનિયામાં કોઈ પણ કાર્ય પરિણતાવસ્થાને પામતું નથી, એ પોતાના કરતાં વિલાસ અધિક સારી રીતે સમજે છે, એ બાબત વિજયાનું મન હવે બિનતકરાર કબૂલ કરવા લાગ્યું. માત્ર મહાન્ કાર્યો માટે જ આ દુનિયામાં જેઓ અવતારો લે છે, તેમની કેટલીક બાબતો સામાન્ય માણસોને ઘણી

વિચિત્ર જણાય છે ખરી; પરંતુ વસ્તુતઃ તે કાર્યપોષક હોવાથી ન્યાય-સંગત જ હોય છે, આમ હવે વિજયા સમજવા લાગી.

વખત ઘણો જ થએલો જોઇ પરોણાઓ વિજયાની રજા લઈ ત્યાંથી ચાલ્યા ગયા. રાસબિહારી અને વિલાસ એ બે જણ જ માત્ર ધીમે ધીમે વાત કરતા બેઠા હતા. સર્વના ગયા પછી રાસબિહારી વિજયા પાસે જઈ લાગણીપૂર્વક બોલ્યોઃ " વિજયા, બેટા, તારી તબીયત સારી નથી કે શું ? "

રાસબિહારીએ આ જ પ્રશ્ન જો થોડા સમય પહેલાં પૂછ્યો હોત, તો વિજયાએ તે પ્રશ્નને ક્ષુદ્ર માની તેનો ઉત્તર જ બિલકુલ આપ્યો ન હોત, અથવા તો કદાચિત્ તેણે તિરસ્કાર પણ વ્યક્ત કર્યો હોત. પરંતુ તેનું મન વિલાસના સંબંધમાં અત્યારે પ્રસન્ન થએલું હોવાથી તે સહજ બોલી, " છેહ ! મારી પ્રકૃતિ સારી છે. એ તો રાતે ઉંઘ બરોબર નથી આવી તેથી આપને તેમ લાગતું હશે. "

વિજયાના સ્વરમાંની આ શાલીનતા જોઇ રાસબિહારીને તો આનંદ થયો જ; પણ સાથે વિલાસનો ચહેરો પણ પ્રસન્ન જણાવા લાગ્યો. એવા સ્વભાવના ઘણા લોક હોય છે કે જેઓ સહેજ કુણું જણાતાં નખથી ખોતરવાનો પ્રયત્ન કરે છે. તેઓ સહનશીલતા અને ઔદાર્યને મનુષ્ય–હૃદયના દુર્ગુણ માને છે. આઘાત સહન કરવાનું તેમને અસહ્ય લાગે છે પરંતુ આઘાતનો પ્રતિઘાત કર્યા વિના તેમને ચેન પડતું નથી. વિલાસ એવી જ જાતનો હતો. વિજયાનું આચરણ જેમ જેમ તેને અપ્રીતિકર લાગતું હતું તેમ તેમ તેના પોતાના આચરણની નિષ્ઠુરતા પણ વધતી જતી હતી. એ પ્રમાણે એ સ્વર બન્ને બાજુથી વધુને વધુ ખેંચાતું જતું જોઈ,

બંન્ને બાઇ શાણી થએલી વૃદ્ધ રાસબિહારી વિલાસને વારંવાર ઉપદેશ કરતો હતો. પરંતુ ઉદ્ધત વિલાસને તે ઉપદેશ બિલકુલ રૂચતો નહોતો. તે પોતાની ઉદ્ધત વર્તણુકને એક બાજુ બાંધી મૂકવા કદાપિ કબૂલ થાય નહિ; પરંતુ આજ વિજયાના મુખમાંના એક કોમલ વાક્યથી તેનો સ્વભાવ એકદમ બલાઈ ગયો. તે અત્યાર સુધી વિજયાને મજબુત વાક્‌-પ્રહાર કરવા માટે ટાંપી બેઠો હતો. પરંતુ વિજયાએ રાસબિહારીને જે જવાબ આપ્યો, તેથી તેનો એ વિચાર તદ્દન બદલાઇ ગયો. પોતાનો કઠોર સ્વર બની શકતો મીઠો કરી તે બોલ્યોઃ "રાતે જો ઉંઘ ન આવી હોય તો અત્યારે જલદી જમી આપ સારી રીતે વિશ્રાંતિ લ્યો. આ સમય ઋતુમાન બદલાવાનો હોવાથી તબીયતની ઘણી સંભાળ રાખવી જોઇએ." તેના મનમાં હજુ પણ વધારે બોલાવાનું હતું. વિજયા દીવાનખાનામાં આવી હતી તે વખતે પોતે જે ઉદ્ધતાઇ કરી હતી તેને માટે વિજયાની ક્ષમા માગવાનો પણ તેને વિચાર આવ્યો હતો. પરંતુ એ બાબત તેના સ્વભાવથી છેક જ વિરુદ્ધ હોવાથી તે ઉતાવળ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

વિલાસ ગયો કે આંખો તે રસ્તે વાળવી, આવો વિજયાનો સ્વભાવ પણ ન હોતો. પરંતુ, આજે તેની આંખો આપોઆપ તે દિશા તરફ ખેંચાતી હતી. એટલામાં જાણે ન જોવા જેવી વસ્તુને તો પોતે જોતી નથી? આ વિચારથી તેના અંતઃકરણમાં એક બારીક શલ્ય ઘોંચાયું. પણ તે ક્યાં ઘોંચાયું છે અને તેનો ખરેખરે ઉદ્દમ ક્યાં છે એ તેના લક્ષમાં આવ્યું નહી.

સાયંકાળના સુમારે બ્રાહ્મમંદિરની પ્રતિષ્ઠા યથાવિધિ અને યથાસાંગ પાર પડી. ઉપાસના-ગ્રહમાં વ્યાસ પીઠ પાસેજ બે અત્યંત

સુશોભિત ખુરશીઓ પાસે પાસે મૂકી હતી. સાકાર પરમેશ્વરની યથાસ્થિત નિંદા અને નિરાકાર પરબ્રહ્મની સર્વાંગસુંદર સ્તુતિ થયા પછી તેમાંની એક ખુરશી પર વિજયા ઘણા ઠાઠથી આવીને બેઠી. તે સાથે બીજી ખુરશી પર કોણ આવી બેસશે એનું અનુમાન સૌ કોઇ સહજ કરી શક્યા અને તે ખરૂં પણ પડ્યું. વિલાસ તે ખુરશી પર આવીને બેસતાંજ વિજયાનું કાળજું થર થર કંપવા લાગ્યું. પરંતુ, ક્ષણવારમાં એ બીક દૂર થઇ અને તે શાંત અને સ્નિગ્ધ દૃષ્ટિથી સર્વ બાજુ જોવા લાગી. તેના સ્વભાવમાં આમ ક્ષણે ક્ષણે કેમ ફેરફાર થતો હતો, કોણ જાણે ?

## પ્રકરણ ૧૫.



ગામડામાં ઉભું કરેલું આ બ્રાહ્મમંદિર શુષ્ક અને રસહીન જણાય નહિ એટલા માટે ઉત્સવનો કાર્યક્રમ જેમ બને તેમ લંબાવવા માટે વિલાસ ઘણી મહેનત કરતો હતો. પણ નિમંત્રિત મંડળીની સ્થિતિ તેના જેવી નહોતી. તેમને ઘર બાર હતાં, છૈયાં છોકરા હતાં અને ઉદ્યોગ ધંધા પણ હતા. એટલે એવા ઉત્સવ માટે ચાર આઠ દિવસ ભાગવા તેમને ભારે લાગે અને ઘેર જવા માટે તેઓ ઉતાવળા થાય તો તેમાં કાંઈ નવાઇ નથી. બીજાને ખર્ચે આનંદ-ઉત્સવમાં મોજ માણનારી કેટલીક વ્યક્તિ હોય છે, નથી હોતી એમ નહિ; પરંતુ અત્યારે આવેલી મંડળી તેવી ન હોવાથી તેમને રજા આપવાની રાસબિહારીને જરૂર પડી. પ્રત્યેક પ્રસંગે પોતાની

ઉદ્દેશસિધ્ધિ માટે આંખમાં તેલ આંજી જાગૃત રહેનાર રાસબિહારીએ સર્વેને રજા આપવાનો પણ એક સમારંભ કરી લીધો. ફરી પેલી સુંદર શોભિવંત ખુરશીઓ ઉપર વિલાસ અને વિજયાને બેસાડી ડોસો બન્નેની પાછલી બાજુએ ઉભો રહ્યો અને સર્વેની આગળ હાથ જોડી અત્યંત મીઠી વાણીથી બોલવા લાગ્યો. આવેલ સદ્‌-ગૃહસ્થો તથા મહિલાઓનાં સ્તુતિસ્તોત્ર અને બ્રાહ્મધર્મની મહતી ગાઇ તે છેવટે બોલ્યો: " જે કરુણામય પરબ્રહ્મના પ્રસાદથી સાકારમય ઘોર અંધકારમાંથી નિકળી આ સધ્ધર્મનો પ્રકાશ આપણને પ્રાપ્ત થયો તે એકમેવાદ્વિતીય નિરાકાર ભગવંતનાં ચરણોમાં વિજયા–વિલાસ આ બ્રાહ્મમંદિર ઉત્સર્ગ કરે છે. ગામડાં ગામોમાં ફેલાયેલી સાકાર–સંબંધી અંધભક્તિ દૂર કરવા માટે આ તરુણોએ જે સ્તુત્ય પ્રયત્ન કર્યો છે તે પ્રયત્ન યશસ્વી થવા માટે આપ સર્વેએ તેમને આશીર્વાદ આપવો જોઈએ અને તેટલા માટે આપના જેવા પૂજ્ય અને મહનીયો પાસે આ બન્ને જણ પોતાનાં મસ્તક શ્રદ્ધાથી અને ભક્તિથી નત કરે છે." આમ કહી રાસબિહારી બન્નેના કાન પાસે નમસ્કાર કરવાનું ગણગણવા લાગ્યો. વિજયા મોટા સકંજામાં પડી. તે સમજી ગઇ કે રાસબિહારીનો આ પોતાપર ચોખ્ખો જૂલમ છે. પણ તે ડોસાના હેતુમાટે આજ તેનું મન ઘણુંજ શુદ્ધ થયું હોવાથી તેણે પોતાનું મસ્તક ભૂમિપર નમાવી સર્વને પ્રણામ કર્યા. બરોબર એજ વખતે વિલાસે પણ પોતાનું મસ્તક નમાવ્યું અને તે પણ વિજયાના મસ્તકથી ફક્ત એક જ આંગળ દૂર. સર્વ નિમંત્રિત મંડળે સ્ફુટ અસ્ફુટ સ્વરથી આશીર્વાદ દીધો અને આ સમારંભ એવી રીતે પાર પડયો.

વિજયા ઘેર આવી બેઠા પછી આજ પોતાના મનમાં કાંઈ

થાય છે કે કેમ એ શોધવા લાગી. પણ આજે તેનું મન શાંત અને ચોખ્ખું હતું. તેના માનસ-સરોવરમાં મંદ લહેરો ઉછળતી નહોતી એમ નહી; પરંતુ તે આશાજનક હોઇ, ધર્મ, વિશ્વાસ, શ્રદ્ધા, ભક્તિ, સત્ય, મંગલ એવાં અનેક જાતનાં રંગીન કમળો એ સરોવરમાં ફુલેલાં તેને જણાયાં અને તેથી તેના સુંદર મુખ ઉપર પ્રસન્નતાની છટા પર છટાઓ ઉપસી આવવા લાગી. પાર્થિવ સુખ એ ખરૂં સુખ નથી, પરંતુ અજ્ઞાન બંધુ-ભગિનીઓને જ્ઞાન-દાન કરવા માટે તન-મન-ધનથી પ્રયત્ન કરવો એજ ખરૂં અંતઃકરણનું સુખ અને ભૂષણ છે; અને પોતે તે તરફ જ જાય છે એ કલ્પનાથી તેને સાહજિક આનંદ થવા માંડયો. એ વાત ખરી કે ઘણી બાબતોમાં તેનું અને વિલાસનું મતૈક્ય નહોતું. પરંતુ વિજયાને એવી ઉમેદ હતી કે ધર્મ જેવી મહત્ત્વની બાબતમાં બન્નેમાં મતભેદ નથી અને આગળ પણ થશે નહી. રાત્રે પથારી પર પડયા પછી તેણે એકંદર બનાવનો તાળો મેળવી જોયો, તો તેને લાગ્યું કે જે થયું તે ઠીકજ થયું. વિલાસ જેવા સ્થિર-સંકલ્પ, સ્વધર્મપરાયણ, કર્તવ્યનિષ્ઠ અને ન્યાય-નિષ્ઠુર તરુણ સાથે પોતાની ગાંઠ બંધાય છે એમાં અનુચિત જેવું કાંઇજ નથી. ઉલટું એથી પોતાનું આયુષ્ય અધિક સદુદ્યમશીલ અને મનોહર થશે આવી તેને આશા લાગવા માંડી.

પરોણાઓ જ્યારે પોત પોતાને ગામ જવા લાગ્યા ત્યારે દરેક જણે રીત મુજબ વિજયાની રજા લઇ જવા માંડયું. વચમાં વચમાં વિજયા પણ તેમને બ્રાહ્મમંદિરમાં આવી જવા વિનંતી કરતી હતી. આવી રીતે વિજયાની માનસિક અવસ્થા પ્રસન્ન થએલી જોઇ રાસ-બિહારીએ તેને કહ્યું, " બેટા, દયાળ બાબૂ કાલે જવાનું કહે છે. મને

લાગે છે કે, તું જો તેમને વિનંતિ કરીશ તો તે કાયમનાજ અહીં રહેશે. પ્રત્યેક રવિવારે ઉપાસના ચલાવવા માટે અને અજ્ઞાન લોકોને શિક્ષણ વિગેરે આપવા સારૂ આપણને તેમનો ઘણો સારો ઉપયોગ થશે."

પ્રથમથી જ દયાળબાબુના સંબંધમાં વિજયાના મનમાં શ્રદ્ધા હતી. તે જો અહીં રહે તો ઘણું સારૂં; એ વાત તત્ક્ષણે જ વિજયાને પસંદ પડી. તે આનંદથી બોલીઃ "પણ કાકા, તે અહીં રહેશે ?"

"હા. તેમાં કાંઇ મોટી વાત નથી. દયાળને બહાર કાંઇ બહુ મોટી પ્રાપ્તિ નથી. ત્યાંના કરતાં બે રૂપીઆ વધુ આપવાનું કહીશું, તો આનંદથી રહેશે. મંદિરમાં જ તેમની રહેવાની સગવડ કરીશું; એટલે તેમને એ ઠીક પડશે અને આપણને પણ ઠીક પડશે."

દયાળબાબુની પ્રાપંચિક અવસ્થા સારી નથી, એ જાણ્યા પછી તો વિજયાના પેટમાં તેમને માટે અધિક જ દયા ઉત્પન્ન થઇ. તેણે તેજ ક્ષણે તેમને બોલાવરાવ્યા અને બ્રાહ્મમંદિરમાં રહેવાની તેમને વિનંતી કરી. એમાં પોતાને કાંઇ નુકશાન નથી એ જોઇ દયાળબાબૂએ પણ વિજયાનું કહેવું કબૂલ કર્યું. બે દિવસમાં તો તેઓ પોતાની ઓસહ આવી ત્યાં રહેવા લાગ્યા. દર રવિવારે મંદિરમાં ઉપાસના ચલાવવી અને વિજયાની જમિનદારીની કચેરીમાં થોડુંક કારકુની પેશાનું કામ કરવું, આટલો જ અહીંયાં તેમને ઉદ્યોગ હતો. ધીમે ધીમે દિવસો ઉપર દિવસો જતા હતા. પોષ માસ પૂરો થઇ અર્ધો માઘ પણ ચાલ્યો ગયો. એટલા અવધિમાં કહેવા જેવી વિશેષ કોઇ પણ વાત બની નહિ.

નરેંદ્રની કાંઇ જ ખબર નહોતી, અને તેની ખબર મેળવવાની કોઇને અપેક્ષા પણ નહોતી. બે દિવસ માટે તે આવ્યો હતો

અને બે દિવસ પછી ચાલ્યો ગયો, એટલી જ તેની કથા. એટલે તેનું સ્મરણ પણ કોને થાય ? અપવાદ તરીકે પેલું એક બાજૂ મૂકી છાંડેલું માયક્રાસ્કોપ યંત્ર જો એકાદ વખત વિજયાની નજરે પડતું, તો તેથી તેને માત્ર નરેંદ્રનું સ્મરણ થતું. પરંતુ, તે પણ એટલાજ માટે કે, જતી વખતે જો તેનો મેળાપ થયો હોત તો તેને તેની વસ્તુની યોગ્ય કિંમત આપી શકાઇ હોત. 'અત્યંત દૂરની વસ્તુ છેક જ નજીકમાં દેખાડનારી દુર્બીન,' આટલું જ જો તે વસ્તુ સ્મરણ કરાવી રહી હોત, તો કાંઇ હરકત નહોતી; પરંતુ બીજી પણ કેટલીક વિચાર-લહરીઓ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય તે દુર્બીનમાં નહોતું એમ નહિ. એવો જ એક વિચાર વિજયાના ચિત્તમાં ઉત્પન્ન થયો તો તેને આશ્ચર્ય લાગતું અને તેની બુદ્ધિ કુંઠિત થયા જેવી થતી. માત્ર બે દિવસની મુલાકાતમાં તેની ઓળખાણ પણ કેટલી થાય ? પરંતુ તેટલાથી પણ જાણે તેનો અને પોતાનો કેટલાંયે વર્ષનો ઋણાનુબંધ હોવો જોઇએ આવું જ વિજયાને લાગતું હતું. ખરેજ ! જો થોડા વધુ દિવસ તેની અને પોતાની મુલાકાત એવી જ ચાલુ રહી હોત તો ? આ પ્રશ્નથી વિજયાનો ચહેરો આરક્ત થતો અને એ માટે તેની તેને જ લાજ આવતી. તેનો તે વધતો જતો નિર્મળ સ્નેહ એક દિવસ અસત્યના પ્રવાહમાં તણાઇ ગયો હોત. પરંતુ લોકોએ તેને યાવજ્જન્મ શરમાવવામાં કમી કર્યું ન હોત. પરમેશ્વરે જ એ આપત્તિ દૂર કરી આમ મનનું સમાધાન કરી તે અંતઃકરણમાંથી નરેંદ્રનું પ્રતિબિંબ દૂર કરવાનો પ્રયત્ન કરતી. એ પ્રયત્નમાં આખો માઘ માસ ચાલ્યો ગયો.

ફાલ્ગુન મહિનાના પહેલા અઠવાડીયામાં એ બાગમાંનાં ઘણાં

ગામડાંઓમાં તાવનો રોગ શરૂ થયો અને કેટલાક દરદીઓને શીતળાનો ઉપદ્રવ પણ થવા માંડયો. એજ વખતે દયાળ બાબૂ માંદા થયાના સમાચાર તેના જાણવામાં આવ્યા અને તેના અંતઃકરણમાં ચિંતા પેઠી. તથા તે વૃદ્ધ ગૃહસ્થને માટે તેનો જીવ દુઃખી થવા લાગ્યો. બીજે દિવસે સવારે વિજયાએ દયાળબાબૂને ત્યાં જવાની તૈયારી કરી. કન્હૈયા તિવારી સાથે જવા માટે કપડાં તૈયાર કરતાં કરતાં વિજયાએ ચ્હા મંગાવી અને તે બહારના દિવાનખાનામાં ચ્હા પીવા બેઠી. તેણે માત્ર એકજ ઘુંટડો પીધો હશે, એટલામાં એક સરળ આગંતુક સીધો તેની સામે આવી ઉભો રહ્યો અને સહાસ્યપણે બોલ્યો. " નમસ્કાર. "

વિજયા આંખો ઉંચી કરી જુવે છે તો નરેંદ્ર ! તેને જોતાં જ તે માત્ર સ્તંભિત થઇ એટલું જ નહિ, પણ તેનું અંતઃકરણ ભયથી કે પછી બીજા કશાથી કોણ જાણે, ચમક્યા શિવાય રહ્યું નહિ. તેણે તેને પ્રતિનમસ્કાર પણ કર્યો નહિ, તેમ આવો બેસો પણ કહ્યું નહિ. તે વખતે તે તેટલી શુદ્ધિમાંજ નહોતી. નરેંદ્ર વિજયાની આ સ્થિતિ તરફ લક્ષ ન આપતાં એક ખુરશી ખેંચી તે પર બેઠો અને સામેના ટેબલ પર હાથમાંની લાકડી અને શરીર પરનો ખેસ મૂકી હસતાં હસતાં બોલ્યો: " વાહ ! બરોબર વખતસર જ આવ્યો. મેં પણ હજુ ચ્હા લીધી નથી. મારે માટે પણ એક પ્યાલો ચ્હા મંગાવો. "

" મંગાવું છું " કહી વિજયા ત્યાંથી ઉઠી અને અંદર જઇ તેણે કાલીપદને ચ્હા લાવવા કહ્યું. પરંતુ, તેજ પગલે તે બહાર આવી ન બેસતાં દાદરનો કઠેડો ઝાલી સ્તબ્ધ થઈ ઉભી રહી. તે જોકે બહારથી સ્તબ્ધ હતી; પણ અંદરથી તેના હૃદયમાં એટલી બધી વિલ-

ક્ષણુ ખળભળ ઉડી રહી હતી કે, તેટલી ખળભળ મોટાં વાદળાંના તોફાનથી સમુદ્રમાં પણુ ઉડી નહિ હોય. એ ખળભળ શાંત થયા શિવાય પોતાથી કોઇની પણુ સાથે બોલી શકાશે નહી આમ તેને લાગ્યાથી તે એક બાજુ ઉભી રહી હતી. આમ એકાગ્રેક હ્રદયની આવી ચમત્કારિક સ્થિતિ થશે, આવી તેને કલ્પના પણુ ન હોતી. તે ચાર પાંચ મિનિટ ત્યાં ઉભી હતી અને હજુ પણુ વધારે વખત ઉભી રહી હોત; પરંતુ કાલીપદને ચ્હા લઈ બહાર આવેલો જોઇ જાણે કે તે શુદ્ધિમાં આવી અને તેની પાછળ કચેરીમાં આવી બેઠી. નરેંદ્ર સામે ચ્હા મૂકી કાલીપદના ગયા પછી નરેંદ્ર વિજયા તરફ જોઇ બોલ્યો; "આજ આપ કાંઇક ઉદાસીન જેવાં જણુાઓ છો. આપ ક્યાંક બહાર જવાની તૈયારીમાં હતાં અને મેં આવી વચમાં અટકાવ કર્યો, એ માટે ક્ષમા કરજો. હું કાંઇ આપનો બહુ સમય લેવાનો નથી. ઘણું તો પાંચજ મિનિટ."

"એ વાત રહેવા દો. પહેલાં આપ ચ્હા પી લ્યો." એટલામાં વિજયાને પશ્ચિમ તરફની બારી ઉઘાડી જણુાઇ. તે સાથેજ તે આશ્ચર્યથી બોલી: "આ બારી કોણે ઉઘાડી ?"

ચ્હા પીતાં પીતાં નરેંદ્રે કહ્યું: "કોઇએ નહી. મેંજ ઉઘાડી ?"

"કેવી રીતે ઉઘાડી? ——"

"જેમ બીજાઓ ઉઘાડે તેમજ. કેમ, કાંઈ ભૂલ થઇ?"

"અંહં ! ભૂલતો કાંઈ થઈ નથી." આમ કહી વિજયાએ પોતાની નજર નરેંદ્રના આપાદ-મસ્તક ઉપર ફેરવી. તેના હાથનાં આંગળાં જોઈ તે હસીને બોલી: "આપના હાથનાં આંગળાં લોખંડનાં છે કે શું ? આ બારી ઉઘાડતી વખતે કાલીપદ અને કન્હૈયા બન્નેને

બોલાવવા પડે છે. તે બન્ને જણુ જ્યારે ઠો ... ઠો ... કરી ઠોકે છે ત્યારે તે ઉઘડે છે. ”

આ શબ્દો સાંભળી નરેંદ્ર પોતાની ટેવ મુજબ મોટેથી હસ્યો. એ જ પેલું હસવું! જે સાંભળતાં જ વિજયાનું આખું શરીર રોમાંચિત થઇ જતું. પોતાનું હસવું રોકી નરેંદ્ર બોલ્યો: “ મારૂં આ આખું શરીર જ લોખંડનું છે એમ કહોને! કૉલેજમાં હતો તે વખતે એક દિવસ રમતમાં જ એક છોકરાનો હાથ દબાવ્યો; તો તે બિચારાને ત્રણ દિવસ સુધી પોતાનો હાથ બાંધી રાખવો પડયો. ”

નરેંદ્ર સાથે પોતે પણ થોડુંક હસે આમ વિજયાને થયું; પણ તે તેવું જ દાબી રાખી તે બોલી: “ આપનું શરીર લોખંડનું છે જ. તેમાં વળી માથું તો–ઠો...કરી કોઇના માથા સાથે અફાળ્યું કે–”

વિજયાનું બોલવું પૂરૂં થતા પહેલાં જ નરેંદ્ર હસવા લાગ્યો. આ તરૂણનું હસવું સુપ્રભાતના કુમળા તડકાના જેવું મધૂર અને તે પ્રમાણે જ એવું ઉપભોગ્ય હતું કે તેનો લોભ છૂટયા શિવાય રહેતો નહોતો. ન્હા ખલાસ કરી પ્યાલો નીચે મૂકયા પછી નરેંદ્રે ખીસામાં હાથ ઘાલી, બસો રૂપીયાની નોટો બહાર કાઢી અને તે વિજયા પાસે મૂકી તે બોલ્યો: “ આટલા જ માટે આવ્યો. આ રૂપીયા માટે મને દગલબાજ, ચોર, ભામટો વિગેરે કેટલાંયે વિશેષણોની ભેટ મળેલી છે. લ્યો, આપના રૂપીયા લ્યો, અને મને મારી વસ્તુ પાછી આપો. ”

આ ભાષણમાં અસત્યનો લવલેશ પણ નહોતો અને તેથી વિજયા સાહજિક જ વિષણ્ણ થઇ. પરંતુ તે વિષણ્ણતા નરેંદ્રના નજરે ન આવવા દેતાં તે બોલી: “બીજી કઇ ગાળ-ગલોચની ભેટ આપને મળી?”

“ એવી વસ્તુ રાખવા માટે મારા અંતઃકરણમાં જગા ન હોવાથી

મને અત્યારે તે કાંઇ સાંભરતું નથી. તેની કાંઈ આવશ્યકતા પણ નથી. આપ કોઇને માયક્રાસ્કૉપ લાવવા કહો. મારે સાડાનવની ગાડીમાં કલકત્તા પાછું જવું જોઇએ. ખરે જ, હું કહેવાનું ભૂલી ગયો. બ્રહ્મદેશમાં જવાની હવે મને કાંઇ જરૂર રહી નથી. કલકત્તામાં જ એક સારી નોકરી મળી ગઇ છે."

અત્યાર સુધી દુર્મુખ થએલી વિજયા એકાએક સહાસ્ય દેખાવા લાગી. તે બોલી: "આપ ઘણા ભાગ્યશાળી જણાઓ છો."

ફરી નરેંદ્ર હસ્યો. તે બોલ્યો: "ભાગ્ય અને દુર્ભાગ્ય એ બન્ને મારે તો સરખાં જ છે." આ આઘાત વિજયાના અંતઃકરણમાં ઘણો લાગ્યો. ફરી તેના મુખપરનું તેજ ભૂંસાઇ ગયું. પરંતુ, તે તરફ લક્ષ ન આપતાં નરેંદ્ર આગળ બોલ્યો: "નવ વાગવા આવ્યા. હવે મને વખત નથી. આપ કોઇને પણ માયક્રાસ્કૉપ લાવવાનું કહો."

નરેંદ્ર તરફ ગંભીર દૃષ્ટિથી જોઇ વિજયા બોલી: "આપે રૂપીયા પાછા આણ્યા, એ આપની દયા. પણ તે વખતે એવું કાંઇ ઠર્યું નહોતું કે, આપની વસ્તુ તાબડતોબ પાછી આપવી પડશે."

નરેંદ્ર ખસીયાણો પડી જઈ બોલ્યો: "તે વખતે એવું ઠર્યું નહોતું, એ ખરૂં; પણ તે વસ્તુનો આપને તો કાંઈ ઉપયોગ નથી."

"આજ નથી. પણ આગળ ઉપર નહી થાય, એમ થોડું જ છે?"

નરેંદ્ર નિશ્ચિત સ્વરે બોલ્યો: "ના ના! આપે તે આશા જ રાખવી નહી. તે વસ્તુનો ઉપયોગ આપનાથી કરી શકાશે કે નહિ એની જ, હજુ તો મને શંકા છે. મારી પાસે તે વસ્તુ ન હોવાથી મારૂં માત્ર–"

સંશય પ્રદર્શિત કર્યા જેવું કરી વિજયા બોલી: " વાહ ! વેચાણ કરતી વખતે તો આપ એમ કહેતા હતા કે, તે વસ્તુ આપને કેટલીયે ઉપયોગી થઇ પડશે. અને અત્યારે આપ જ એમ કહો છો કે, તે વસ્તુનો આપને બિલકૂલ ઉપયોગ નહિ થાય. અને તેમાં વળી આશ્ચર્યની વાત એ કે, 'ફસાવો છો' એમ કોઇએ કહ્યું તો આપને ક્રોધ ચઢે છે. "

નરેંદ્ર નરમ થઇ બોલ્યો: " તે વખતે હું એમ ધારતો હતો કે તે વસ્તુનો આપ કાંઈ પણ ઉપયોગ કરશો. આમ ધૂળ ખાતી ક્યાંક નહી મૂકો. જોઇએ તો આપ એવી કલ્પના કરો કે, તે વસ્તુ બસો રૂપીયા લઈ મેં આપને ત્યાં ઘરાણે મૂકી હતી. વ્યાજ લ્યો અને આપી દો. "

" કેટલું વ્યાજ આપશો ? "

" જે યોગ્ય હશે તે હું જરૂર કબૂલ કરીશ. "

" યોગ્ય વિગેરે હું કાંઇ જાણુતી નથી. કલકત્તામાં મેં કેટલાક દુકાદાનરોને તે માયક્રાસ્કૉપ દેખાડયું હતું, તે વખતે તેમણે ચારસો રૂપીયા આપવા કબુલ્યા હતા. આપ જો -"

એકદમ ખુરશીપર ટટાર થઇ વિજયાને આગળ ન બોલવા દેતાં નરેંદ્ર બોલ્યો: " ઠીક ત્યારે, તેમ કરો. બસોના જેને ચારસો જોઇએ છે, તેની સાથે વાત કરવાનું શું પ્રયોજન ? "

વિજયાએ મહાકષ્ટે નીચું જોઇ, આવેલું હસવું દાબી રાખ્યું. નરેંદ્રને ક્રુદ્ધ થએલો જોઇ વિજયાને મનમાંને મનમાં ઘણો આમોદ થવા માંડયો. તે ધીમે રહી ચોરીથી નરેંદ્ર તરફ જોતી હતી. નરેંદ્ર તેના તરફ ન જોતાં રૂક્ષ સ્વરે બોલ્યો: " વ્યાજ વટા નો ધંધો

કરવામાં આપ સવાઇ મારવાડી છો, એ જો હું પહેલેથી જ જાણતો હોત, તો આટલે બધે દૂર હું આવ્યો નહોત."

વિજયા શાંત અને સહજપણે બોલી: "દેવાના બદલામાં આપની સઘળી વડિલોપાર્જિત સંપત્તિ મેં લીધી, છતાં હજુ આપને સંશય હતો ?"

નરેંદ્રે પણ તેવાજ શાંત સ્વરથી કહ્યું: "હા. કારણકે તે બાબત આપના સ્વાધીનમાં નહોતી; મારા બાપ અને આપના બાપ એ બેની વચમાં થએલા વ્યવહારથી આપણે બન્ને અપરાધી થઈ શકતાં નથી. અસ્તુ. ત્યારે હું જાઉં છું."

આમ કહી નરેંદ્ર ઉઠયો અને ટેબલપર મૂકેલી લાકડી લઈ તે ચાલવા લાગ્યો. એટલામાં વિજયા ધીમેથી હસીને બોલી: "આ શું ? જમ્યા શિવાય જશો ?"

નરેંદ્રે તુચ્છતાથી કહ્યું: "હું કાંઈ જમવા માટે આવ્યો નથી."

નરેંદ્ર ક્રુદ્ધ થયો હતો, છતાં પણ હસતાં હસતાં તેના માર્ગમાં આવી વિજયા બોલી: "થોડીવાર ઉભા રહો, આપ ડૉકટર છો ને ? આપ હાથની નાડી જુઓ છો કે ?"

વિજયા મૃદુ મૃદુ હસતી હતી અને નરેંદ્ર ક્રોધથી લાલ થયો હતો. તેણે કહ્યું: "શું આપ મને મશ્કરીનો વિષય માનો છો ? સંપત્તિના ગર્વથી ધુંધ બની આપ જો ધંધાની બાબતમાં ચેષ્ટા કરશો, તો તે હું સહન કરીશ નહી !"

વિજયા હસીને બોલી: "ખરેજ, એ તો હું ભૂલી જ ગઈ. આપના હાથમાં એટલી શક્તિયે છે અને વળી હાથમાં લાકડી પણ છે."

વિજયાના તે હસવા-બોલવાથી નરેંદ્રનો ક્રોધ કયાંનો કયાં પાર

થઇ ગયો. ટેબલપર લાકડી મૂકી અને ફરી ખુરશીપર બેસી તે બોલ્યો: " આપની સાથે બોલવા હું સમર્થ નથી. "

બીજે દરવાજેથી અંદર જતાં જતાં વિજયાએ કહ્યું: " હું આવુ ત્યાં સુધી બેસી રહેજો, નહીં તો નાસી જજો. "

પાંચ દસ મિનિટ થઇ છતાં વિજયા નથી આવતી, એ જોઇ નરેંદ્ર ઉઠયો અને લાકડી લઈ બહાર પડવાનો વિચાર કરવા લાગ્યો. પરંતુ એટલામાં જ વિજયા તેની સામે આવી ઉભી રહી. આ વખતે વિજયાનો ચહેરો ઘણો જ કરમાઇ ગયો હતો. તેના ચહેરાપર ચિંતાની છટા પણ જણાતી હતી. તે યાચક વૃત્તિથી બોલી: "ધંધાની દૃષ્ટિથી હું આપની ચેષ્ટા કરતી નથી. એક દરદીને જોવા માટે આપે મારી સાથે આવવું પડશે. "

આ કહેણમાં સંશયનો અને મશ્કરીનો વાસ ન હોવાથી નરેંદ્ર એકાએક ખુરશીપર બેઠો અને બોલ્યો: " દરદીને જોવા માટે આપણે અહીંથી કેટલે દૂર જવું પડશે ? "

" નદીની પેલી પાર દિઘડામાં. બ્રાહ્મમંદિરની વ્યવસ્થા રાખવા માટે દયાળ બાબૂ નામના એક આચાર્ય છે, તેમને બે દિવસથી તાવ આવે છે. ગામમાં કોઈ સારો ડૉક્ટર પણ નથી. આપે એટલી તસ્દી લેવી પડશે. "

નરેંદ્ર સહાનુભૂતિથી બોલ્યો: " ચાલો ત્યારે, જઇએ. "

" લગાર વાર ઉભા રહો. પેલો નાનો છોકરો પરેશ, તેને પણ આપ ઓળખતાજ હશો ? બે દિવસથી તેને પણ તાવ આવે છે. તેની મા ઘણી ગભરાઇ ગઈ છે. મેં તેને પરેશને લઇ આવવા કહ્યું છે."

વિજયા આમ કહેતી હતી ત્યાંજ, તાવથી ધ્રુજતા પરેશને

હાથમાં ઉંચકી તેની મા અંદર આવી. એક નિમિષ માત્ર પરેશ સામું જોઇ નરેંદ્રે કહ્યું: "બાઇ, મેં આ છોકરાને જોયો. તમે તેને લઈ જાઓ."

પરેશની મા અને વિજયા બન્ને આશ્ચર્યચકિત થયાં. પરેશની મા ગળગળી થઇ બોલી: "આખે શરીરે લ્હાય ઉઠે છે, એમ કહે છે. તેનો હાથ જોઇ સારૂં ઔષધ આપશો, તો ઉપકાર થશે."

તેને ધીરજ આપી નરેંદ્રે કહ્યું: "બાઇ, તમે લગારે બ્હીશો નહિ. તેને ઘેર લઈ જઇ નિરાંતે ઉંઘાડી દો. હું તમને દવા મોકલી આપીશ."

પરેશની મા પરેશને લઇ ગયા પછી નરેંદ્ર ખિન્ન થઇ બોલ્યો: "આ છોકરાને ઓરી આવવાનાં છે. માટે તેની બરોબર વ્યવસ્થા રાખવી જોઇએ."

ઘણા લોક ઓરી જેવા રોગથી બીયે છે. વિજયા પણ તેમાંની જ એક હતી. નરેંદ્રનું કહેવું સાંભળી તેનો ચ્હેરો ઉતરી ગયો. તે ગભરાઇ જઈ બોલી: "ઓરી! તેને ઓરી કેમ નીકળ્યાં?"

નરેંદ્રે કહ્યું: "હજુ નીકળ્યાં નથી. ઘણું કરીને કાલે બ્હાર નીકળશે અને ચોખ્ખાં જણાવા માંડશે. મને લાગે છે કે, દયાળ બાબૂની પ્રકૃતિ પણ આજ જોવા જવાની કાંઇ જરૂર નથી. ઘણું કરીને તેમને પણ ઓરીનો જ તાવ હશે. હું કાલે જઇને તેમને દવા આપી આવીશ."

ભયથી વિજયાનો અંતરાત્મા થરથરવા લાગ્યો. તે નિર્જીવ જેવી થઇ ખુરશીપર શરીર નાંખી બોલી: "નરેંદ્ર બાબુ, કાલે મને પણ તાવ આવ્યો હતો. આજ આખું શરીર દુઃખે છે. મને લાગે છે

કે, મને પણ ઓરી આવશે. મને બહુ બ્હીક લાગે છે."

નરેંદ્રે હસીને કહ્યું: "એ બ્હીક રોગની નથી, પરંતુ મનની છે-ટાઢ વાઇને તાવ આવ્યો એટલે ઓરી નીકળેજ, એમ કાંઇ નથી."

વિજયાની આંખો પાણીથી ભરાઇ આવી. તે બોલી: "પરંતુ મારા જેવીને જો ઓરી નીકળે, તો કપાળે સુંઠ ઘસવાને પણ કોઈ નથી."

નરેંદ્રે ફરી હસીને કહ્યું:-"આપ નકામી ચિંતા કરશો નહી. આપને કાંઇ પણ થવાનું નથી. તમે ડૅાકટરના બોલવા પર વિશ્વાસ રાખો."

વિજયા અસ્વસ્થ અવસ્થામાં બોલી: "ન થાય, તો તો જાણે ઈશ્વર મળ્યા. પણ કાલે તો ખરેખર જ તાવ આવ્યો હતો. આજે પણ કાંઈ ઠીક લાગતું નથી. છતાં તેવીને તેવી દયાળ બાબૂની તબીયત જેવા જવાની હતી. આજે રાત્રે મને તાવ આવશે કે કેમ, કોણ જાણે. મારો હાથ જુઓ જો." આમ કહી વિજયાએ પોતાનો ડાબો હાથ આગળ કર્યો. તેનો તે કોમલ અને શીતલ હાથ પોતાના જમણા હાથમાં એક મિનિટવાર માત્ર લઇ નરેંદ્રે કહ્યું: "છેહ ! આપ બીલકુલ બ્હીશો નહિ. તમારો તાવ તદ્દન સાદો છે. આજે રાત્રે બીલકુલ ખાશો નહિ, એટલે થયું. હું કાલે નહીં તો પરમ દિવસે આપની પાસે આવી જઇશ."

"હા, જરૂર આવજો, મોટી કૃપા થશે." આમ કહી વિજયા તેજ ખુરશીપર આંખો ચોળતી વિષણ્ણ થઇ બેસી રહી. નરેંદ્ર નિસ્તબ્ધતાથી ઉઠયો અને પોતાની લાકડી લઇ ધીમે ધીમે ઘરની બ્હાર નિકળ્યો. પરંતુ આટલી મોટી જમિનદારિણીના ભયવિહ્વલ મુખમાંથી

નીકળેલા " મોટી કૃપા થશે " એ શબ્દો તેના વિશાલ અંતઃકરણના આ છેડાથી તે પેલા છેડા સુધી મંથન કરવા લાગ્યા.

ઇચ્છા છતાં પણ કામના દબાણને લીધે બીજે દિવસે નરેંદ્રથી વિજયાની મુલાકાત લઇ શકાઇ નહી. તેને બીજે દિવસે માગ સવારના નવ વાગ્યા નહોતા, ત્યાં તો નરેંદ્ર વિજયાના ઘરમાં આવી દાખલ થયો. તેને જોતાંજ કાલિપદ ઉતાવળો ઉતાવળો સામે આવ્યો અને કાકલૂદીથી બોલ્યો: " ડૉકટર બાબૂ, જલદી ઉપર ચાલો. માઇ સાહેબને ઘણો તાવ આવ્યો છે. તે તમારી ક્યારનાં વાટ જુવે છે. "

એ સાંભળી નરેંદ્ર પણ ઉતાવળો ઉતાવળો ઉપર જઇ વિજયા સુઈ રહી હતી, તે પલંગ પાસે ગયો. શરીરમાં તાવ ભરાયલો હોવાથી વિજયા માછલીની માફક તડફડાટ કરતી હતી અને નોકરડી પંખાથી તેને પવન નાંખતી હતી. પલંગથી ઘણેજ છેટે રાસબિહારી અને વિલાસ એ પિતા–પુત્રની જોડી બે ખુરશીઓ અડાવી ગંભીર અને સાશંક થઇ બેઠી હતી. દરદીની તબીયત જોવા માટે ડૉકટરનું આગમન થયું હતું છતાં પણ એ બન્નેના ચહેરાપર આનંદ કે આશાની છટા ન જણાતાં, તેઓ અધિક ખિન્ન અને ઉદ્વિગ્ન માત્ર જણાયા. એટલું જ નહિ, પણ વિલાસ નિર્લજ્જતાથી નરેંદ્રને જોતાં જ મોટેથી બોલ્યો: " પરમ દિવસે આપ જ આવીને ઓરી નીકળશે આવી બીક બતલાવી ગયા હતા, નહિં કે ? "

પ્રશ્ન એટલો ભયંકર ખોટો હતો કે, તેનો ઉત્તર આપવો એ પણ ભૂલ થઇ પડી હોત. પરંતુ, વિલાસના તે કઠોર સ્વરથી વિજયાની આંખો ઉઘડી અને તેણે પોતાની દૃષ્ટિ નરેંદ્ર તરફ વાળી. નરેંદ્રને જોતાં જ શરીરપરની રજાઈ ખસેડી તેણે પોતાના બન્ને હાથ

આગળ કર્યા અને ઘણી જ કાકલુદિથી "પધારો" આમ બોલીઃ પલંગપાસે ખુરશી ન હોવાથી નરેંદ્ર પાસે ગયો અને પલંગ ઉપર જ બેઠો. તે બેસતાં જ વિજયાએ પોતાના બન્ને હાથથી નરેંદ્રના બન્ને હાથ પકડી રાખ્યા અને તે ગળગળી થઇ બોલીઃ "આપ જો ગઇ કાલે આવ્યા હોત, તો મને આટલો બધો તાવ ન આવ્યો હોત. કાલ આખો દિવસ આપના જ માર્ગ તરફ મારી આંખો વળેલી હતી." નરેંદ્ર ડૅાક્ટર હતો. એટલે વિજયાના આ બડબડાટનું તેને તો કાંઇ લાગ્યું નહિ. તાવ ઘણો વધી ગયા પછી દરદી એક દારૂડીયાની માફક જે લવરી કરી છે, તેનો અંશ સુસ્થ અવસ્થામાં જીભ ઉપરે નથી હોતો અને મગજમાં પણ નથી હોતો. પરંતુ ઓરી જેવા સંસર્ગજન્ય રોગની બ્હીકથી દૂર બેઠેલા તે પિતા–પુત્રના માત્ર રોમે–રોમમાંથી ક્રોધની જ્વાળાઓ બહાર નીકળવા લાગી. મિષ્ટ અને ધૈર્યદાયક સ્વરથી નરેંદ્ર બોલ્યોઃ "આપ ઘણાં બ્હીકણ છો. આમાં બ્હીવા જેવું કાંઇ જ નથી. તદ્દન સાદો તાવ છે. બે દિવસમાં ચાલ્યો જશે.

આટલા સાંત્વનથી વિજયાને કેટલું બધું સારૂં લાગ્યું. તે નરેંદ્રના બન્ને હાથ પોતાના વક્ષસ્થળ ઉપર મૂકી કરૂણાર્દ્ર સ્વરે બોલી, "પણ મને સારૂં થયા શિવાય, આપ ક્યાંય પણ ન જશો. તમે મને છોડી જશો, તો હું બચીશ નહિ.–"

વિજયાની આ સરળતા અને કોમળતા જોઇ નરેંદ્રનું ઉદાર હૃદય લાગણીવાળું થયું. તેણે સહજ આજુબાજુ જોવા માટે ડોકું ઉંચું કર્યું, ત્યાં તો અગ્નિના જેવા લાલચોળ થએલા ચાર ડોળા તેના સામે તણાયેલા તેને જણાયા. જંગલમાં નિઃશંકતાથી

વિહરનારાં હરિણનો સ્વાહાકાર કરવા માટે નિર્દય વાઘ તરાપ મારવાની તૈયારીમાં જેમ બેઠેલો હોય છે, તે જ તૈયારીથી પોતાની હિંસ્ર અને ખુનશી આંખો નરેંદ્ર સામી તાકી વિલાસ બેઠો હતો.

---

## પ્રકરણ ૧૬.

---



આ બે હિંસ્ર દ્વિપાદ પશુની આ મૃગયોન્મત્તતા જોઈ નરેંદ્ર આશ્ચર્યથી ચકિત અને વિષાદથી વિષણ્ણ થયો. આંખો-માંનો હિંસ્રભાવ માત્ર મનુષ્ય જ ઓળખી શકે છે, એમ નથી. પરંતુ ઘણાં પશુઓ પણ હિંસ્ર શ્વાપદોની આંખોમાંની હિંસ્રતા ઓળખી શકે છે. તો પછી, નરેંદ્ર ગમે તેવો સરળ અને સીધો હોય, તો પણ આ પિતા–પુત્રની આંખોમાંનો ભાવ જોઈ, તે બન્નેને ઓળખવા તેને બહુ ભારે ન પડે, તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. કોઈ પણ કારણથી હો, પરંતુ તે બન્ને જણ પહેલેથી જ પોતાના પર પ્રસન્ન નથી, એ નરેંદ્ર જાણતો હતો. તે જે દિવસે પેલું માયક્રાસ્કોપ યંત્ર વેચવા માટે વિજયા પાસે આવ્યો હતો, તે દિવસે પણ તેણે એ બન્નેના અનેક અસભ્ય વાક્પ્રહાર સહન કર્યા હતા. પછી એક દિવસે અકસ્માત, યંત્રની કિંમત આપવા માટે રાસબિહારી નરેંદ્રની માશીને ઘેર ગયો હતો, તે દિવસે પણ ઉપદેશના ઓઠા નીચે તેણે નરેંદ્ર માટે યથાસ્થિત કટુ શબ્દો વાપર્યા હતા. આ બન્ને જણ શા કારણથી પોતાપર આટલા બધા ક્રુદ્ધ છે, એ બિચારા નરેંદ્રના લક્ષમાં આવ્યું નહીં. જો એમ કહીએ કે, મેં તેમને માયક્રાસ્કૉપની બાબતમાં ઠગ્યા છે આમ તેઓ સમજ્યા છે; તો યંત્રની કલકત્તામાં પરીક્ષા

કરાવી છે અને તેની ચારસો રૂપીઆ કિંમત કર્યાનું પણ વિજ્યા કહેતી હતી. તો પછી શામાટે આ બન્ને મારા પર ક્રૂદ્ધ છે એ કાંઈ નરેંદ્રના લક્ષમાં આવ્યું નહીં. ઓરીના રોગનો ભય બતાવ્યો એટલા માટે, જો કહીયે, તો એ વાત સર્વસ્વી ખોટી હતી. કોણ જાણે, કદાચિત્ એ જ બાબતમાં એમની કાંઇ ગેરસમજૂત થઈ હોવી જોઇએ. અથવા તાવની લવરીમાં વિજયાએ પણ તેમને તેમ કાં નહી કહ્યું હોય? વિજયાના પલંગપર બેસી અને બન્ને હાથ તેના વક્ષઃસ્થળ પર મૂકી નરેંદ્ર આમ વિચારમગ્ન બેઠો હતો, તેવામાં અકસ્માત્ મેઘ-ગર્જના થઇ. બહારના દરવાજા પાસે કાલીપદને જોઇ વિલાસ તેનાપર ઉછળી પડયો અને બૂમ મારી ઉઠયો. વિલાસને જ્યારે ખૂબ ક્રોધ ચઢતો ત્યારે તેને હિંદી બોલવાની ટેવ આવતી હતી. તે કર્કશ સ્વરે બોલ્યોઃ "એય, સૂવરકા બચ્ચા, બાહરસે ચેઅર લે આવ."

આ ગડગડાટથી ઓચિંતા બધા ચમકયા. સૂવર કા બચ્ચા વિગેરે શબ્દોનો અર્થ તો જાણે કાલિપદ સમજ્યો; પરંતુ ચેઅર એટલે શું, એ તે બિચારો જાણતો ન હોવાથી તે ઘણો મુંઝવાઈ ગયો અને દિવાનખાનામાં ફોકટનો આમ તેમ આંટા મારવા લાગ્યો. વિલાસ કદાચિત્ કાલિપદ પર વધુ ચીડાશે એ બીકથી રાસબિહારી નરેંદ્ર પરનો ક્રોધ ગળી જઇ બોલ્યોઃ "અરે કાલીપદ, બહારથી એક ખુરશી લાવી બાબૂને બેસવા આપ." કાલીપદ ખુરશી લાવવા માટે ગયો એટલે રાસબિહારીએ શાંત અને ગંભીરતાથી વિલાસને કહ્યુંઃ "દરદી પાસે આમ બૂમાબૂમ કરવી સારી નહી, હો વિલાસ. આવી રીતે ક્રુદ્ધ થવું એ પણ સભ્યતાને શોભતું નથી."

નરેંદ્ર વિજયા પાસે બેઠો હોવાથી વિલાસ ક્રોધથી ઉન્મત્ત થયો.

હતો. બાપના ઉપદેશ તરફ પૂર્ણ દુર્લક્ષ કરી તે બોલ્યો: "અને ગમે તેવા રસ્તાપરના અસભ્ય મનુષ્યે આવી સભ્ય સ્ત્રીનું આમ અપમાન કરવું, એ શું સભ્યતા! નોકર-ચાકર તો એટલા જંગલી છે કે, તેમને અને અક્કલને કાયમનું જ વાંકું છે."

પ્રચંડ આઘાતથી નિશાબાજની નિશા જેમ ક્ષણાર્ધમાં ઉતરી જાય છે, તે પ્રમાણે અકસ્માત્ થએલા આ શબ્દ-પ્રહારથી વિજયા જાણે શુદ્ધિમાં આવી. તેણે નરેંદ્રના બન્ને હાથ છોડી દીધા અને ભીંત તરફ મોઢું કરી ગુપચુપ પડી રહી. એટલામાં કાલીપદે એક ખુરશી આણી પલંગ પાસે મૂકી. નરેંદ્ર પલંગપરથી ઉઠી તે ખુરશી પર બેઠો. પુત્રના આ આચરણથી વિજયાને ક્રોધ ચઢયો છે, એ ડોસાના લક્ષમાં આવ્યા શિવાય રહ્યું નહિ. તેને સારૂં લાગે અને સાથે નરેંદ્રના પણ થોડા કાન ઉઘાડવા, એ ઉદ્દેશથી તેણે વિલાસને કહ્યું: "આવે વખતે કોઇને પણ ચીડ ચઢે એ સાહજિક છે. પણ, તું વિચારી હોવાથી તારો ક્રોધ તારે દાબવો જોઇએ. તું જ એનો વિચાર કર કે, અપરાધ કાંઇ કોઇ જાણીબુજીને તો કરતું નથી. સઘળા જ જો નીતિરીતિ, આચાર-વ્યવહાર પાળી તે પ્રમાણે વર્તવા લાગે, તો દુનિયામાં સભ્ય અને અસભ્ય આવો ભેદ જ રહે નહિ. એટલા માટે જેને કાંઈ વિચાર છે, તેણે બીજાના અપરાધ તરફ ક્ષમ્ય દષ્ટિથી જોવું જોઇએ."

આ અપરાધ અને અસભ્યતા કોનાં એ ધ્યાનમાં આવતાં કોઇને પણ અડચણ પડી નહી. બાપ તરફથી આમ પ્રશ્રય મળ્યા પછી તો વિલાસ અધિક ઉછળ્યો અને બોલ્યો: "તે ખરૂં. પણ બાપુ, આવા અત્યાચાર સહન કરવા તદ્દન અશક્ય છે. અને આ નોકર ચાકરો તો

એટલા બેવકૂફ થયા છે, કે તેમને એક ક્ષણવાર પણ નોકરી પર રાખવા એ જોખમભર્યું છે. કાલેને કાલે જ એ બધાને હું રજા આપી દઈશ. "

રાસબિહારીએ ધીમેથી હસીને છોકરાનો સસ્નેહ તિરસ્કાર દર્શાવ્યો. પછી તે સચિંત થઇ એક ભીંત તરફ જોવા લાગ્યો. જાણે કે તે ભીંતને જ ઉદ્દેશીને બોલ્યો: " તબીયત સારી ન હોય ત્યારે બોલવામાં પણ કાંઈ ઠેકાણું રહેતું નથી. અને છોકરાનો દોષ કાઢવામાં પણ શો અર્થ ? હું આટલો વૃદ્ધ થયો છું પણ, આની તબીયત સારી નથી એ જાણ્યા પછી મારૂં મન પણ અસ્વસ્થ થયું છે. શું કરવું અને શું નહી, એ પણ સૂઝતું નથી. તેમાં ઘરમાં પરેશને ઓરી નીકળ્યાં. વળી આણે પણ તેને ઓરી નીકળશે આવી બીક લગાડેલી–"

પુત્રના કથનપર આવી રીતે ઢાંકપીછોડો કરી ડોસો વિજયાને ખુશ કરવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ, તેની સામેની ભીંત મૂંગી હશે, પણ નરેંદ્ર કાંઈ મૂંગો ન હતો. આવો ચોખ્ખે ચોખ્ખો કરેલો ખોટો આરોપ તેનાથી સહન થયો નહી. તે વચમાંજ બોલ્યો: "મેં કોઇ પણ જાતની બીક તેમને લગાડી નથી. "

પણ વિલાસ એકદમ ગરમ થયો. જુસ્સા સાથે જમિન પર પગ પછાડી તેજ તાલપર તે બોલ્યો: "તમેજ બીક લગાડી. કાલીપદ તેનો સાક્ષી છે. "

સત્યનું બળ નરેંદ્રની પીઠે હોવાથી તે શાંતપણે બોલ્યો: " કાલીપદ મારૂં બોલવું સમજ્યો નહી હોય, કિંવા તેના કહેવાનો તમેજ કાંઇ ભળતો અર્થ કર્યો હશે. "

વિલાસ ક્રોધનો માર્યો કાંઈ ભળતું જ કરી બેસશે એ બીકથી

વિલાસને શાંત રહેવાની સૂચના કરી રાસબિહારી બોલ્યોઃ " વિલાસ, શાંત થા. વિજયા કરતાં તો તું જ મને અધિક બીકણું જણાય છે. મંગલમય પરમેશ્વર તરફથી આપણા પર જે જે સંકટો આવે, તેનાથી આપણે ડગમગવું જોઇએ નહિ. સંકટો જ આપણી પરીક્ષાની કસોટી છે. " થોડો વખત સ્તબ્ધ રહી પછી તે બોલ્યોઃ " અને કદાચિત્ તેની ભૂલ થઇ હોય, તો પણ તેમાં ક્રુદ્ધ થવા જેવું શું ? ઘણાયે મોટા મોટા ડૉકટરોનાં નિદાન ભૂલભરેલાં થાય છે. તો પછી આ તો અલ્પવયી અને–" ડોસાના મનમાં હજુ પણ વધારે બોલવાનું હતું. પરંતુ તે વચમાં જ ગળી જઇ ગંભીર સ્વરથી નરેંદ્ર પ્રત્યે બોલ્યો, " જવા દે ત્યારે. તારૂં કહેવું એમ છે ને કે તાવ તદ્દન સાદો છે ? ચિંતા કરવા જેવું કાંઈ જ નથી, એમ જ તારૂં કહેવું છે ને ? "

આટલો સમય નરેંદ્રે અનેક અપમાન સહન કર્યાં હતાં. અપમાનનો આ ગાંસડો તે સહજ ફેંકી દઇ શકયો હોત. પરંતુ, દરદીની પાસે કેવી રીતે વર્તવું જોઇએ એ તે જાણતો હોવાથી તેનાથી બૂમબરાડા પાડી શકાય તેમ નહોતું; તેમ તેનો તેવો સ્વભાવ પણ નહોતો. છતાં આ વખતે યોગ્ય જવાબ આપવાની તેને જરૂર પડી. તે બોલ્યોઃ " જ્યારે આપનો મારા મતપર વિશ્વાસ નથી, ત્યારે આપે મને ન પૂછતાં બીજા કોઈ સારા ડૉકટરની સલાહ લેવી એ જ સારૂં. " આ કથનમાં ગમે તેટલી ખોંચ હો; પણ તેમ બોલવાનો નરેંદ્રને અધિકાર હતો. કારણ કે, તે ડૉકટર હતો. પરંતુ તેના આ ઉત્તરથી વિલાસ ક્રોધથી ગાંડો થઇ ગયો અને ખુરશીપરથી ઉઠી, નરેંદ્ર પર મૂઠી ઉગામી બોલ્યો, " તમે કોની સાથે બોલો છો એ ધ્યાનમાં રાખો. તમે જો અન્ય ઠેકાણે હોત તો આ શબ્દ વાપરવા બદલ સારી

બક્ષિસ આપી હોત."

કારણ-હો કે ન હો, જ્યારે જોઇએ ત્યારે લડાઇ-ટંટો કરવા માટે મોટી ઉત્સુકતાથી તાબડતોબ તૈયાર થનારા વિલાસનો આ વિચિત્ર સ્વભાવ જોઈ નરેંદ્રના વિસ્મયની સીમા રહી નહિ. પોતે એનો એવો તે શો અપરાધ કર્યો છે, અને પોતાનાપર શા માટે આ માણસ આટલો બધો ચડફડાટ કરે છે, એનો નરેંદ્રને કાંઇ પત્તો જડ્યો નહિ. પોતાને જોતા જ આ તરુણના અંતઃકરણમાંનો કયો ભાગ પ્રજ્વલિત થાય છે અને આવું વૈષમ્ય રાખવા જેવો પોતા-નામાં દોષ પણ શો છે, એનો પણ નરેંદ્રને કાંઇ થાગ લાગ્યો નહિ. વિજયા આ ગામડામાં આવી, ત્યારથી ત્યાંના લોક તેના ભવિષ્યત્-કાલના સંબંધમાં જ્યારે નાના પ્રકારની ચર્ચા કરતા હતા, ત્યારે બિચારો નરેંદ્ર માયક્રાસ્કૉપથી નાના પ્રકારનાં સૂક્ષ્મ પ્રાણી જોઇ તેની આલોચનામાં ગર્ક થયો હતો. વિજયા તથા વિલાસના સંબંધમાં ગામના લોક શું બોલે છે, એની નરેંદ્રને ગંધવાર્તા પણ નહોતી; અને બ્રાહ્મમંદિરનું જ્યારે નક્કી ઠર્યું, ત્યારે તો તે કલકત્તામાં રસાયન-શાળામાં કાંઇ પ્રયોગ કરવામાં ગુંથાયેલો હતો. આથી એ પિતા-પુત્રના ક્રોધનું અને વિદ્વેષનું કોઇ પણ કારણ નરેંદ્રના લક્ષમાં આવ્યું નહિ. હવે તો, તે તેટલો અજ્ઞાની ન હોવાથી આ દ્વેષમાં તેના નાકને ઇર્ષ્યાની થોડી વાસ આવ્યા શિવાય રહી નહિ. પરંતુ, એવા નાજુક વિષયને ફોકટનું મહત્ત્વ આપી, તેનો વિચાર કરવો, એ પણ તેના સ્વભાવથી વિરૂદ્ધ હતું. વિલાસને તો જાણે આ વખતે પોતે મોટી તલવાર મારી આમ લાગતું હતું. પણ તેના એ જય ઉપર વિજયાએ છાણનું લીંપણ ફેરવ્યું. આ કુખ પરથી બીજી કુખપર ફરતાં

અને નરેંદ્ર તરફ સતૃષ્ણ નજરથી જોઈ વિજયાએ નરેંદ્રને કહ્યું: " આયુષ્ય હશે ત્યાં સુધી હું આપની કૃતજ્ઞ રહીશ. આ લોક જ્યારે મને બીજા ડૉક્ટરનો ઔષધોપચાર કરવાના છે, તો પછી અહીંઆં નિરર્થક બેસી શા માટે અપમાન કરાવી લ્યો છો ? પણ મારા પર એટલો ઉપકાર કરો કે જતાં જતાં દયાળ બાબૂને માત્ર જોતા જાઓ.-" આમ કહી નરેંદ્રના પ્રત્યુત્તરની વાટ ન જોતાં જ તે ફરી પહેલાંની કુખે મોઢું ફેરવી સૂતી.

વિલાસના અપ્રયોજકપણા માટે રાસબિહારીના મનમાં વિલક્ષણ તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ તે વ્યક્ત કરવો એ પણ જોખમનું હોવાથી પ્રસંગ કેમ છાવરવો એ રાસબિહારીને સમજાયું નહિ. તથાપિ શબ્દયોજના કરવાને તેને કાંઇ વખત લાગ્યો નહિ. તે વિસ્મય દર્શાવી બોલ્યો, " બળતું જ કાંઇ પણ ! જેને બોલાવી મંગાવ્યો તેનું અપમાન કરવાની કોની મગદૂર છે ? " પછી તેણે પુત્રની નિર્ભર્ત્સના કરવાનો આરંભ કર્યો. પરંતુ તે પણ એવી ખુબીથી કે તેથી તેનું મહત્ત્વ ઓછું ન થતાં ઉલટું વધે. વિજયાની માંદગીની ચિંતાથી વિલાસની સ્થિતિ સાહજિક જ ગાંડા જેવી થઇ છે અને એવે વખતે બોલવા ચાલવામાં થોડોક દોષ થાય એ કેવું અપરિહાર્ય છે એ ઘણીજ કુશલતાથી રાસબિહારી પ્રતિપાદન કરતો હતો. પરંતુ નરેંદ્રને તો તે બધી બડબડ જ લાગતી હતી. નરેંદ્રે તે ડોસાના કહેવા તરફ લક્ષ જ આપ્યું નહિ. અપમાનનો અને વિડંબનાનો ભાર મૂગા રહી તેણે પોતાના બન્ને ખભાપર લીધો અને લાકડી તથા ચામડાની નાનીશી બેગ લઇ તે દાદરનાં પગથીયાં ઉતરવા લાગ્યો. રાસબિહારીનું મન હજુ પણ તેને ખાતું હોવાથી તે ખુરશી પરથી ઉઠયો અને

પ્રતિદ્વંદ્વીહીન વિલાસને એકાંતનો ફાયદો લેવાની સમજાડ આપી પોતે દડબડ દાદર ઉતરી જઇ નીચે નરેંદ્રને મળ્યો. " નરેંદ્રબાબૂ જરા બેસો. થોડી વાત કરવાની છે."

કચેરીમાંની એક ખુરશીપર નરેંદ્રને બેસાડી રાસબિહારી પાસેની જ એક ખુરશીપર બેઠો. આ ડોસો કાંઇ ખાસ મહત્ત્વની વાત કહેવાનો હશે એમ ધારી પહેલાં તો નરેંદ્રે કાન ઉંચા કર્યા હતા; પણ થોડી જ વારમાં તેના લક્ષમાં આવી ગયું કે આ બધી ચર્પટપંજરી છે. રાસબિહારીએ કહ્યું, " નરેંદ્ર હું તને બાબૂ કહું કે ડૉક્ટર કહું; પણ એ વાત કાંઇ મારાથી ભૂલી શકાય નહિ કે તું મારા સ્નેહીનો છોકરો છે ! તું નથી જાણતો નરેંદ્ર! જગદીશ, વનમાલી અને હું સગા ભાઇ કરતાં પણ વધારે સલોખથી રહેતા હતા. જગદીશ ગયો, વનમાલી ગયો, અને હું જ વૃદ્ધ માત્ર રહ્યો છું. મારો વિલાસપર જે પ્રેમ છે, તેજ વિજયા પર છે અને તેજ તારા પર છે. તારાપર પેલું માયકારસ્કોપ યંત્ર વેચવાનો પ્રસંગ આવેલો જોઇ મારૂં હૃદય તો ફાટી ગયું. પણ કરૂં શું? વિજયા માલીકણ રહી. તરૂણ છોકરી અને વળી થોડી સમજણ પણ ઓછી. તેમાં વળી અમે નોકર પેશાનાં માણસો. તેના વિચાર મુજબ વર્તવાની અમને જરૂર પડે છે. નહિ તેની સાથે અપ્રિય બોલવું પડે છે. નહિ તેની સાથે મિષ્ટ ભાષણ કરવું પડે છે. તારે માટે થોડું સારૂં નરસું બોલવું પડ્યું; પણ તેનો કાંઇ ઉપાય નહોતો. એક તો નોકરી. બીજું હવે વૃદ્ધાપકાળ પણ થયો. શું બોલ્યો, શું નહિ, એનું પણ સ્મરણ રહેતું નથી. વિજયાની નફા-નુકશાની માટે પણ ઘણી સંભાળ રાખવી પડે છે. નહિ તો લોકો દોષ કાઢે એ બીક. મારૂં કહેવું એમ છે કે,

લોકભીતિ તો જાણે ઠીક છે. પણ આત્મા, નિરાકાર નિર્ગુણ પરબ્રહ્મનો આદેશ એજ ખરો મુખ્ય છે. ભગવંત ! ભગવંત !" આમ કહી રાસબિહારી આંખો મીચી ઘરના પાટડા તરફ ડોકું કરી બેઠો. જાણે કે તે પાટડામાં જ તે વખતે નિરાકાર બ્રહ્મ આવી રાસબિહારીની ઉપાસનાની વાટ જ જોતું હતું. ધીમે ધીમે આંખો ઉઘાડી તે બોલ્યો, " એ માયક્રાસ્કોપની બાબતમાં મારે કેટલી બધી ખટપટ કરવી પડી. તને બે પૈસા અધિક મળે એજ ઇચ્છા. જાણ્યું પરાયો કાંઇ થોડો જ છે ! આપણા જ જગદીશનો છોકરો."

રાસબિહારી ફોનોગ્રાફના યંત્ર પ્રમાણે બડબડ કરતો હતો, એમ કાંઈ નહોતું. પણ, નરેંદ્ર માત્ર સ્તબ્ધ બેઠો હતો અને તેના કાનપરથી અર્થહીન શબ્દો વહેતા જતા હતા. એટલામાં નરેંદ્રને કાંઇક સંશય આવ્યો અને તે બોલ્યો: " ત્યારે શું માયક્રારૅાપની કિંમત આપવાની વિજયાની ઇચ્છા નહોતી ?"

ધૂર્ત ડોસાએ કહ્યું: " ના. મને કાંઇ તેમ લાગતું નથી. પણ શું કહી શકાય ? કોના પેટમાં શું છે એ કેમ કહેવાય ?"

માયક્રારૅાપ કલકત્તે મોકલી કિંમતની તપાસ કરાવી હતી કે કેમ એ પૂછવાનું નરેંદ્રની જીભ ઉપર આવ્યું હતું. પણ તે તેણે દાબી રાખ્યું અને મૂગો રહ્યો. નરેંદ્રની આ મુગ્ધતા પરથી શું સમજવું એ રાસબિહારીના લક્ષમાં ન આવવાથી તે બોલ્યો: " નરેંદ્ર, વિલાસ આમ શા માટે ક્રુદ્ધ થાય છે, એ હવે તારા લક્ષમાં આવ્યું જ હશે. તે સંબંધમાં તું કાંઇ મનમાં આણતો નહિ."

નરેંદ્ર પોતાના ચહેરાપર કોઇ પણ જાતનો વિકાર ન ઉપસવા દેતાં બોલ્યો: " છેહ ! તે કાંઇ મારા લક્ષમાં રહ્યું નથી. અને ખરૂં

હોય તે કહેવાને હરકત પણ શી ? ”

“ એમ કેમ કહે છે નરેંદ્ર ! કડુ શબ્દ સાંભળવા તો ખાણે ખરાબ લાગે જ છે; પણ બોલતાં પણ ખરાબ લાગ્યા શિવાય રહેતું નથી. વિલાસને આમ ક્રોધ ચઢે એ પણ સાહજિક હતું. પરંતુ જો વિજયાએ તે આયફારફોપ વિલાસને પૂછીને લીધું હોત, તો આટલી ખુસપુસનું કાંઇ કારણ જ નહોતું. તુંજ વિચાર કરી જો કે એ તેનું કર્તવ્ય હતું કે નહિ ? ” નરેંદ્ર મુગો મુગો સાંભળતો હતો. ‘હકાર કે નકાર’ મોઢેથી જ શું, પણ ડોકીથી પણ તે દર્શાવતો નહોતો. એમાં વિજયાના કર્તવ્યનો સંબંધ શો અને વિલાસને પૂછવાનું કારણ શું, એ કાંઇ તેના લક્ષમાં આવ્યું નહિ. અહીંયાં ડોસાની લવરી તો એક સરખી ચાલુ જ હતી. તે બોલ્યો: “ વિજયા માંદી છે એ જાણ્યું ત્યારથી વિલાસ કેટલી બધી ચિંતામાં પડયો છે, અને તેના જીવને કેટલી બધી તળમળ થઇ પડી છે, એ એક તેને જ ખબર. થાય એ સ્વાભાવિક છે કારણ કે અત્યારે વિજયાનું સારૂં નરસું જોવું એ તેના માથાપર છે. ઔષધ શું, ડોકટર શું, એ બધું તેનું કામ છે. તેની પરવાનગી શિવાય તો કાંઇ પણ થઇ શકે નહિ. છેવટે તે વાત વિજયાના પણ લક્ષમાં આવી ખરી. એ જ જો બે દિવસ પહેલાં તેના ધ્યાનમાં આવ્યું હોત, તો આવા લડાઇ-ટંટાનું કાંઇ કારણજ નહોતું. તે હવે નાની ચોડીજ છે ? પૂછીને પછી કરવું એ તેનું કર્તવ્ય હતું. ”

એમાં વિજયાનું કર્તવ્ય તે શું, તે હજુ પણ નરેંદ્રના લક્ષમાં આવ્યું નહિ. ડોસાના કથનને ડોકી નમાવવી એ તેનાથી થઇ શકે તેમ ન હોતું. તથાપિ, નરેંદ્ર જેવા તરુણના હૃદયમાં આ દ્રઢ

પુરૂષની આટલી બડબડથી એક આશંકાનું બીજ પડ્યું, નહિ એમ કાંઇ નહિ. રાસબિહારીએ આગળ ચલાવતાં કહ્યું: " નરેંદ્ર, વિલાસને ક્રુદ્ધ થવાનું કારણ હવે તારા લક્ષમાં આવ્યુંજ હશે. તેના મનની અવસ્થા કેવી થઇ હશે, એનો વિચાર કરી તારે તેને ક્ષમા કરવી જોઇએ. હા, બીજી એક વિનંતી છે. નરેંદ્ર, આવતા વૈશાખમાં વિજયા અને વિલાસનાં લગ્ન થવાનાં છે. તે શુભ કાર્ય માટે તું આવજે-જરૂર આવજે. તારો અને અમારો ઋણાનુબંધ છે, એ મેં તને કહેલું જ છે ! "

નરેંદ્ર કાંઇજ બોલ્યો નહિ. તેનો અંતરાત્મા ક્ષણવાર માત્ર હુર-ફુર કરવા લાગ્યો. શાથી એ કોણ જાણે ! રાસબિહારીએ પોતાની ચર્પટમંજરી આગળ ચલાવી. આ લગ્નસંબંધ વર-વધૂના જન્મ-કાળે જ પાકો થયો હતો, આ વાત પરમેશ્વરી યોજનાથી જ થઇ છે, બન્નેને એકત્ર જોઇને જવાની વનમાલીને ઘણી ઇચ્છા હતી, વિલા-સનો અને વિજયાનો એકમેકપર ઘણોજ મજબૂત પ્રેમ છે, વગેરે કંટાળાભરેલી અને નરેંદ્રને સર્વથા અપ્રિય, એવી ઘણીજ હકીકત કહી છેવટે રાસબિહારીએ તેને પૂછ્યું: " હવે તેં શું કલકત્તામાં જ રહેવાનું ઠરાવ્યું છે ? કાંઈ નોકરી ધંધો—"

નરેંદ્રે કહ્યું: " વિલાયતી દવાઓ વેચનારી એક દુકાને મેં નોકરી લીધી છે. "

" વાહ! ઘણીજ ઉત્તમ વાત ! દવાની દુકાન છે; એટલે સારી હુશીયારીથી રહીશ તો પગાર શિવાય પણ બે પૈસા મળવાને હરકત પડશે નહિ."

નરેંદ્રે વ્યંગ્ય સ્વરે ' હૂં ' આટલુંજ કહ્યું. રાસબિહારીએ ધીમે

રહીને પૂછ્યું; " તને ત્યાં પગાર શો મળે છે ? મળે છે પેટ પુરતો-"

" હા, મળે છે થોડોક. હાલમાં તો ચારસો રૂપીયા પગાર આપે છે. પરંતુ થોડા વખત પછી પાંચસો કરી આપવાનું તેણે કહ્યું છે."

દર મહિને ચારસો રૂપીયાનું નામ સાંભળી રાસબિહારીના પેટમાં દુઃખવા લાગ્યું. પણ તે નરેંદ્રના લક્ષમાં ન આવવા દેતાં બોલ્યો: " વાહ ! ઘણીજ ઉત્તમ વાત! સાંભળીને ઘણો આનંદ થયો. ગમે તેમ પણ જગદીશનો-મારા મિત્રનો છોકરો. એટલે આનંદ કેમ ન થાય ? "

નરેંદ્રને હવે આ ડોસાની લવારીનો ઘણોજ કંટાળો આવ્યો. તે લાકડી અને બેગ લઇ ઉઠયો અને બોલ્યો " હું હવે આપની રજા લઉં છું. મારે હજુ દયાળ બાબૂને જોઈ કલકત્તે જવાનું છે. પેલો છોકરો, શું તેનું નામ ? પરેશ લાગે છે. તેને કેમ છે એ આપ જાણો છો ? "

રાસબિહારી કાંઇક ધુંચવાઈ ગયો અને બોલ્યો, " તે ઓરી જેવા સંસર્ગજન્ય રોગથી માંદો પડેલો; તેમાં વળી વિજયાને તાવ આવ્યો. એટલે તેને તેની મા સાથે તેને ગામ મોકલી દીધો. "

આ પ્રશ્ન પૂછ્યો ન હોત તો ઠીક થાત, આમ નરેંદ્રને થયું. ગરીબ બિચારા પરેશ માટે તેનું અંતઃકરણ દ્રવી આવ્યું. તેણે કહ્યું, "ઠીક ત્યારે. પધારજો. નમસ્કાર. આમ જુવો રાસબિહારી બાબૂ, વિલાસ બાબૂને મારો એક સંદેશો જણાવજો. દરદીને તાવ ઘણો ચઢયો હોય છે, ત્યારે તે ઘણી લવારી કરે છે. પણ તે બડબડાટમાં કાંઇ પણ દૃષ્ટિથી અર્થ નથી હોતો તેમજ દરદીની પાસે શાંતતા હોય તેટલી વધૂ સારી. નરેંદ્ર પર તેમનો વિશ્વાસ ન હોય તો ભલે ન હોય. પણ ડૉકટરના કથન પર વિશ્વાસ રાખવાને કાંઇ હરકત નથી, આમ કહેજો. "

આમ કહી રાસબિહારીના પ્રતિઉત્તરની વાટ પણ ન જોતાં નરેંદ્ર ઘરની બહાર નીકળી, રસ્તે પડયો. ન્હાવું નહિ, ખાવું નહિ અને માથા પર કડક તાપ; આવી તાપદાયક સ્થિતિમાં નરેંદ્ર દિઘડા ગામ તરફ ચાલ્યો હતો. આ વખતે તેનું મન ઘણું જ અસ્વસ્થ થયું હતું અને તેનું ચિત્ત કોઇ પણ એક વ્યથાથી દુઃખી થતું હતું. "પણ આટલા સખ્ત તાપમાં, કાંટા ઝાંખરામાં તું જાય છે શેનો ? અને તેની તને ગરજ પણ શી ?" આમ વારંવાર તેને તેનું મન પૂછતું હતું. પરંતુ એ પ્રશ્નનો તેને ઉત્તર મળ્યો નહિ. કોઇ એક સ્ત્રી—ચાર વખત કરતાં જેની મુલાકાત વધારે નથી થઇ— તે એક અજાણ્યા ગૃહસ્થને ઓષધોપચાર કરવા માટે પોતાને હુકમ કરે છે, અને તે હુકમ શબ્દશઃ માન્ય કરવા પોતે ચાલે છે, એ માટે પોતાના મનને ધિઃકારવું કે પોતાને કૃતાર્થ માનવો, એ નરેંદ્ર સમજી શકયો નહિ. તેમ જ કલકત્તે પાછા જવાનું પણ તેને મન ન થયું. તથાપિ તે તેવો જ દિઘડા ગામ તરફ ચાલ્યો હતો અને થોડી જ વારમાં પોતાના જન્મ—ગૃહના દરવાજા પાસે જઇ ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૧૭.



કાગળના એક ટુકડા પર પોતાનું નામ અને ઇગ્લંડમાંની ડોકટરની પદવીના આદ્યાક્ષરો લખી નરેંદ્રે તે ટુકડો અંદર મોકલી દીધો. તે વાંચી દયાળ બાબુ ઘણા આશ્ચર્યચકિત થયા અને તેમનો જીવ જરા ગભરાઇ ગયો. આટલો મોટો

ડૉક્ટર આટલે બધે દૂરથી પગે ચાલી આપણને જોવા માટે આવે છે, એ જોઇ તેમને એમ લાગ્યું કે જાણે પોતાની સ્પર્ધા અપરાધ પર્યંત જઇ પહોંચી. તેમાં વળી દુઃખ એ કે જેને ગૃહહીન કરી રસ્તાપર કાઢ્યો હતો, અને જેના ઘરમાં પોતે વ્યવસ્થાપુરઃસર રહેતા હતા, તે નરેંદ્ર આજ ઘરમાં આવી પોતાની તપાસ કરનાર છે; આ કલ્પનાથી દયાળબાબુનું ચિત્ત જરા મુંઝવાયું અને તેમનું હૃદય પણ થોડું ભરાઇ આવ્યું. આવા નિષ્કંટક સ્વભાવના ડૉક્ટરને મોઢું પણ ન દેખાડવું આવી તેમને લાગણી ઉત્પન્ન થઇ હતી. પરંતુ તેઓ આવો વિચાર કરતા હતા ત્યાંજ તેમની સામે પાતળો, ઉંચો અને ગૌરવર્ણનો તરૂણ સહાસ્ય ગુપચુપ આવી ઉભો રહ્યો. નરેંદ્રને જોતાંજ દયાળબાબુના મનમાંથી અનેક શંકા-કુશંકાઓ દૂર થઇ અને તેઓ મુગ્ધ દૃષ્ટિથી તેના સામું જોવા લાગ્યા. પોતાને ગમે તે રોગ થયો હો, અને તે ગમે તેટલો અસાધ્ય હો; હવે આપણને તેની બીક નથી, આમ એકદમ જ દયાળબાબુના મનમાં થઈ આવ્યું. ખરૂં જોતાં રોગ તદ્દન સામાન્ય જ હતો, અને તેમાં ચિંતા કરવા જેવું કાંઇજ ન હોતું. નરેંદ્રે બે ધૈર્યના બોલ કહેતાંજ દયાળ બાબૂ પથારી પરથી ઉઠી બેઠા થયા. એટલુંજ નહિ, પણ ડૉક્ટર સાહેબને પહોંચાડવા માટે સ્ટેશન પર્યંત જઈ શકાશે કે નહિ, એનો પણ તેઓ વિચાર કરવા લાગ્યા. પોતે માંદી હતી છતાં, વિજયા આપણને ભૂલી નહિ, અને એવી સ્થિતિમાં પોતાને માટે તેણે ખાસ ડૉક્ટર મોકલ્યો, આવા વિચારથી દયાળ બાબૂની આંખો કૃતજ્ઞતા અને આનંદથી ભરાઇ આવી. ધીમે ધીમે તે બન્ને વચ્ચે અનેક વાતો ચિતો થઈ અને થોડાજ વખતમાં વૃદ્ધ આચાર્ય અને તરૂણ ચિકિ-

લોકની વચ્ચે સારી દોસ્તી જામી.

નરેંદ્રના ચિત્તપર આજ ગ્લાનીના, વિષાદનાં અને ખિન્નતાનાં પડળો ઉપર પડળો ચડતાં હતાં અને તે ઘણોજ મ્લાન થઇ ગયો હતો. પરંતુ આ વૃદ્ધ આચાર્યનાં અંતઃકરણમાંની સ્વચ્છતા, મોહાપરનો સંતોષ અને વાતચિતમાંની નિર્દાંભિકતા વિગેરે જોઇ એના ચિત્તપરનો અર્ધઉપરાંત બોજો ઓછો થયો અને તે ઘણોજ પ્રસન્ન જણાવા લાગ્યો. થોડા સમય થએલા સંભાષણપરથી દયાળબાબુનું સ્વભાવચિત્ર નરેંદ્રને ઘણુંજ સ્વચ્છ જણાયું. આચાર્ય મહાશયને ધર્મજ્ઞાન અને તત્વજ્ઞાન સામાન્ય જ હતાં. પરંતુ ધર્મરૂપી પવિત્ર વસ્તુ પર તેમનો અટળ વિશ્વાસ હતો. તેમજ બીજા કોઇ પણ ધર્મવિરુદ્ધ તેમને ફરીયાદ નહોતી. મનુષ્ય પોતે મનુષ્યત્વની સ્થિતિમાં હોય છે, તો પછી તેના પોતાના ધર્મપરની શ્રદ્ધાથી તેનું આત્મિક કલ્યાણ થવાને કોઇ પણ જાતની અડચણ પડતી નથી, આ દયાળબાબુના આચારણનો નિષ્કર્ષ હતો. વૃદ્ધાચાર્યનાં આ શાંત, સરળ અને વિદ્વેષ—લેશહીન ધર્મમતો સાંભળી તેઓ બ્રાહ્મ કે હિંદુ છે,એ ઓળખવાની નરેંદ્રને થોડી અડચણ પડી. બિચારા આચાર્યનું આવું સાત્વિક અંતઃકરણ પોતાને જવલર્જહાલ બ્રાહ્મ કહેવરાવનારા વિલાસની નજરે જો પડે, તો દયાળબાબુનું આચાર્યપદ ક્ષણવાર પણ ટકે નહિ, આ ભવિષ્ય ભાખવાનું પણ નરેંદ્રને કાંઇ બહુ ભારે પડયું નહિ. વાતમાં ને વાતમાં દયાળે વિલાસ અને રાસબિહારીની અવાસ્તવ સ્તુતિ કરવાને પણ આળસ કરી નહિ. ગમે તે કોઇના પણ સંબંધમાં બોલવાનો પ્રસંગ આવે, તો પણ તેને માથાપર લઇ પુરષોત્તમ કરવો આ દયાળબાબુનો સ્વભાવ જ હતો. મનુષ્યની પારખ કરવાની આ અદ્ભુત

પદ્ધતિ જોઇ નરેંદ્રને મનમાં ને મનમાં સાહજિક હસવું આવ્યું. છેવટે ડોસાએ વિલાસ અને વિજયાના લગ્નની વાત કાઢી અને એ લગ્ન બ્રાહ્મધર્મ પ્રમાણે પૂર્ણ આદર્શવત્ કેવાં થવાનાં છે, અને એ વિવાહ–વિધિ પોતાને હાથે કેવી રીતે થવાનો છે એ સંબંધમાં પણ તેમણે ઘણુંજ વિવેચન કર્યું. વૃદ્ધનું બોલવું નરેંદ્ર ઘણી ઉત્સુકતાથી સાંભળતો હતો અને હરેક વખતે તેનું કુતૂહલ વધતું જતું હતું; પરંતુ લગ્નની વાત નીકળતાંજ નરેંદ્રનો ચહેરો મલીન થયો. દયાળબાબુનું તે તરફ લક્ષ નહોતું એટલું સારૂં; નહિ તો નરેંદ્રને આમ એકાએક ખિન્ન થયેલો જોઈ તેમના આશ્ચર્યની સીમા રહી નહોત. તેમણે નરેંદ્રને સ્નાન કરી, જમીને જવા માટે ઘણો આગ્રહ કર્યો; પરંતુ વૃદ્ધને નાખુશ કરી નરેંદ્ર તેવોજ ઘરની બહાર નીકળ્યો.

નદી ઓળંગી પગ રસ્તે ચાલવા લાગ્યા પછી, આજ આખી સૃષ્ટિ અપ્રસન્ન, રૂક્ષ અને નિઃસ્વાદક કેમ જણાય છે, એનું કારણ નરેંદ્રના લક્ષમાં આવતાં વાર લાગી નહિ. વળી થોડો માર્ગ ચાલ્યા પછી ડાબી બાજુએ દૂર અંતરપર આવેલો વિજયાનો ચકચકતો સુંદર અને ભવ્ય બંગલો તેને સ્પષ્ટ દેખાવા લાગ્યો. તે જોતાંજ તેનું અંતઃકરણ કોઇકંપિત થઇ ગયું અને ડોળા ધગધગ કરવા લાગ્યા. તે તરફ નજર સરખી પણ ન કરવી આવો નિશ્ચય કરી તે સીધો સ્ટેશનના રસ્તા પર ચાલ્યો. આજે વિજયાને ઘેર તેના હૃદય પર જે આઘાત થયો હતો, તે જો થયો ન હોત તો તેના મનની ચુંબક સ્થિતિ તેના લક્ષમાં પણ ન આવી હોત. પોતાના હૃદયને વિજ્ઞાન શાસ્ત્ર શિવાય બીજા કશા પર પણ પ્રેમ નથી અને ત્યાં તે શિવાય બીજી કોઈ પણ વસ્તુને આશ્રય મળવાનો નથી, આવી તેની મજબૂત

કલ્પના હતી. અને એ કલ્પનાને લીધે જ જગતમાંની અનેક સારી નરસી વસ્તુ તરફ તે તુચ્છતાથી અને ઉદાસીનતાથી જોતો હતો. એવી સ્થિતિમાં આજ મળેલા પ્રચંડ આઘાતથી ભગડી જઇ, તે જે વસ્તુની પાસે ગયો હતો, તે આટલી જલદીથી અંતઃકરણમાં ભરપૂર જગા મેળવશે એની તેને કલ્પના પણ નહોતી. પરંતુ તેની તે કલ્પનાનો આજે પૂર્ણ પરાભવ થવાથી પોતાની હીનશક્તિ માટે તેને પોતાને જ લાજ આવવા માંડી.

પરંતુ, એ વિચારની ભરતી ઓસરતાં પણ વાર લાગી નહિ. નરેંદ્રને એમ જ લાગ્યું કે વિજયાની લવરીમાં સહેજ પણ અનુકંપા કે અનુતાપ નહોતો; પણ તેણે ફક્ત પોતાનો ઉપહાસ જ કર્યો. પોતાની પાછળ વિલાસ અને વિજયા એ બન્નેને હસવાનો આ એક સારો વિષય મળ્યો હશે, આ કલ્પનાથી નરેંદ્રનું આખું શરીર કંટકિત થયું. અરેરે ! જેણે સર્વસ્વ લઇ પોતાને ઘરની બહાર કાઢવાને પણ ઓછું કર્યું નહિ, તેની જ પાસે પોતે પોતાનું દૈન્ય પ્રકટ કરી પોતાનું પ્રાણાધિક માયક્રાસ્કોપ યંત્ર વેચવા માટે ગયો; આ શલ્ય નરેંદ્રના હૃદયને ઘણું જ ત્રાસ આપવા લાગ્યું. વિજયાને ન મળતાં તે યંત્ર જો કલકત્તામાં જ વેચ્યું હોત, તો આ વિષ-બીજ રોપાયું ન હોત અને તે વિષ-વૃક્ષ પણ તૈયાર થયું નહોત. આ અપરાધના દંડ તરીકે તેણે અથવા તેને માટે વિલાસે અપમાન કરી પોતાને જે અર્ધચંદ્ર આપ્યો તે પ્રાશા જેવા અવિચારીને યોગ્ય જ છે.

નરેંદ્ર સ્ટેશન ઉપર આવી જુવે છે તો, સર્વ અપ્રિય કથાનકને કારણરૂપ થએલી તે માયક્રાસ્કોપની પેટી લઇ કાલિમદ ઉભો જ હતો ! નરેંદ્રને જોતાં જ કાલિમદ પાસે આવી બોલ્યોઃ "સલામ બાબૂ સાહેબ,

બાઇ સાહેબે આપની આ પેટી મોકલી આપી છે."

કાલિપદ ઉપર ડોળા ફાડી નરેંદ્ર બોલ્યો: "કેમ ?"

કેમ તે કાલિપદ જાણતો નહોતો આ જાણુસ ડૉક્ટર બાબતી છે અને તેને લીધે અનેક લડાઇ ટંટા થયા એ તેણે સમક્ષ અને આજુબાજુથી સાંભળ્યું હતું. એટલે પોતાની જ અક્કલ ખર્ચી તે બોલ્યો: "આપે પાછી માગી હતી ને ?" નરેંદ્ર કંટાળ્યા જેવું કરી ક્રોધથી બોલ્યો, "ના. મેં પાછી માગી નહોતી. મારી પાસે તેટલા બધા પૈસા નથી."

કાલિપદને લાગ્યું કે ડૉક્ટર ઘણા અભિમાની છે. તે ઘણા દિવસનો જુનો નોકર હતો. પૈસાના લેણાદેણા સંબંધમાં વિજયા કેટલી સરળ હાથે વર્તતી હતી એ તે જાણતો હતો. આથી એ બાબતમાં ડૉક્ટરની થયેલી ગેરસમજ દુર કરવા માટે તે બોલ્યો, "એવા તે કેટલા પૈસા છે ? એટલા પૈસા માટે માઇ સાહેબનું થોડું જ અટક્યું રહ્યું છે ? તમારે જ્યારે સગડ થાય ત્યારે મોકલી આપજો."

વિજયાનો સરળ સ્વભાવ આવી રીતે વ્યક્ત થયો હોવાથી નરેંદ્રનો ક્રોધ ઘણોજ કમી થયો; પરંતુ તેના શબ્દમાંની કઠોરતા બીલકુલ કમી થઇ નહિ. તેણે કહ્યું: "કાલીપદ, તું તે પાછી લઈ જા. બસોના ચારસો આપવાની મારી શક્તિ નથી."

કાલીપદ દીલગીર થઇ બોલ્યો: "તમે હમણાં તો લઇ જાઓ. પૈસાનું પછી જોઇ લેવાશે. લ્યો, હું ગાડીમાં મૂકી આઉં છું." નરેંદ્રે આનો કાંઇ જવાબ આપ્યો નહિ. અત્યારે તેને વિજયાનો ઉપકાર સ્હેજ પણ અણગમતો હોવાથી તેનો ક્રોધ અધિક ભડકી ઉઠયો. નરેંદ્ર ઉપર કાલીપદનો અકારણ પ્રેમ હતો અને તેના મનમાં વિશ્વાસને

માટે સકારણ દ્વેષ હતો. પૈસાની અડચણને લીધે આયકારકોપ લેવાનો નરેંદ્ર ખેંચતાણ કરે છે આથી કાલીપદની સમજૂત થવાને લીધે તે બોલ્યો, "ડૉકટર સાહેબ, અત્યારે તો આપ લઇ જાઓ. બાઇ સાહેબ સારાં થશે એટલે પછી તો તેઓ તમારા પૈસા પણ છોડી દેશે." આ શબ્દો સાંભળતાં જ નરેંદ્ર ક્રુદ્ધ થઇ ઉઠયો અને બોલ્યોઃ "હા હા! એ બધું હું સમજ્યો છું! તે સંદેશો મોકલી મને ઘેર બોલાવે અને તેનો તે વિલાસ માટે અપમાન કરી મને ઘરમાંથી બહાર કાઢે, એ તેની કૃપાનું જ ઇનામ!"

સ્ટેશન પર બીજા પણ ઘણા લોક ગાડીની વાટ જોતા બેઠા હોવાથી નરેંદ્રે પોતાનો ક્રોધ રોકી રાખ્યો અને કાલીપદને ચાલ્યા જવા માટે સૂચવ્યું. પરંતુ તેને તેવોને તેવોને ઉભો રહેલો જોઇ નરેંદ્ર તેના પર ઉછળી પડયો અને બહારના રસ્તા તરફ આંગળી કરી બોલ્યોઃ "જા. મારી સામેથી ચાલ્યો જા." નરેંદ્ર કાલીપદ તરફ પીઠ ફેરવી સ્ટેશનના પ્લેટફૉર્મ પર ફરવા લાગ્યો. બિચારા કાલીપદને શું કરવું એ ન સુઝ્યું અને તે લાકડાના ઠોયાની માફક ઉભો રહ્યો. એટલામાં ગાડી આવી પહોંચી. નરેંદ્ર તેમાં પહેલા વર્ગના ડબ્બામાં જઇ બેઠો. તુરતજ કાલીપદ ડબ્બાની બારી પાસે ગયો અને નમ્ર સ્વરે બોલ્યો, "ડોકટર સાહેબ!" નરેંદ્રે પાછું વળી જોયું તો કાલીપદ ગભરાયાં કરે છે. પોતે એના પર નિષ્કારણ ક્રુદ્ધ થયો આમ નરેંદ્રને લાગ્યું અને તેને કાલીપદની દયા આવી. તેણે હસીને કહ્યું: "કાલીપદ, હજુ તું ગયો નથી?"

ખીસામાંથી કોરા કાગળનો ટુકડો અને પેનસીલ કાઢી તે બોલ્યો, "ડોકટર બાબૂ, આના ઉપર આપનું સરનામું લખી-"

" મારા સરનામાની તારે શી જરૂર છે ?"

" મારે નથી જરૂર. માઘ સાહેબે કહ્યું–કે–"

માઈ સાહેબનું નામ નીકળતાં જ નરેંદ્ર પોતાને ભૂલી ગયો અને તેનો ક્રોધ અકસ્માત્ અનાવર થઇ ગયો. તે મોટેથી ગર્જના કરીને બોલ્યો: " બેવકૂફ, પાજી, ચાલ, ચાલ્યો જા મારી સામેથી !" નરેંદ્રનો આ ક્રોધ જોઇ કાલીપદ બે પગલાં પાછો ફર્યો અને તેજ ક્ષણે ગાડી ચાલતી થઇ. કાલીપદ નિરૂપાય બન્યો. એટલો બધો ભાર તેણે ખાંધ પર લીધો અને તે ઘેર આવ્યો. પલંગ ઉપરજ તકીયાને અઢેલીને વિજયા જાણે કાલીપદની વાટ જોતી બેઠી હતી. પરંતુ કાલીપદના હાથમાં માયક્રોસ્કૉપની પેટી જોઇ તે નિરૂત્સાહ અને વિષણ્ણ થઇ. " પાછી ફેરવી. ન લીધી તેમણે. " આમ કહી કાલીપદે તે પેટી મૂકી દીધી અને ખીસામાંથી કાગળ પેનસીલ કાઢી તે ટેબલ-પર મૂકતાં મૂકતાં તે બોલ્યો: " શો ક્રોધ બાપા ! ઠેકાણું માગતાં બરોબર તો જાણે મારવા ઉઠયા ! " વિજયા કાંઈ બોલી નહિ. તેણે હૂં પણ કર્યું નહિ. કાલીપદને ઘણી બીક હતી. કે, ઘેર ગયા પછી માઇને સાહેબ શું કહેવું ? એનો તેણે આખે રસ્તે વિચાર કર્યો હતો. અહીંયાં ડૉક્ટર સાહેબની ગાળો ખાધી, હવે ઘેર જઈ માઇ સાહેબની ગાળો ખાવી પડશે આવી તેને બીક લાગતી હતી. પરંતુ, વિજયાને શૂન્યવત્ સ્તબ્ધ જોઇ, તે નોકર માણસ હતો છતાં ઉદ્વિગ્ન થયા શિવાય રહ્યો નહિ. ડૉક્ટર સાહેબ પોતાની વસ્તુ પાછી લેશે નહિ, એ જાણતાં છતાં પણ માઈ સાહેબે તે પાછી આપવાનો નિષ્કારણ પ્રયત્ન કરી પોતાના મનનું દુઃખ કેમ વધાર્યું હશે, એનો કાલી-પદે પોતાની સમજણ મુજબ ઘણો વિચાર કર્યો; પણ તેને કાંઈ એનો થાગ લાગ્યો નહિ.

---

# પ્રકરણ ૧૮.

---



પાંચ છ દિવસની અંદર જ વિજયાનો તાવ જતો રહ્યો અને તે હરવા ફરવા લાગી; પરંતુ અશક્તતા અને કૃશતા જલદીથી દૂર થયાં નહિ, પણ ઉલટાં તે દિવસે દિવસે વધવા લાગ્યાં. વિલાસે એક સારા ડૉક્ટરને વિજયાની તબીયત દેખાડી તેને માટે પુષ્ટિકારક ઔષધની અને પથ્યપાણીની યોગ્ય વ્યવસ્થા કરી હતી. છતાં વિજયા દિવસે દિવસે અશક્ત અને ફીક્કી થતી જતી હતી. ફાલ્ગુન માસ ઘણો ખરો પુરો થવા આવ્યો હતો. હવે વચમાં માત્ર જે કહો તે એક ચૈત્ર જ હતો, વૈશાખના પહેલા જ અઠવાડીયામાં આ બન્નેનાં લગ્ન કરવાનો રાસબિહારીનો સંકલ્પ થયો હતો. પરંતુ, વર જેમ એક બાજુ સતેજ અને હૃષ્ટપુષ્ટ થતો જતો, તેમ બીજી બાજુ વધૂ દિવસે દિવસે દુર્બળ અને નિસ્તેજ થતી ચાલી હતી. આવી રીતે વિજયાની પ્રકૃતિ બગડેલી હોવાથી ધૂર્ત રાસબિહારીનો સ્વાર્થી અંતરાત્મા શંકાકુશંકાઓથી થરથરવા લાગ્યો. તે દરસવારમાં વિજયાના સમાચાર માટે આવતો અને તેને બે ધીરજની વાતો કહી જતો હતો. વિલાસે પણ ડૉક્ટરની સલાહ મસલત માટે કાંઇ આળસ રાખી નહોતી. છતાં વિજયાની તબીયત કેમ સુધરતી નથી ? પેલા માયકારકૉપની હકીકત ઘણુંજ મીઠુંમરચું ભભરાવીને પિતાપુત્રને કાને ગઈ હતી. તે સાંભળી છોકરો જેમ જેમ ક્રુદ્ધ થવા લાગ્યો, તેમ તેમ બાપ તેને ઠંડો કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. “ વિલાસ, તારો આ ક્રોધી અને અવિચારી

સ્વભાવ સારો નહિ, હોં! તેમાં વળી આવી માંદગીમાં તેનું મન ત્રસ્ત થયું હોવાથી તારા આ રોષનું પરિણામ જન્મનું નુકશાન થવામાં થશે." આમ આખરે રાસબિહારીએ વિલાસને કહી બતાવ્યું. વિલાસ ગમે તેવો ઉદ્ધત હો, ગમે તેવો અવિચારી હો; પરંતુ બાપની ધૂર્તતાપર તેની પૂર્ણ શ્રદ્ધા હતી. કારણ કે, એ વૃદ્ધ પુરુષની વ્યવહાર–ચતુરતાને લીધે તેની પોતાની પરિસ્થિતિમાં પડેલા ફરકનું મૂર્તિમંત ઉદાહરણ તેની નજર સામે હોવાથી તે સંબંધમાં શંકા લેવા જેવું તેને કાંઈજ નહોતું. તથાપિ સ્વભાવનું ઔષધ નથી. તે દિવસે માયક્રસ્કોપના સંબંધમાં કાલીપદને કાંઇ પૂછતાં પૂછતાં વિલાસ એકાએક એટલો બધો ગરમ થઇ ગયો કે, તે તેને મારવા માટે તેના અંગ ઉપર ધસી ગયો. છેવટે તેણે કાલીપદનો પગાર ચુકતો કરી તેને રજા આપી.

ડૉક્ટરે સવાર સાંજ વિજયાને ખુલ્લી હવામાં ફરવા માટે કહ્યું હતું, તે પ્રમાણે તે દિવસે સવારમાં ફરી આવી તે ઘરમાં જ્યાં પગ મૂકે છે, ત્યાંજ ઉતરી ગયેલે મોઢે કાલીપદે આવી રડતા સ્વરે તેને કહ્યું: " માઈ, છોટા બાબૂએ મને રજા આપી."

વિજયા આશ્ચર્યચકિત થઇ બોલી: " કેમ ? "

આંખમાંથી અશ્રુ ગાળતાં કાલીપદે કહ્યું: " માઈ સાહેબ, આપના બાબા પાસે મેં આટલાં વર્ષ નોકરી કરી, પણ તેમણે મને કદી પણ અરે કે રે કહ્યું નથી; અને આજ વિલાસ બાબૂએ મને ફાવે તેવી ગાળો દીધી. મારો અપરાધ શો, તો કહે પેલી ડૉક્ટર સાહેબની પેટી હું વિલાસબાબૂને પૂછ્યા સિવાય સ્ટેશન પર લઇ ગયો તે અને તેમની પરવાનગી શિવાય ડૉક્ટર સાહેબને બોલાવી લાવ્યો."

એક ખુરશી પર બેસી આ હકીકત સાંભળતાં સાંભળતાં,

આસપાસની સર્વ સૃષ્ટિ સ્તબ્ધતાથી જાણે શૂન્યવત્ થાય છે, આમ વિજયાને લાગવા માંડયું. કેટલી વાર સુધી તો તે મૂગી રહી. ભડકેલો અગ્નિ બુઝાવવો કેવી રીતે એ તેને સમજાયું નહિ. તે ક્રુદ્ધ સ્વરે બોલી: " તેઓ ક્યાં છે ! "

કાલીપદે કહ્યું: " કચેરીમાં કાંઇ કાગળો ઉથલ પાથલ કરતા બેઠા છે. " હમણાંને હમણાંજ વિલાસને બોલાવી તેનો જવાબ લેવો, આટલો બધો તેનો ક્રોધ અનાવર થયો હતો; પરંતુ એ પણ એક અવિચાર કહેવાય, આમ માની તે બોલી: " જવા દે, એને માટે આગળ પર જોઇ લેવાશે. તું તારે તારા કામ પર જા " આમ કહી વિજયા અંદર ગઈ અને રોજની માફક વિલાસ અંદર ક્યારે આવે છે, એની વાટ જોવા લાગી. પણ, આજ વિલાસ અંદર ન આવતાં પરભાર્યો જ ઘેર ચાલ્યો ગયો, એ તેણે બારીમાંથી જોયું.

વિલાસ અને રાસબિહારી એ બન્નેના સ્વભાવ-પરિચયને લીધે સંત્રસ્ત થયાથી હો, કે પછી બીજા કોઇ કારણથી હો; દયાળબાબૂ-પર વિજયાની શ્રદ્ધા વધતી જતી હતી. હમણાં હમણાંની તે દરરોજ સાયંકાળે દયાળબાબૂ સાથે ફરવા માટે જતી હતી. તેમને નદીના પૂલ સુધી પહોંચતા કરી, પછી તે ત્યાંથી પાછી ફરતી હતી. તેજ પ્રમાણે દયાળબાબૂનું અંતઃકરણ નરેંદ્રને માટે કૃતજ્ઞતા અને આદરથી ભરાઈ ગયું હતું. ફરતાં ફરતાં પોતાની માંદગીનો અને વિજયાની અશક્ત થએલ પ્રકૃતિનો વિષય નિકળ્યો, એટલે આ વૃદ્ધ આચાર્ય પેલા નવીન ચિકિત્સકની ખુલ્લા મને પ્રશંસા કરતા અને વિજયા મૂગી મૂગી તે ગુણગાન સાંભળતી હતી. પરંતુ, તે સાંભળતી વખતે તે આગ્રહ અને ઉત્સુકતા બીલકૂલે પ્રદ-

ચિંત કરતી ન હોતી. વૃદ્ધ દયાળબાબૂની ઘણી ઇચ્છા હતી કે, વિજયાએ એકવાર નરેંદ્રનું ઔષધ લઈ જોવું. પરંતુ નરેંદ્ર સંબંધી એકંદર વાતાવરણ વિદ્વેષથી ભરાઈ ગયું હોવાથી વિજયાને તેમ કહેવું એ પણ તેમને જોખમભર્યું લાગતું હતું. છતાં ડોસાને ઘણી ઉમેદ હતી કે, ગમે તે કોઈ એક વખત પણ વિજયાને નરેંદ્રનું ઔષધ લેવાની ઇચ્છા થશે ખરીજ. પોતાનો હેતુ સાધવા માટે તે અનેક પ્રકારની સદુપદેશક વાતો વિજયાને ચાલતાં ચાલતાં કહેતા હતા. તબીયતને માટે બેદરકારી રાખવી સારી નહિ; એ સંબંધમાં કહેતાં કહેતાં તેમણે કહ્યું: " હા, તે અલ્પવયી છે ખરો; પરંતુ વૈદ્યકશાસ્ત્રમાં તેના જેટલો હુશીયાર બીજો કોઇકજ હશે. મોટા મોટા ડૉક્ટરો, નિદાન બરોબર નિશ્ચિત ન થવાથી આપણને ભળતું જ ઔષધ આપી, આપણા પૈસા ફોકટના પડાવી લે છે. તેમના કરતાં નરેંદ્ર હજાર દરજ્જે ગુણી છે અને તે ઔષધ પણ ઘણી જ કાળજીથી આપે છે."

આ વાતને કેટલાક દિવસ વીત્યા પછી એક દિવસે કચેરીમાંનું કામ આટોપી દયાળ બાબૂ અંદર આવ્યા અને તેમણે વિજયાને કહ્યું: " બેટા, હવે હું કાલીપદને બ્રાહ્મમંદિરમાં રાખી શકીશ, એમ જણાતું નથી."

વિજયાને પહેલેથી જ એની બ્હીક હતી. તે બોલી : " કેમ વારૂ ?"

" બેટા, જેને તારા ઘરમાં જ રાખતાં તને બીક લાગે છે, તેને હું પણ મારે ઘેર કોના બળપર રાખું ?"

વિજયા ક્રુદ્ધ થઈ બોલી : " પરંતુ, તે પણ મારૂંજ ઘર છે ને ?"

દયાળબાબૂએ ગચકાં ખાતાં કહ્યું: "હા બેટા. અમે સઘળા તારા આશ્રિત જ છીયે. પણ–"

"શું તેમણે તમને કાલીપદને તમારે ત્યાં ન રાખશો એમ કહ્યું છે?"

આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર આપતાં દયાળબાબૂને બીક લાગવા માંડી. તેમને મૂગા જોઇ સર્વ વાત વિજયાના ધ્યાનમાં આવી. તેણે કહ્યું: "તો પછી, તમે કાલીપદને મારે ત્યાં મોકલી આપો. તે મારા બાપનો નોકર છે. હુ તેને અપરાધ શિવાય રજા આપી શકીશ નહી."

ક્ષણવાર ચૂપ રહી દયાળે કહ્યું: "પણ, તેની વિરુદ્ધ વર્તવું સારૂં નહી, બેટા."

"તો પછી તમે મને શું કરવાનું કહો છો?" વિજયાનો આ પ્રશ્ન સાંભળી દયાળ બાબૂએ ધીમે ધીમે સહાનુકંપાથી કહ્યું: "કાંઇ બહુ મોટી અડચણ નથી. તે પોતે જ હમણાં પોતાને ગામ જવા માટે કહે છે. થોડા દિવસ ગામ જઇ આવી પછી આવશે."

આવી રીતે પોતાનું પ્રભુત્વ દુર્બલ થતુ જોઈ વિજયાએ ઉદ્વેગથી દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને દયાળબાબૂના કહેવાને સંમતિ આપી. વિજયાના ચહેરાપર ફેલાયેલી વિષાદની છાયા જોઈ દયાળને પણ ઘણું ખોટું લાગ્યું ખરૂં; પણ તે શું કરે?"

ગયા ચાર પાંચ દિવસમાં દયાળ બાબૂ તથા વિજયાની મુલાકાત થઈ નહી. વિજયાએ કચેરીમાં તપાસ કરી, તો ચાર પાંચ દિવસથી તેઓ કામપર પણ નથી આવ્યા એમ તેને જણાયું. આથી વિજયા સાહજિકજ ઉદ્વિગ્ન થઈ. માણસ મોકલી તેમની તપાસ કઢાવવાનો

તેને વિચાર થયો; પણ એટલામાં બહાર દયાળબાબૂની ઉધરસ તેને સંભળાઇ અને તે સાથે વિજયાનો જીવ નીચે બેઠો. તેણે દયાળને અંદર બોલાવ્યા. દયાળબાબૂની સ્ત્રી હંમેશ માંદી રહેતી હતી. છતાં તે બિચારા જેમ તેમ કરી પોતાનો પ્રપંચ ચલાવી લેતા હતા. પરંતુ, આ ચાર પાંચ દિવસમાં તો તેની તબીયત ઘણી જ બગડી ગઇ હોવાથી તેમનાથી કચેરીમાં આવી શકાયું નહી. દયાળ બાબૂ પાસેથી આટલી હકીકત જાણ્યા પછી વિજયાએ સહાનુભૂતિથી પૂછ્યું: "હવે આપનાં પત્નીને કેમ છે ?"

"હવે સારૂં છે. નરેંદ્ર બાબૂને પત્ર લખ્યો હતો. તે પ્રમાણે તેમણે કાલે સવારે આવી ઔષધ આપ્યું હતું. રોગનું નિદાન બરાબર થયું અને યોગ્ય ઔષધ મળ્યું એટલે માત્ર ચોવીસ કલાકની અંદર જ બાર આની ફાયદો થયો."

વિજયા અસ્પષ્ટ હસી બોલી: "ફાયદો કેમ ન થાય વારૂ ? તમો બધાનો તેમનાપર કેટલો બધો વિશ્વાસ છે ?"

દયાળે કહ્યું: "વિશ્વાસ ! અરે આ કોઇ અંધ વિશ્વાસ થોડો જ છે. અહીંયાં તો પ્રત્યક્ષ અનુભવ છે. અને ડૉકટર તરીકે પણ મનુષ્ય યોગ્ય છે. તેને જોતાં જ દરદીની અર્ધ ઉપરાંત બીક દૂર થઇ જાય છે અને તેને ઘણી ધીરજ આવે છે."

નરેંદ્રપરની વૃદ્ધની આ ભક્તિ જોઇ વિજયાને હસવું આવ્યું. દયાળ પણ હસવા લાગ્યા. તેમણે કહ્યું: "મને જે અનુભવ મળ્યો તે કહેવાનો મને અધિકાર જ છે. બેટા, એ કાંઇ તેના જ ઔષધની યોજના કરી ગયો છે એમ નથી; પરંતુ તારા ઔષધની પણ તેણે વ્યવસ્થા કરી છે. આમ કહી દયાળબાબૂએ ખીસામાંથી એક કાગળ

કાઢયો અને તે વિજયાના ટેબલપર મૂકયો. આ કાગળ તે વિજયાના ઔષધનું વ્યવસ્થાપત્ર-પ્રિસ્ક્રિપશન હતું. શરૂઆતમાં જ "વિજયા" આવા અક્ષરો વિજયાની નજરે પડયા. તે કાગળ પર નજર જતાંજ તે પરના ચોખ્ખા સુંદર વળણદાર અક્ષરો જાણે કે સુખકાર થઇ તેનું હૃદય હર્ષભરિત કરવા લાગ્યા. ક્ષણવાર માત્ર તેનો ચહેરો લજ્જાથી આરક્ત થયો. પરંતુ, તે સાથે જ મોઢાપર વિષાદની છાયા પ્રસરાતાં પણ વખત લાગ્યો નહી. દયાળનું તે તરફ લક્ષ જ નહોતું. તે તો પોતે બજાવેલી કામગીરીના આનંદમાં મશગૂલ હતો. તે બોલ્યો: "વિજયા, પણ આ ઔષધ સંબંધમાં હું ઉપેક્ષા થવા દઇશ નહી. અનુભવ લઇ જ જોવો. જો ફાયદો થાય તો ચાલુ રાખવું, નહિ તો બંધ કર્યું."

વિજયા પોતાની મનઃસ્થિતિ દયાળભાઇના લક્ષમાં ન આવવા દેતાં બોલીઃ "એમ વાયરાપર જાન મોકલે શો ઉપયોગ ?–"

ડોસો ગંભીરતાથી અને નિશ્ચયથી બોલ્યો, "છે હેહ! તે કાંઇ પૈસા કમાવવા માટે આ ધંધો કરતો નથી. જોયા–તપાસ્યા શિવાય તે કાંઇ પણ કરતો નથી. ગમે તે જાતનો એક પાલો આણ્યો, આ તેને કૂટયો અને ગમે ત્યારે ગમે તેને આપ્યો; આવો પૈસાચુંબક તે નથી. તેણે કાંઇ તને પોતાની આંખોએ જોયા શિવાય આ ઔષધ આપ્યું નથી."

વિજયા વિલક્ષણ વિસ્મિત થઇ બોલીઃ "શું તેઓ મને પોતાની બન્ને આંખોથી જોઇ ગયા? કયારે તેમણે જોઇ મને? મને તો કાંઈ સાંભરતું નથી. તમે કહ્યું હશે અને તેમણે ઔષધ લખી આપ્યું હશે!"

વારંવાર નકાર દર્શાવી દયાળે કહ્યું: "ના બેટા, એમ બિલકૂલ નથી. કાલ જ્યારે તું પાછલા બાગના દરવાજા પાસે ઉભી હતી, તેજ વખતે પાસેથી જતા પગરસ્તે જતાં જતાં ડૉક્ટર નરેંદ્રે તને સારી રીતે જોઇ. મને લાગે છે, તે તરફ તારૂં લક્ષ ન હોવાથી–"

વિજયાએ એકદમ વચમાં પૂછ્યું: "તેમણે શું સાહેબનો પોષાખ પહેર્યો હતો? માથા ઉપર હૅટ હતી, નહી?"

દયાળે મોટેથી હસીને કહ્યું: "તેને કોણ સાહેબ ન કહે? એ પોષાખમાં તો, એ બંગાલી છે એમ ઓળખી પણ નથી શકાતો. એ જ્યારે તે પોષાખમાં બ્રાહ્મમંદિરમાં આવી ઉભો રહ્યો, ત્યારે પ્રથમ તો મને એમ જ લાગ્યું કે કોઇ યૂરોપિયન ગૃહસ્થ મળવા માટે આવ્યો છે!"

નરેંદ્ર છેક પોતાની પાસે થઇને, નજર સામેથી ગયો, અને પોતે તેના સામું પૂરતું જોયું પણ નહી! તેણે એમ ધાર્યું કે લઢાઇને લીધે હમણાં હમણાંના વધી પડેલા આવતા જતા સોલ્જરોમાંનો કોઇ યૂરોપિયન ઑફિસર હશે; અને એથી ઉલટું તેણે તેના તરફ તિરસ્કાર દૃષ્ટિથી જોઇ પીઠ ફેરવી હતી. પણ–પણ તે નરેંદ્ર હતો એ અત્યારે જાણવામાં આવતાં જ તેના અંતઃકરણમાં અનુતાપનો વંટોળીયો ઉઠી આવ્યો અને તે ઘણી જ મલીન થઇ ગઈ. દયાળનું તે તરફ લક્ષ ન હતું. તે પોતાના મનમાં જ ગણગણતો હતો કે "હવે વચમાં માત્ર ચૈત્ર મહિનો જ છે. વૈષાખના પહેલા, બહુ તો બીજા અઠવાડીયામાં લગ્ન; અને આની તબીયત તો કાંઇ બહુ સારી જણાતી નથી; એમ ધારી મેં નરેંદ્રને કહ્યું, ડૉક્ટર સાહેબ, કાંઇ સારૂં ઔષધ આપો. લગ્ન પહેલાં, બરોબર પહેલાંના જેવીજ તબીયત થવી જોઇએ–" આગ-

ઊના શબ્દ ડૂસકાંના મોઢામાંને મોઢામાં જ રહ્યા. એકાએક દયાળ બાપુને ભયવિહ્વલ થએલા જોઇ વિજયા તેનું કારણ શોધવા લાગી; ત્યાં તો વિલાસ દિવાનખાનામાં આવી દાખલ થયો. તેને જોતાં જ વિજયા પણ આશ્ચર્યકિત થયા સિવાય રહી નહી. અંદર પગ મૂકતાં જ બધી હકીકત વિલાસના લક્ષમાં આવી અને તેના ચહેરા પર ક્રોધની છાયા પ્રસરવા લાગી. તેમાં વળી પોતે આવતાં જ દયાળ અને વિજયા ભયવિહ્વલ થયાં એ જોઇને તો તેનો સર્વ ક્રોધ ઉન્મત્તાવસ્થાએ જઇ પહોંચ્યો. તે વિજયાના ટેબલ પાસે જ એક ખુરશી ખેંચી લાવી મોટી પ્રૌઢતાથી તે પર બેઠો. ટેબલ પર પ્રિસ્ક્રિપ્શનનો કાગળ હજુ તેવો જ પડયો હતો. તે પર નજર જતાં જ તેણે અસહ્યપણે તે કાગળ હાથમાં લીધો અને ત્રણ ચાર વાર ઉલટા-સુલટી જોઈ ફરી ટેબલ પર મૂકયો અને બોલ્યો: " નરેંદ્ર ડૉક્ટરનું પ્રિસ્ક્રિપ્શન હોય તેમ લાગે છે ! અહીં કેવી રીતે આવ્યું ? ટપાલમાં આવ્યું ખરૂં કે ? "

વિલાસને તેના આ પ્રશ્નનો ઉત્તર કોઇના તરફથી પણ મળ્યો નહી. અત્યાર સુધી વિજયા તેરીને તેવી જ ઉભી રહી હતી. તે પાસેની બારી પાસે ગઇ અને બહારનો દેખાવ જોવા તરફ તેણે પોતાની આંખો રોકી. કાન માત્ર અંદર કામ કરતા હતા. વિલાસ મોટેથી હસીને ઉપહાસથી બોલ્યો: " ડૅાક્ટર તો જાણે એક નરેંદ્ર જ ! એટલે બીજાઓનાં ઔષધ બાટલીઓમાં ને બાટલીઓમાં જ સડી જાય. ભલે. પણ આ પ્રિસ્ક્રિપ્શન અહીં આવ્યું કેવી રીતે ? ઘણું કરીને પોસ્ટમાં આવ્યું હોવું જોઇએ ? "

દયાળબાબુને જૂઠું બોલવાની ટેવ હોત, તો આ ઝઘડો અહીં

જ પૂરો થયો હોત. પરંતુ, તેમને તે ટેવ ન હોવાથી તે ચુગાજ રણા-વિજયાએ તો તે તરફ દુર્લક્ષ જ કર્યું. પરંતુ એથી આ હિંસ્ર પ્રાણીના ક્રોધમાં વધારો થયો. પોતાની લાલચોળ આંખો દયાળ સામે તાકી તે બોલ્યો: " આપે તો અત્યાર સુધી મોટું લેક્ચર આપ્યું છે. દાદર ચઢતાં ચઢતાં મેં તે બધું સાંભળ્યું–કે આ પ્રિસ્ક્રિપ્શન અહીં કેવી રીતે આવ્યું ? "

અહીં આવી નોકરી કર્યા પછી થોડાજ દિવસના અનુભવથી દયાળ બાબુને વિલાસની એક વાઘના જેવી બ્હીક લાગતી હતી. એ હિંસ્ર પ્રાણીમાં જે ગુણ હતા, એ કાલીપદ પાસેથી દયાળ બાબુના જાણવામાં આવ્યા હતા. વિલાસના તે ક્રોધ અને પ્રશ્નથી દયાળ બાબુનો અંતરાત્મા વાયરાથી ઝાડનાં પાંદડાં હાલે તેમ હાલવા લાગ્યો. તે ઉત્તર આપવા માટે પ્રયત્ન કરવા લાગ્યા, પણ તેમની જીભ જ હાલી નહી. વિલાસ ક્ષણ માત્ર મુગો રહી પછી અધિક ઉગ્ર સ્વરે બોલ્યો: " તમારા કાન શું ઘરાણે પડયા છે ? મારા પ્રશ્નનો ઉત્તર આપો. "

માથા પર દારિદ્રયનો વૈભવ લઇ ભારાક્રાંત થએલ નોકર, માત્ર નોકરીના લોભથી કેવો પશુ કરતાં પણ પરતંત્ર અને અધોગામી થાય છે; એ બાબતનો વિચાર કરતાં જ મનમાં દયા આવે છે. દયાળબાબૂ ખુરશી પરથી ઉઠી નમ્રતાથી ખચકાતા ખચકાતા બોલ્યા; " હા–મેં જ તે પ્રિસ્ક્રિપ્શન આણ્યું છે. "

ક્રુદ્ધ થએલા બિલાડાની માફક ફી–સ કરી વિલાસે કહ્યું: 'ઠીક ઠીક ! બહુ સારો ઉદ્યોગ કરો છો ! ક્યાં મળ્યો હતો તે તમને ? "

દયાળે જેમ તેમ કરીને થોડામાં પોતાની હકીકત કહી. તે સાંભળી

વિલાસે મોટા તોરથી પૂછ્યું: " ગયા વર્ષનો હિસાબ પૂરો કરવાનું કહ્યું હતું, તે થયો કે?"

" ના થોડો રહ્યો છે. બે દિવસમાં પૂરો થશે."

" મુદતમાં કેમ પૂરો થયો નહી?"

" ઘેર મારી સ્રી માંદી હોવાથી રસોઇ વિગેરે મારે જ કરવું પડતું હતું. અને તેથી બે ચાર દિવસ મારાથી કચેરીમાં પણ આવી શકાયું નહોતું."

દયાળના અવાજની નકલ કરી વિલાસ વિદ્રૂપ સ્વરે બોલ્યો: કચેરીમાં પણ આવી શકાયું નહી! ત્યારે તો મેં તેજ વખતે બાબા-ને કહ્યું હતું કે, આવા ઘરડા ઝાંખરાથી કચેરીમાં કામ થઇ શકશે નહિ. હવે તમને રજા આપ્યા શિવાય છૂટકો નથી."

વિજળી ચમકે તે પ્રમાણે ક્રુદ્ધ થઇ વિજયા વિલાસ સામે આવી. તુરતજ કડકડાટ પણ થયો. " દયાળબાબૂ કોની નોકરી કરે છે, અને તેમને કોણુ અહીં લાવ્યું છે તે ખબર છે? આપના પિતાએ નહિ, પણ મેં તેમને આણ્યા છે અને તેઓ નોકરી પણ મારી કરે છે!"

આટલા રામાયણથી જ વિલાસે સમજી જવું જોઇતું હતું. પરંતુ આ–નખ–શિખાંત અપ્રબુદ્ધતા અને પ્રશ્રય એકઠાં થયાં હોવાથી પાછું પગલું ન ભરતાં, વિલાસે ઉલટ પોતાના સ્વરનો તાર અધિક ખેંચ્યો. " તેમને ગમે તેણે આણ્યા હોય, મારે તે સાથે કાંઇ કર્તવ્ય નથી. તેમણે કામ કર્યું કે નહી, એ મારે જોવાનું છે, અને તેટલી બાબતમાં હું તેમને જવાબદાર ગણીશ."

વિજયા બોલીઃ "તેમને ઘેર એવી અડચણ હોવાથી તેઓ આવી શક્યા નહિ, એ કાંઇ તેમનો અપરાધ નથી."

"એવી અડચણો બતલાવી બધાયે ઘેર રહેવા માંડે તો કચેરીનું કામ ચાલે કેમ ?"

વિજયા ક્રોધકંપિત સ્વરે બોલી: "બધાયે કાંઇ જૂઠું બોલતા નથી. બધાયે આપત્તિ-વિપત્તિનું બાનું કાઢતા નથી. અને તેમાં બાલમંદિરના આચાર્ય તો કદી પણ નહિ. અને હિસાબ પૂરો થવોજ જોઇતો હતો, તો તે તમે કેમ પૂરો ન કર્યો ? ચાર દિવસ તમે કેમ ફોકટના ગુમાવ્યા ? તમારે ઘેર શી અડચણ હતી ?"

અંધારામાં ચાલતાં ચાલતાં ઠેશ વાગવાથી મનુષ્ય જેમ અધિક માર્ગ-ભ્રષ્ટ થાય છે, તેવી જ સ્થિતિ વિલાસની થઇ. આ પ્રચંડ આઘાતપર પ્રતિઘાત કેમ કરવો એ તેને સુઝયું નહિ. તે ચીડાયા જેવો થઈ બોલ્યોઃ "તેમની ગેરહાજરીમાં શું મારે તેમનું કામ કરવું જોઇતું હતું ?"

તાબડતોબ વિજયાએ કહ્યું: "હા. તો પછી તમે તમારી નોકરી તે શી કરો છો ? તમે જે મહિને બસો રૂપીયા લ્યો છો, તે કાંઈ બગાસાં ખાવા માટે કે બીજા પર જૂલમ ગુજારવા માટે નહિ. કામ કરવા માટે જ પગાર મળે છે."

વિલાસની બિચારાની અક્કલ ગુંગ થઈ ગઈ. તેને એ કલ્પના જ નહોતી, કે મસ્તક પર આવો વજ્રાઘાત થશે. તે બોલ્યોઃ "એટલે ? હું આપનો નોકર ? આપનો તાબેદાર ?"

વિલાસના આવા અનેક ઉદ્ધત ઉત્પાત સહન કરી કરીને આજ

સુધી દાબી રાખેલો વિજયાનો ક્રોધ એકાએક જાગ્રત થાય એ સ્વાભાવિક હતું. વિલાસનો ઉપરનો પ્રશ્ન સાંભળી તે અધિક ક્રુદ્ધ થઇ અને બોલી: "કામ કરવા માટે જેને પગાર આપવામાં આવે છે તેને નોકર સિવાય બીજું શું કહી શકાય ? આજ સુધી આપના અનેક અત્યાચાર મૂગા મૂગા સહન કર્યા, એટલે તમે અધિક જ ચઢી ગયા. તમારી જ અસભ્યતા અને ઉદ્ધતાઇને લીધે મારે આજે આમ સ્પષ્ટ બોલવું પડ્યું. જાઓ. શેઠ અને નોકર આ સંબંધ લક્ષમાં રાખીને હવે પછી તમે વર્તજો. મારા બીજા નોકરો ચાકરો જેમ પોતપોતાનું કામકાજ કરે છે, તેમ તમારે પણ કરવું જોઇએ. અને એ જો તમને કબૂલ ન હોય, તો તમને રજા આપી એમ તમે સમજજો, અને કચેરીમાં આવવાની પણ તસ્દી લેશો નહિ."

આટલા દિવસ પર્યંત વિલાસની કમાન ચઢતી જતી હતી. તેને કદી સ્વપ્નમાં પણ તે તૂટશે આવી શંકા ન હોતી. અને તેથી આ વખતે તે ચીડાઈ જઈ બોલ્યો: "આ સાહસ તમે—"

તેને આગળ ન બોલવા દેતાં વિજયા બોલી: "દુઃસાહસી હું નહિ, તમે છો! મારી જમીનદારીમાં નોકરી કરી મારા પર જ જુલમ કોણે કર્યો ? તમે કે બીજા કોઇએ ? માલીકનું અનાજ ખાઇ તેનીજ સાથે નિમકહરામી એક પશુ પણ કરતું નથી! મારા નોકરોને નોકરીમાંથી કમી કરનાર તમે કોણ ? મારે ઘેર આવેલા નિમંત્રિત ગૃહસ્થનું અપમાન કરવાનો તમને શો અધિકાર હતો ? તમે શું તેને સભ્યતા સમજો છો કે બ્રાહ્મધર્મીયનું કર્તવ્ય સમજો છો ?"

આ નિમંત્રિત ગૃહસ્થ કોણ, એ તુરત જ વિલાસના લક્ષમાં આવ્યું અને તેથી તે ચીડાયલા વાઘની માફક ફડકો મારી બોલ્યો:

" નિમંત્રિત ગૃહસ્થનું નસીબ મોટું, કે તે બચ્યો. નહિં તો તે દિવસે તેને ખબર પડી હોત કે વિલાસના હાથમાં કેટલી શક્તિ છે. બદમાસ, પાજી, લોફર! ફરી જો તે મને મળે, તો–"

વિલાસની આ બૂમાબૂમથી, તેની વિલક્ષણ હસ્તચેષ્ટાઓથી અને ધડાધડ પગના અફાળવાથી ઘરમાંના સઘળા નોકર ચાકર તેનું આ નાટક જોવા માટે એકઠા થયા હતા. પણ એથી તેના ચિત્તમાં લેશમાત્ર પણ લાજ ઉત્પન્ન થઇ નહિ. માત્ર, આ અસભ્ય અવિચારી સાથે ટંટો કરવાનો વિજયાને કંટાળો આવ્યો. તે હવે ઘણી શાંત થઇ ગઇ; પણ ઉદ્વિગ્ન સ્વરે બોલી: " તે દિવસે તેના શરીર પર હાથ નાંખવાની તમને બુદ્ધિ થઇ નહિ, એ તેનું નસીબ નહિ પણ તમારૂં નસીબ સમજો. તમારા જેવા ચાર પાંચ માણસોને તો સહજ રમતમાં ફેંકવાનું સામર્થ્ય તેનામાં છે. બાકી, એ ખરૂં કે જો તમે તેનાપર હાથ નાંખ્યો હોત, તો તે દિવસે તો તમને તેણે ક્ષમા કરી હોત. કારણ કે, તે સુશિક્ષિત ડૉક્ટર હોઇ સભ્ય છે. પથારી પર પડેલી માંદી સ્ત્રી સામે તેણે કદાપિ એવું પશુ–તુલ્ય આચરણ ન કર્યું હોત. ભવિષ્યકાળ માટે તમે માત્ર સાવધ રહેજો. હવે જો એવા અસભ્ય શબ્દ તેના સમક્ષ ઉચ્ચાર્યા અને તેના શરીર પર હાથ ઉગામવાનો પ્રયત્ન કર્યો ને, તો તેના ખીસામાંની સાત બારી પિસ્તુલ તમારા કપાળ સામે તકાશે. હવે કાંઇ તે એકલા ડાક્ટર જ નથી, પરંતુ લેફ્ટનંટ છે. જાઓ, હવે ઘેર જાઓ. બહુ બૂમાબૂમ સાંભળી લીધી." આમ કહી પ્રત્યુત્તરની વાટ ન જોતાં, દીવાનખાનાનું બારણું બંધ કરી વિજયા અંદર ચાલી ગઇ.

# પ્રકરણ ૧૯.



વિલાસે મોટી આશાથી બાપ પાસે ફરીયાદ કરી; પરંતુ બધી એકંદર હકીકત સાંભળીને, ક્રોધથી, નિરાશાથી અને ઉદ્વેગથી રાસબિહારીની સ્થિતિ ગાંડા જેવી થઈ ગઈ, અને તેનો બ્રાહ્મ જ્ઞાનનો અને નિરાકાર ભક્તિનો મીનારો ગડગડ ગબડી પડયો. છોકરાનો ખૂબ તિરસ્કાર કરી તે બોલ્યો: " બેઅક્કલ, મૂર્ખ, તારૂં પોતાનું હિત અહિત પણ તું સમજી શકતો નથી ? પોપટના જેવાં પંખીઓ પણ ભણાવેલું વિસરતાં નથી; પરંતુ તને આટઆટલું શીખવાડેલું બધુંયે ફોકટ ગયું. તું ધારતો હતો કે, વિજયા પર જેટલો જૂલમ કરીશું, તે બધો તે સહન કરશે ! તને કહી કહીને થાકયો, કે અલ્યા, લગ્ન થતાં સુધી, તે કહે તેને ડોકું ધુણાવી હાજી હા ભણતો જા. પણ મારૂં સાંભળે કોણ ? આટલી મોટી જમિનદારી ઘેર ચાલીને આવતી હતી, તે યે ગઇ અને મહિને બસો રૂપીયા મળતા હતા તે પણ ગયા. તને હજાર વાર કહ્યું હતું કે નોકરોને રજા આપવી, તેમને ગાળો દેવી, એવાં કામ એટલામાં જ કરતો ના. ક્ષણે ક્ષણે તને સાવધ કરતો હતો. છતાં પણ ઉઠતાં ને બેસતાં તું નરેંદ્રની નિંદા કરતો હતો. પણ તારી એ નિંદાથી હીરાનો કાચ ઓછો જ થવાનો છે ? અરે, તે અહીંથી કલકત્તે ગયો તે બરોબર જ તેને ચારસો રૂપીયાની નોકરી મળી; અને હવે તો તેને હજાર કે આઠસો રૂપીઆ મળે છે !

તેની નિંદા ન કરતાં જો તેનાં વખાણુ કરીને તેં તારો કાર્ય ભાગ સાધ્યો હોત;-પરંતુ અસભ્યતા તો તારાં રૂંવેરૂંવામાં ઓતપ્રોત ભરેલી છે. જા અહીંથી કાળુ કર. જન્મદરિદ્રી, ભિખારી, કપાળફૂટ્યો!"

વિલાસને પણ એમ લાગતું હતું ખરૂં કે બન્યું એ ઠીક ન થયું. તે તો એમજ ધારતો હતો કે આમ થશેજ નહી. પરંતુ તે પ્રમાણે થતાં જ આશા-ભંગથી તેના હૃદયને જે ધક્કો લાગ્યો, તેનાથી તે અધિક મલીન, નિસ્તેજ અને વિષણ્ણ થયો. ચાર નોકર ચાકરે તેની અપ્રતિષ્ઠા સમક્ષ જોઇ હોવાથી બહાર મોઢું દેખાડતાં પણ તેને લાજ આવવા લાગી. પુત્રની આ ઉદ્વિગ્નતા જોઇ રાસબિહારીએ આખો દિવસ માથું ખંજવાળવામાં ગાળ્યો. ફક્ત ધૂર્તતા અને સ્વાર્થ-સાધુતામાં જ તેનાં ઘણાં ખરાં વર્ષ નિર્ગમન થએલાં હોવાથી શું કરવું અને બગડેલી ગડી કેમ બેસાડવી એ ઠરાવવાને માટે તેને ઘણો વખત લાગ્યો નહી. છતાં ચિંતાએ તો ડોસાને આખો દિવસ ગાંડો કરી મૂક્યો હતો. બીજે દિવસે સવારે થોડોક દિવસ ચઢે પોતા-ની ધૂર્તતાપર શાંતિ, ગાંભીર્ય અને સહાસ્યતાના થર પર થર ચઢાવી ડોસો પોતાની લાકડી પર ભાર દેતો દેતો વિજયા પાસે આવી દાખલ થયો.

ક્રોધના આવેશમાં પોતે જે કાંઇ બોલી-ચાલી, તેને માટે વિજ-યાના મનમાં પણ વિલક્ષણ લજ્જા ઉત્પન્ન થઈ હતી. ઘરમાંના સઘળા નોકર-ચાકરોની હાજરીમાં પોતે જે નાટક કર્યું, તે હવે આખા ગામમાં વિદિત થયું હશે, અને પુરુષ તથા સ્ત્રીવર્ગમાં તેની કેટલી જાતજાતની રંગાવૃત્તિઓ નિકળતી હશે, આવી આવી કલ્પનાઓથી બારીમાંથી ડોકું કાઢીને બહાર જોવાની પણ તેને શરમ આવી. તેમાં

વળી શરમની મુખ્ય વાત તો એ કે, પોતે જેને નોકર કહી તેનું અપમાન કરવાની બાકી રાખી નહોતી, તેનીજ સાથે થોડા દિવસમાં પોતાનાં લગ્ન થવાનાં છે; અને એ વાત સર્વના જાણવામાં પણ આવી ચૂકી છે. આ વિચારથી તો વિજયાને તે ગામમાંથી જ ક્યાંક બહાર ચાલી જવાનો વિચાર આવ્યો. રાસબિહારી જ્યારે ધીમે ધીમે ઘરમાં આવી એક ખુરશી પર બેઠો, ત્યારે આવાં જ કારણોથી તે તેના સામું જોવાની હિંમત કરી શકી નહિ. વિલાસ ક્રોધમાંને ક્રોધમાં ચાલી ગયા પછી, વિજયાને એવી બીક હતી કે, રાસબિહારી તુરતજ આવી ફરી એ ઝઘડો ઉથલાવશે. પરંતુ એક તો રાસબિહારી બીજે દિવસે આવ્યો; આવ્યો તે શાંત અને ગંભીર ચહેરે આવ્યો અને કલ્પનાની તદ્દન જ વિરૂદ્ધ બાજુથી તેણે બોલવાની શરૂઆત કરી. તે હસતાં હસતાં બોલ્યોઃ " બેટા વિજયા, એ જાણીને મને જે આનંદ થયો, એ કહેતાં પણ પૂરો થઇ શકે તેમ નથી. તું ધારતી હઇશ, કે હું જેમ આવ્યું તેમ બોલું છું; પણ તે નિરાકાર પરબ્રહ્મના સોગન લઇ કહું છું કે, ખરેખર જ મારા મનને ઘણું સમાધાન થયું છે. ગઇ કાલે જ તારી પાસે આવી મેં આ આનંદ વ્યક્ત કર્યો હોત; પણ ખાંસીયે ફરીથી ઉથલો ખાધો હોવાથી મારાથી બહાર નીકળાયું જ નહિ. ચિરંજીવ થા છોકરી. હું પણ તેજ ઇચ્છું છું. આજ મારી મોટી ચિંતા દૂર થઇ." આમ કહી અત્યંત ઉચ્ચ ભાવનાથી વિજયાના લક્ષમાં આવે એવો શ્વાસ છોડી, તે ફરી બોલવા લાગ્યોઃ " સર્વ શક્તિમાન્ મંગલમય પરબ્રહ્મ પાસે મારી એજ પ્રાર્થના છે કે, સારો હો કે નરતો હો; સુખમાં હો કે દુઃખમાં હો; પરંતુ આપણો જે ધર્મ, જે સત્ય છે તેનાથી તે આપણને દૂર

ન કરે." આમ કહેતાં કહેતાંજ રાસબિહારીએ બન્ને હાથ કપાળે જોડી-ઘણું કરીને તે સર્વ શક્તિમાન્ પરમેશ્વરને જ નમસ્કાર કર્યાં અને એ ભાવનામાં તે કેટલીક વાર સુધી તો તલ્લીન થઇ ગયો. પછી ધીમે ધીમે આંખો ઉઘાડી, જાણે દયાર્દ્ર દૃષ્ટિથી દુનિયા સામું જોવા લાગ્યો. અમૃતના જેવો મિષ્ટ સ્વર કરી તે બોલ્યો: " હું તો મારે સાદો ભોળો છું. આ સંસાર તરફ પહેલેથી જ મારૂં મન નથી. અને એથી આટલી વ્યવહાર-ચતુરતા વિલાસમાં આવી ક્યાંથી, એનું ખરેખર, મને આશ્ચર્ય લાગે છે. મારી આટલી ઉમ્મર થઇ, પણ તેના જેવો વ્યવહારદક્ષ અને કર્તવ્ય-તત્પર તરૂણ મેં આજ સુધી કોઇ જોયો નથી. તેને નથી કોઇ જાતનો શોખ, નથી કોઇ જાતનું વ્યસન, અને શરીરસ્વાસ્થ્ય તરફ તો તેનું લક્ષ જ નથી. ત્યારે જ મેં ધાર્યું હતું કે, એ ધીમે ધીમે કર્તવ્યકઠોર અને ન્યાય-નિષ્ઠુર થશે. સંસારનું રહસ્ય આ કાંઈ પણ સમજશે નહિ."

આ બાજુ રાસબિહારી ઘણી જ દક્ષતાથી બડબડ કરતો હતો, અને બીજી બીજુ વિજયા મૂગી મૂગી એ બડબડ સાંભળતી હતી. પોતાના લવારાનું કાંઇ પણ પરિણામ વિજયા પર થાય છે કે નહિ, એ કાકદૃષ્ટિ રાસબિહારી જોતો હતો, અને ધીમે ધીમે એકએક શબ્દ ત્રાજવામાં તોલી તોલીને બોલતો હતો. તે બોલ્યો: ' બેટા, એવી કહેવત છે કે, " ઘણું તે થોડા માટે." તેજ તરાહ આ વિલાસની. તેને કર્તવ્ય પ્રાણ કરતાં પણ અધિક પ્રિય લાગે છે. કોઇ સારૂં કાર્ય હાથમાં લીધું, એટલે પછી તે પૂરૂં થતાં સુધી તેને ખાવું પીવું પણ સૂઝતું નથી. કર્તવ્ય શિવાય બીજું કાંઇ પણ તેને સૂઝતું નથી. અને કામમાં ચોરી રાખવી, એ વાત તો તેના અંતઃકરણને બાણના જેવી

ખુંચે છે. પરંતુ, એ બધું જો ખરૂં હોય, તો પણ, મારૂં એ કહેવું છે કે, જે સન્માનનીય છે, તેનું શું માન ન રાખવું જોઇએ? દયાળબાબૂ જેવા વૃદ્ધ ગૃહસ્થની પણ ભૂલ તરફ દુર્લક્ષ ન કરવું જોઇએ? હવે જો કે એ ખરી વાત છે કે, જ્યાં અપરાધ કર્યો. એટલે પછી ત્યાં ગરીબ, શ્રીમંત કે વૃદ્ધ, તરૂણ આવો ભેદાભેદ ન્યાય જોતો નથી. પરંતુ, કાંઇ અક્ષરે અક્ષર તે પ્રમાણે વર્તવું જ જોઇએ એમ નથી. કામ ન કરવું એ દોષ છે અને તેની ખબર ન આપવી એ તો ગુરૂતર દોષ કહેવાય, એ હું સમજું છું. કચેરીના મુખ્ય ઉપરીએ કામ કરવાની જે પદ્ધતી ઠરાવી હોય, તે તોડવી એ અત્યંત અનુચિત છે એ ખરૂં; પણ દયાળબાબૂ જેવાની બાબતમાં પણ એ જ ન્યાય! છિત્ છિત્! આ કર્તવ્યતત્પર તરૂણોની ભૂલજ અહીં થાય છે. મોટમોટા યુરોપીયન ઓફિસરો વિલાસની આ કર્તવ્યનિષ્ઠાનાં ફાવે તેટલાં વખાણ કરો, તેઓ તેને ફાવે તેટલો મોટો સમજો; પરંતુ હું તેને કદી પણ સારો કહીશ નહિ. ઇશ્વરની દયાથી હજુ સુધી તો મેં કાંઇ અસત્ય ભાષણ કર્યું નથી. અને મારા પોતાના છોકરાની બાબતમાં પણ હું મારૂં સત્ય છોડવાનો નથી. હું કહું છું, કામ આજ નહિ તો ચાર દિવસ પછી થયું હોત. થોડું ઘણું નુકસાન પણ થયું હોત. પરંતુ, તેટલા માટે બીજાના દોષ તરફ ક્ષમાદૃષ્ટિથી જોવું નહિ, એ તો મને અન્યાય લાગે છે. હવે એ પણ ખરૂં છું કે, સંપત્તિનું દક્ષતાથી સંરક્ષણ કરવું એ ગૃહસ્થનો ધર્મ છે. વિલાસને તો તારી આ નોકરી, એક મહત્કર્તવ્ય લાગે છે. તારી આ જમીનદારીના વ્યવહારમાં સહેજ પણ ભૂલ ન થાય, એટલા માટે તે કેટલી બધી કાળજી રાખે છે. મારા જેવા વિરક્તને એ બધું ચમત્કારિક જણાય છે; પણ જેને

સંસારમાં રહેવું છે, તેની દષ્ટિથી તો એ કર્તવ્ય જ કહેવાય. વિલાસની આ દક્ષતાથી તારી જમિનદારીની એક સરખી વૃદ્ધિ થતી જાય છે. આ જમિનદારી બમણી તો શું; પણ દસગણી વધે, તો પણ હું આશ્ચર્ય પામીશ નહિ. કારણ કે, જ્યાં વિલાસ છે, ત્યાં વૃદ્ધિ થવાની જ. તથાપિ, કોઈએ થોડી ભૂલ કરી, તો શું આપણે આપણા હૃદયની મોટાઇ પણ ગુમાવવી જોઇએ ? અને મનુષ્યનો જન્મ શું ફક્ત વિત્તના સંરક્ષણ માટે અને વૃદ્ધિ માટે જ થએલો છે ? છટ છટ ! તે અનંત, અપાર, દયામય, નિરાકાર, પરબ્રહ્મના ચરણકમલની અક્ષય્ય જોડ લાભે, તે અક્ષય્ય પુણ્યમય સાંનિધ્ય મળે, તે પવિત્ર વાતાવરણમાંજ આખું આયુષ્ય જાય, એજ ખરૂં જોતાં આપણ મનુષ્ય પ્રાણીઓની ઇતિકર્તવ્યતા છે. અને તે ભૂલ્યો તેટલા માટે વિલાસને સારી શિક્ષા થાય, એવી ઘણા દિવસથી મારી ઇચ્છા હતી તે યોગ આજ આવ્યો. અને ખરેખર, તેં તેનાં અંતશ્ચક્ષૂ ઉઘાડયાં, એ માટે બેટા, હું તારો ખરેખર ઋણી છું. કાલ આખો દવસ ભગવંતનાં ચરણો પાસે હું પ્રાર્થના કરતો હતો કે, હે નિરાકાર નિર્ગુણ દેવાધિદેવા, મારાં આ બન્ને છોકરાંને ચિરાયુ કર અને તેમને તારા જ્ઞાનમય પ્રકાશમાં લે."

રાસબિહારીના પ્રાસ્તાવિક ભાષણથીજ વિજયાની લડાઇ-ઝઘડો થવાની બીક દૂર થઇ હતી. તેમાં વળી, તેનું આ વત્સલમય, સકરૂણ, સદુપદેશક અને અનુભવયુક્ત મીઠું-ઘણું જ મીઠું ભાષણ સાંભળી, તે ડોસાના અંતઃકરણને માટે વિજયાને જે આશંકાઓ હતી, તે બધીયે દૂર થઇ, અને આ ખરો બ્રાહ્મ, ખરો સાધુ અને ખરો મનુષ્ય છે આમ તેને લાગ્યું. જો ગઇ કાલનો ઝઘડો થયો ન હોત અને

વિજયાનું ચિત્ત વ્યગ્ર અને ઉદ્વિગ્ન ન થયું હોત, તો તેને રાસબિહારીનું આજનું આ ભાષણ કંટાળાભર્યું લાગ્યું હોત. વિજયા મૂગી બેઠી હતી અને તેનો કરમાયલો ચહેરો થોડા થોડા પ્રમાણમાં ખૂલતો જતો હતો. એ જોઇ રાસબિહારી પોતાના તત્ત્વજ્ઞાનના વ્યાખ્યાન માટે મનમાં ને મનમાં ખૂષ થઈ ફરી બોલવા લાગ્યો. જાણે આસપાસના પવિત્ર વાતાવરણને ઉદ્દેશીને બોલતો હોય, તેમ બોલ્યોઃ " મારાં આ બન્ને અપત્યો એકમેકને કેટલાં બધાં યોગ્ય છે. એકના અંતઃકરણમાં વિલક્ષણ કર્તવ્યદક્ષતા, તો બીજાના અંતઃકરણમાં તે કરતાં પણ અધિક સ્નેહ, મમતા અને ક્ષમા. એકને વ્યવહારનું ગાંડુ તો બીજાને પારમાર્થિક પ્રેમ. એક સદ્દઘમશીલ તો બીજું દયાશીલ ! ખરેખર, પરમેશ્વરનો આમાં અતિ ઉચ્ચ હેતુ જણાય છે. જ્યારે આ બે જણ સંસાર–રથ ચલાવા માંડશે, ત્યારે આ કંટકમય જગત્‌માં સ્વર્ગ લોક અવતર્યાનું જણાયા વિના રહેશે નહિ. પરમેશ્વર પાસે મારી એટલીજ પ્રાર્થના છે કે, એ સ્વર્ગમય સંસાર–સૌખ્ય જોવાનું ભાગ્ય, ઓછામાં ઓછી એક પળ તો મને મળો. " આમ કહી તેણે સામેના ટેબલ પર ભક્તિભાવથી માથું ટેકવ્યું. આવું પવિત્ર મસ્તક તે ટેબલપર ટેકાય, એ તે ટેબલનું પણ ભાગ્ય કહેવું જોઇએ. ધીમે ધીમે માથું ઉંચું કરી રાસબિહારી વિજયા તરફ વળી બોલ્યોઃ " પુત્રી, કર્તવ્યદક્ષતા પ્રમાણેજ વિલાસની ધર્મનિષ્ઠા માટે પણ તને કાંઇ કહેવું જોઇએ એમ નથી. તેને પોતાનો બ્રાહ્મ ધર્મ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે. બ્રાહ્મ મંદિરની સંસ્થાપના વખતે તેણે રાત દિવસ જે અવિશ્રાંત પરિશ્રમ કર્યો હતો, તે જોઇ મોટા મોટા બ્રાહ્મ-ઋષિઓ, આચાર્યો હજુ પણ તેનાં વખાણ કરે છે. બેટા વિજયા, તારા સંબંધમાં મારી

ઘણી જ ભૂલભરેલી સમજુતી હતી. મારા વિલાસનું હું જેટલું કલ્યાણ ઇચ્છું છું, તે કરતાં તું ઓછું ઇચ્છે છે; તેના હિતની કાળજી હું જેટલી રાખું છું, તે કરતાં તું ઓછી રાખે છે; અને તેને મેં જેટલો ઓળખ્યો છે તે કરતાં તેં ઓછો ઓળખ્યો છે, આમ જ હું સમજતો હતો. પરંતુ એ મારો ભ્રમ હતો ! અરે મોટો ભ્રમ! તું તેનું હિત મારા કરતાં પણ અધિક જુએ છે. તેના કલ્યાણની ચિંતા મારા કરતાં પણ તને અધિક છે. એ ગઇ કાલના બનાવથી જ પૂરૂં મારા અનુભવમાં આવ્યું છે. એની ભયંકર કાર્યતત્પરતા માટે કોઇએ પણ તેના કાન ઉઘાડવાના હતા જ અને એ કામ તારા જેવા નાજુક હાથે થયું, એ પરથી જ હું કહું છું કે, તું તેની ખરી હિતચિંતક છે. નહીં તો પણ તું તેના ધર્મ-અર્થ-મોક્ષ સર્વની સહધર્મિણી છું. તારા જ હાથમાં તેનું કલ્યાણ અકલ્યાણ છે. તારી શક્તિ અને તારી બુદ્ધિ એ બન્નેથી તમારૂં જીવન સાર્થક થાઓ. મારી આ આશા કાલના બનાવથી નિઃશંક થઇ હોવાથી જ મારા આનંદની સીમા રહી નથી. નહી તો પણ આ વૃદ્ધના આનંદને હવે તમારા બન્નેના સંસાર સુખ અને આત્મધર્મ શિવાય બીજું કાંઇ કારણ જ રહ્યું નથી. હવે, વિલાસની બાબતમાં ચિંતા કરવાનું મને કાંઈ કારણ રહ્યું નથી. તેનું ભવિષ્ય જીવન તારી સંગતિથી સુખી થશે, એ માટે હવે મને બીલકુલ પણ શંકા નથી. બેટા, વિલાસના સંબંધમાં તારા ચિત્તમાં આટલી બધી હિતાકાંક્ષા છતાં, તેં એ આજ સુધીમાં મારી નજરે કેમ ન આવવા દીધી ? ખરેખર, આજ મારો આત્મા સાનંદાશ્ચર્યથી પ્રસન્ન થયો છે.”

ડોસાના આ ભાષણથી વિજયાનું ચિત્ત થરથર્યું અને તેનું આખું

શરીર રોમાંચિત થયું. પોતાનું કામ ઘણું ખરૂં સધાયું એ રાસબિહારીના લક્ષમાં આવતાં જ ઘડીયાળ તરફ જોવા જેવું કરી તે એકદમ ઉઠયો અને આશ્ચર્ય દર્શાવી બોલ્યો: " અરર! દસ વાગી. ગયા ! મારે તો હજુ દયાળ પાસે જવાનું છે. આજ તેની પત્નીની તબીયત જોવા જવાનો વિચાર છે. "

અત્યાર સુધી વિજયા મુગી બેસી રહી હતી. તે શાંત સ્વરે બોલી: " તેની તબીયત કેવી છે ? "

" છે, ઠીક છે. ધીમે ધીમે સુધરતી જાય છે. " આમ કહી ડોસો પોતાની લાકડી લઈ ઉઠયો અને બારણા તરફ બે પગલાં ભર્યાં. એટલામાં પહેલેથી જ બધી શબ્દ–યોજના કરીને આવ્યો હોવાથી તે પ્રમાણે તે પાછો ફર્યો અને થોડું સ્મિત કરી બોલ્યો: " પણ હું તને જે કહેવા માટે આવ્યો હતો તે તો વિસરીજ ગયો. " આમ કહેતાં કહેતાં તે ફરી પોતાની ખુરશી પર આવી બેઠો. " બેટા વિજયા તને મારી એક વિનંતિ છે, તે તારે માન્ય કરવી જોઈએ. બોલ જો, માન્ય કરીશ ? "

ડોસાના આ શબ્દ સાંભળી વિજયાનું મન ભયાકુલ થયા શિવાય રહ્યું નહીં. તે અસ્પષ્ટતાથી બોલી: " કરીશ, કહો. "

" બેટા, કાલના બનાવને લીધે વિલાસે માત્ર ખાવું પીવું છોડયું છે એટલું જ નહિ, પરંતુ પશ્ચાત્તાપથી તેની સ્થિતિ તદ્દન ગાંડા જેવી થઇ ગઇ છે. છતાં પણ મારૂં તને એ કહેવું છે કે આ વખતે તારે થોડું કઠોર થવું. વિલાસ ગઈ કાલે માનાપમાનની કલ્પનાથી આવ્યો નહી હોય અને આજ પણ કદાચિત્ આવશે નહી. પરંતુ આજ નહી તો કાલ પણ તે તારી પાસે આવ્યા વિના રહેશે

નહી; અને તે પણ તારી ક્ષમા માગવા માટે. અનુતાપ દર્શાવવા માટે-પણ નહિ, તારે તો તેને ક્ષમા કરવી જ નહિ. તેમાં પણ પહેલી વાર તો નહિ જ. તેના અંતઃકરણને સારી ધાક બેસવી જોઈએ. ભોગવવા દે હજુ તેને બે વધારે દિવસ એ અનુતાપનું દુઃખ !" વળી થોડી વાર ચૂપ રહી તે આનંદાશ્ચર્યથી બોલ્યો: "સમજ્યો. એ સંબંધમાં તારા અંતઃકરણમાં કેટલું કષ્ટ થાય છે, અને થએલ બાબત માટે તને પણ કેટલો અનુતાપ થાય છે એ હું સમજું છું. તથાપિ તારે બે દિવસ કઠોરતા ધરવી જ જોઈએ. તે વિના વિશ્વાસની એ ફોકટની કર્તવ્યનિષ્ઠા સહેજ પણ કમી થશે નહી. મારૂં તો તને એટલે સુધી કહેવું છે, કે જો તે તને મળવા માટે આવે તો તારે તેની બે દિવસ સુધી મુલાકાત પણ ન લેવી. આ જમિનદારીના વ્યવહારથી તેનું અંતઃકરણ ઘણું જ રૂક્ષ થઇ ગયું છે, તે થોડું તો લીલું થવું જોઇએ. હું એ સમજું છું કે તારાથી તેની મુલાકાત કર્યા વિના બે દિવસ રહેવાશે નહી; પણ તારે રહેવું જોઇએ." હવે તો ડોસો ઉઠયો અને ઘરની બહાર નીકળી રસ્તે પડયો.

રાસબિહારી ગયો તો પણ વિજયા તો જે જગા પર બેઠી હતી ત્યાંજ નિશ્ચલ બેસી રહી. નાના પ્રકારના વિચારોની લહેરો પર લહેરો તેના ચિત્તપરથી વહેતી જતી હતી અને તે સર્વનો નિષ્કર્ષ કાઢવામાં તે ઘણી જ ચકચૂર થઈ ગઇ હતી. ગઇ કાલે થએલો ટંટો ઘણે ભાગે વૃદ્ધિંગત થશે આવી તેને બીક હતી; છતાં એ ઝઘડો આવી રીતે શાંત થઈ ગયો, એટલું જ નહી પણ જે બનાવ બન્યો હતો, તે થવો જ જોઈતો હતો આમ ઉલટું તે ડોસાએ તેને સમજાવ્યું હોવાથી, સાહજિકજ તેને આશ્ચર્ય લાગ્યું. રાસબિહારીના આવતાં

પહેલાં તે પોતાનું મન કઠોર કરવાનો પ્રયત્ન કરતી હતી ખરી. પરંતુ, તે વિલાસને ક્ષમાદાન કરવું નહી, આવા વિચારથી નહી; પણ આજ જો કદાચ એ પિતા–પુત્રની જોડી કાલનો આઘાત સવ્યાજ પાછો ફેરવવા માટે, પ્રતિઘાત કરવા માટે આવે, તો તે સહન કરવા માટે. પણ થયું એ તો ઘણું જ વિપરીત થયું. વિલાસ ક્ષમા માગવા માટે આવશે અને રાસબિહારી ખાસ સૂચના કરે છે કે તારે તેને ક્ષમા કરવી નહી ! આ બધાનો અર્થ તેના લક્ષમાં આવ્યો નહી. રાસબિહારી ઘરની બહાર ગયા પછી, તેની છાતીપરથી બીકનો ભાર દૂર થયો, એટલું જ નહી પણ આગલા દિવસોમાં બનેલા નાનામોટા પ્રસંગોને લીધે તેના ચિત્તમાં રાસબિહારી સંબંધી ધીમે ધીમે જે અશ્રદ્ધા વધતી જતી હતી તે પણ દૂર થઇ; અને આવા ઉદારચરિત ગૃહસ્થ માટે અશ્રદ્ધા રાખી એટલા સારૂ તેને ખરાબ પણ લાગ્યું. આ વૃદ્ધ અનુભવી ગૃહસ્થને ન ઓળખવાને લીધે જ આજ સુધી પોતાના મનમાં અનેક શંકા કુશંકાઓ વાસ કરી રહી હતી, અને ઘણું કરીને બાવાએ પણ આ ગૃહસ્થને પુરા ન ઓળખ્યા હોવાને લીધે જ તેઓ એમના પર વિશ્વાસ રાખતાં બીતા હતા. ખરે ખર આ વૃદ્ધને અમે બન્નેએ અન્યાય જ કર્યો! જેણે પોતાના છોકરાનો અપરાધ સ્પષ્ટ કબૂલ કરી તેને ક્ષમા કરી નહી, અને બીજાને પણ જેણે ક્ષમા ન કરવાની વિનંતિ કરી, તેનું અંતઃકરણ અમારા જેવું નાનું નહી પણ સાગર જેવડું મોટું હોવું જોઇએ આવો વિજયાને વિચાર આવ્યો અને એવી રીતે તે રાસબિહારીનાં મનમાં વખાણ કરવા લાગી. અને વિલાસ! તેનો પણ શો અપરાધ? તેનાં ક્રોધ, અત્યાચાર અને અવિચારના મૂળમાં શું છે? નિર્વિકાર અને એકનિષ્ઠ

પ્રેમબાહુલ્ય ! જ્યાં ખરો પ્રેમ હોય છે, ત્યાં જ પાપશંકા હોય છે. એટલે નરેંદ્રને માટે વિલાસના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થાય, તો તે માટે તેને દોષ દઈ શકાય નહી. ઉલટું તેના એ નિર્વ્યાજ પ્રેમનાં વખાણ જ કરવાં જોઇએ.

અને એજ વસ્તુ વિજયાના અંતઃકરણમાંથી લુપ્ત થઇ હતી એમ કાંઈ નહી. માત્ર એટલું જ કે, તે હૃદય-સરોવરના તળીયે પડેલી. પરંતુ, વાતાવરણમાં આ જે અકસ્માત્ ખળભળાટ ઉઠયો, તેનાથી એ વસ્તુ હલમલી ગઇ અને ધીમે ધીમે પાણીની ઉપર તરંગિત થવા લાગી; અને એટલાજ માટે કે શું, રાસબિહારીને ગયે ઘણો વખત થયો હતો છતાં, તેના કેટલાક શબ્દોનો પ્રતિધ્વનિ તેના કાનપાસે હજુ ઘુમતો હતો. બારીમાંથી દેખાતી જમિન, ખેતરો, નદી, નાળાં, ઝાડ ઝુડપાં એ વિગેરે તરફ જોઇ જાણે તે એજ રહસ્ય શોધી કાઢતી હતી. એ રહસ્યના અલ્પ પ્રકાશથી પણ વિલાસના અનેક દુર્ગુણ, છાયાની માફક લુપ્ત થતા તેને જણાવા લાગ્યા. ઇર્ષ્યા આ ગુણ નિંદનીય નથી, પરંતુ સ્તુતિને પાત્ર છે, આમ તેને લાગવા માડયું. પિતા-પુત્રની પ્રતિહિંસા સ્વચ્છ આરસાના જેવી હતી. છતાં પણ વિજયાને તે મનોરમ લાગવા માંડી. તે બન્નેમાં પોતાને માટે હિતાકાંક્ષા વિશેષ છે, આવી સમજણથી તેને આજ પર્યંતનો ઇતિહાસ સુસંગત જ લાગ્યો.

વિજયા આવી તન્મય સ્થિતિમાં હતી, તે વખતે કાલીપદ ત્યાં આવ્યો અને બોલ્યો, " માઇ, ' હું ઘેર કાગળ લખું કે હમણાં આવીશ નહી ? "

વિજયાએ વિશેષ વિચાર ન કરતાં ' હા ' કહ્યું. એ સાંભળી કાલીપદ ત્યાંથી બીજી બાજુ જવા લાગ્યો. પણ એટલામાં તેને પાછો

બોલાવી વિજયાએ કહ્યું, " કાલીપદ, તેં હું ગામ આવું છું, આવો કાગળ તો લખ્યો જ છે ને; તો પછી એકાદ મહિનો જઇ આવ. તને પણ થોડો આરામ લાગશે અને તેમનું મન પણ સચવાશે. ઘણા દિવસોથી તું ઘેર જવા માટે રજા માગતો જ હતો ! " આ શબ્દો સાંભળી કાલીપદને આનંદ થયો નહિ. એક આખો મહિનો ભર-પગારે રજા મળી, છતાં તે ખિન્ન થયો. તેની એ ખિન્નતા જોઇ, અને એવી રીતે પોતાની દુર્બલતા નોકર-માણસની નજરે આવી, એ માટે વિજયાને વિલક્ષણ શરમ પણ આવી.

---

## પ્રકરણ ૨૦.

---

વિજયાની જમીનદારીને લગતાં કામકાજ કરવાની જે જગા હતી, તે જગાના કોઇ પણ એક દરવાજામાં જઇ જોયા સિવાય, અંદર કોણ છે અને કોણ નહિ, એ સમજવાનો બીજો માર્ગ નહોતો. તેમાં વળી, વિજયાની બેસવા-ફરવાની વ્યવસ્થા માળ ઉપરનાં જૂદાં જૂદાં દિવાનખાનાંમાં હતી અને આ કચેરી ભોંય-તળીયેના શરૂઆતના જ ભાગમાં હતી. આથી કચેરીમાં કોણ આવ્યું ગયું એ જાણવાનો વિજયાને કાંઇ જ માર્ગ ન હોતો. ઘણા દિવસોથી દયાળબાબુનો અને વિજયાનો મેળાપ થયો નહોતો. તે કચેરીમાં આવે છે કે નહિ, એની પણ વિજયાને કાંઇ ખબર નહોતી. તેમજ, વિલાસ પણ કામ ઉપર આવે છે, કે નહિ, એ પણ તે જાણતી નહોતી. તે

એમ ધારતી હતી કે તેઓ દરરોજ કામ પર આવી પોતાને ન મળતાં જ પરભાર્યા ઘેર જતા હોવા જોઈએ. માત્ર એકલો રાસબિહારી દરરોજ વિજયાને મળી જતો હતો; પણ તે ફક્ત તેની તબીયતની જ તપાસ કરી જતો.

મનુષ્યના અંતઃકરણમાં શું છે, એ તે અંતર્યામી ભગવંતને જ ખબર. પરંતુ, તે દિવસે જે રાસબિહારી મુખ-પર પ્રસન્નતા અને સૌજન્ય આણી, વિલાસ તરફથી વકિલી કરવા માટે આવ્યો હતો, તે રાસબિહારીનો તે મોઢા પરનો ઉછીનો વૈભવ એટલામાં જ લુપ્ત થએલો જોઇ વિજયાને ફરી ઉદ્વેગનો અનુભવ થવા માંડયો. એકંદરે તેના આ દિવસો અસ્વસ્થ્ય અને અસમાધાન અવસ્થામાં જતા હતા.

હંમેશ મુજબ આજ પણ વિજયા સાયંકાળના સુમારે બહાર ફરવા જવા માટેનો પોષાક પહેરી દિવાનખાનાના દાદરનાં પગથીયાં ઉતરતી હતી; તેવામાં એક કારકૂન હાથમાં હિસાબના ચોપડા લઇ બારણામાં ઉભો રહેલો તેને જણાયો. વિજયા આવતાં જ તેણે નમ્રતાથી નમસ્કાર કર્યા. વિજયા બોલી, " કેમ, મારૂં કાંઈ કામ છે ? "

કારકૂને કહ્યું, " હા. પણ બહુ ઉતાવળનું નથી. કાલે થશે તો પણ ચાલશે. " આમ કહી તે કચેરી તરફ પાછો ફરવા માંડયો. એટલામાં વિજયાએ તેને પૂછયું: " પણ કામ શું છે ? આટલા બધા ચોપડા લઇ શા માટે આવ્યો છું ? "

ગયા વર્ષનો હીસાબ પૂરો થયો છે, તે તપાસી તેના ઉપર સહીઓ કરવાની છે. વળી છોટાબાબૂ સાહેબે અમો બધાને એમ ફરમાવ્યું છે કે, હવેથી દરરોજનો હીસાબ પૂરો થાય, એટલે તે પર પણ બાઇસાહેબની સહી લેતા જવી. "

વિજયાના આશ્ચર્યની સીમા ન રહી. તે કારકુનને લઇ ફરી દિવાનખાનામાં પાછી આવી અને નિસ્તબ્ધતાથી કેટલી વાર સુધી ખુરશીપર બેસી રહી. ટેબલ પર ચોપડા મૂકી કારકુન પણ તેવો જ ઉભો રહ્યો હતો. વિજયાએ તે કારકુનને પૂછ્યું: " છોટાબાબૂએ એ હુકમ કયારે આપ્યો ? " " આજ જ આપ્યો. " " તેઓ આજ કચેરીમાં પોતાના કામપર આવ્યા હતા ? " " હા. તેઓ દરરોજ આવે છે. " " અત્યારે કચેરીમાં છે ? " " ના. મને અહીં મોકલી તેઓ હમણાં જ ઘેર ગયા. "

વિલાસ ઉપર કોઇ પણ પ્રસન્ન નહોતું. તેનો એક પણ સ્વભાવ કોઇનો ગમતો નહોતો. આ કારકુન પણ તેમાંનો જ. તે દિવસે વિલાસની થએલી વિડંબના તેણે પોતે જોઇ હતી; અને ત્યારથી ' પોતાની માલીકણનામાં માલીકપણું છે ' આવી સમજણથી તેના મનમાં વિજયાને માટે પહેલાં કરતાં પણ અધિક આદર ઉત્પન્ન થયો હતો. વિજયાના ઉપરના પ્રશ્નોનું ધોરણ બાંધી, તેણે વાતમાં ને વાતમાં બીજી પણ કેટલીક વિલાસની હકીકત માઇસાહેબને કહી સંભળાવી. દયાળબાબૂ પર વિલાસ એકદમ પ્રસન્ન થયો છે અને તેમની સ્ત્રીની તબીયત સારી થતાં સુધી તેણે તેમને રજા આપી છે, તથા તેમનું કામ પોતે કરે છે, આ પણ તેણે ધીમે ધીમે યુક્તિથી વિજયાને કાને નાંખ્યું.

સહજ જ એ વાત વિજયાના ધ્યાનમાં આવી કે, આ વિલાસનો ફક્ત અહંકાર છે. તથાપિ, ' આજસુધી જેની સહીથી કચેરીમાં કામ ચાલતાં હતાં, તેની જ સહી ચાલુ રાખો, મારી સહીની કાંઇ જરૂર નથી ' આમ કહેવાનું તે ધૈર્ય કરી શકી નહિ. કારકુનને ઘણી

વાર સુધી ઉભો રહ્યો જોઈ, વિજયાએ તેને કહ્યું: " ઠીક, હમણાં બધા ચોપડા રહેવા દો. કાલે તે તપાસી સહી કરીશ."

વિજયાના આ શબ્દો સાંભળતાં જ કારકૂન ત્યાંથી ચાલ્યો ગયો. પરંતુ, વિજયા માત્ર હજુ તેવીને તેવી જ ખુરશીપર બેસી રહી હતી. પોતે બહાર ફરવા જવા માટે નિકળી હતી, એ પણ તે ભૂલી ગઈ અને આ નવા બનાવથી તે ફરી વિચારમગ્ન થઇ, એ નવો કોયડો ઉકેલવા લાગી. તેની આ વિચારમગ્ન સ્થિતિમાં પશ્ચિમ તરફ વળેલો સૂર્ય અર્ધો ક્ષિતિજ નીચે ગયો અને સાયંકાળનાં સ્પષ્ટ ચિન્હો જણાવવા લાગ્યાં. પક્ષીઓનાં ટોળાં ને ટોળાં ઉડી પોતપોતાના માળા તરફ દોડવા લાગ્યાં, અને મૂર્તિપૂજક ગૃહસ્થોને ઘેરઘેર સાયંકાળની આરતીનાં શંખ-ઘંટા વિગેરે વાદ્યો વાગવા માંડયાં. છતાં, વિજયાને ખુરશી પરથી ઉઠી બહાર ફરવા જવાનું મન થયું નહી. હજુ પણ થોડી વધૂ વાર સુધી તે તેવી જ બેસી રહી હોત; એટલામાં નોકરે અંદરે આવી દીવો મૂક્યો તેથી તેની તંદ્રા એકદમ દૂર થઇ.બાઇ સાહેબ અંધારામાં બેઠાં હશે,આવી નોકરને કલ્પના પણ ન હોવાથી, વિજયાને જોતાં જ તે આશ્ચર્યચકિત થયો; તેમ જ પોતાને આવી અવસ્થામાં નોકરે જોઇ, આ વિચારથી વિજયા પણ થોડી શરમાઈ. તે ત્યાંથી નીચે આવી અને કલાક અર્ધો કલાક બહાર ફરી આવવાનો વિચાર કરવા લાગી. પણ, આ શું ? હવે ફરી શા માટે ? શા માટે હવે તે આપણે ઘેર આવે છે ! નહિ ! તે ઘણું કરીને સીધો પોતાને રસ્તે ક્યાંક બીજી બાજુ જતો હોવો જોઇએ. પોતાનું અનુમાન ખરૂં છે, આમ પોતાના મનથી વિજયા માનતી હોવાથી તે બે પગલાં આગળ જઇ તે રસ્તા તરફ જરા

તીક્ષ્ણ દષ્ટિથી જોવા લાગી. પરંતુ, પોતાનું અનુમાન ખોટું છે, એ તેને સ્પષ્ટ જણાઇ આવ્યું. તે દિવસે જોએલો પેલો સાહેબ, માથે હૅટ ઘાલી અને પોતાનો સાડા ફૂટ ઉંચાઇનો દેહ લઇ ચરચર બૂટના શબ્દ કરતો એજ ઘરના બાગમાં પેઠો.

આજ તેને ભ્રમ ન થયો કે, તે કોઇ પણ એક સોલજર હશે. તેના સાનંદ-દીપ્ત અને સહાસ્ય ચહેરાનું દૂરથી દર્શન થતાં જ, પાતાળથી તે આકાશપર્યંત જઇ બીડેલી તેની નિરાશા અને ભયાંધકાર, જાણે કે પાર થઈ ગયાં, આમ વિજયાને લાગ્યું. ચાલતી વખતે તેનું શરીર કયારેક ક્યારેક વૃક્ષ-વેલીઓના આડે આવવાથી અદશ્ય થતું હતું ખરૂં; પણ તેના બૂટનો અવાજ ઘણો પાસે પાસે આવતો જતો હતો. આગળ શું કરવું એ વિજયાને સૂઝ્યું નહિ. તેને આદરપૂર્વક આવો બેસો કહી તેનું સન્માન કરે, તો તે અન્યાય; વારૂં, બારણામાં જઇ તેની અવહેલના કરી તેને રસ્તા તરફ આંગળી દેખાડવી, તો તે પણ અસાધ્ય!

વિજયા આમ સંકટાવસ્થામાં પડી પોતાના રક્ષણનો ઉપાય શોધતી હતી, એ વખતે તે સાહેબ પાસેના એક લતાકુંજની આડે થયો; અને તે વખત સાધી વિજયા ત્યાંથા નીકળી સીધી પોતાના દિવાનખાનામાં આવી બેઠી. અહીંયાં એજ સુમારમાં કચેરીનું બારણું બંધ કરી અને તાળું મારી પૂર્ણ કહેલો કારકૂન બે ચાર પગલાં આગળ ભરે છે, ત્યાં આવા સાંયંકાળના સમયે સામેથી એક સાહેબને આવતો જોઇ તે ભયચકિત થયો. પણ, તેની એ ભીતિ નિમિષાર્ધમાં દૂર થઇ. સામે આવતા સાહેબે શુદ્ધ બંગાલી ભાષામાં હસતાં હસતાં પ્રશ્ન કર્યો: "બાઇ સાહેબ છે કે ઘરમાં?" "હા છે"

આમ જવાબ આપી નિર્ભય બનેલો કારકૂન આગળ ગયો અને સાહેબ નરેંદ્ર પોતાના બૂટના ભારથી દાદરનાં પગથીયાં થથરાવતો સીધો દીવાનખાનામાં આવી હાજર થયો. તેણે વિજયાને નમસ્કાર કર્યા જેવું કરી પોતાની ટોપી અને લાકડી ટેબલ ઉપર મૂકી. એક ખુરશી પોતાની પાસે ખેંચી અને તે પર બેસી તેણે પોતાનું સ્વાભાવિક મધુર હાસ્ય કરી કહ્યું: " વાહ! મારી દવાનું ઘણું સારૂં પરિણામ થયું જણાય છે ! "

આની એક જ મિનિટ પહેલાં વિજયાને એવી બીક પડી હતી કે, આજ પોતે તેના સામે આંખ ઉંચી કરી જોઇ શકશે કે નહિ ? જીભ તો જરૂર એક શબ્દ પણ નહિ ઉચ્ચારે. પરંતુ મઝા એ થઈ કે, નરેંદ્રના કંઠમાંથી ફક્ત હાસ્યનો મધુર રણકાર નિકળી વિજયાના કાનપર અથડાતાં બરોબર તેના મનની દ્વિધા અવસ્થા, સંકોચ અને ' માત્ર પૂછે તેનો જ જવાબ આપવો ' આવો કરેલો નિશ્ચય, એ સર્વ આ જાદૂઇ રણકારથી ક્યાંનાં ક્યાં ગૂમ થઈ ગયાં. એટલું જ નહી, પણ હૃદયના અંતર ભાગમાં રહેલી વીણાનો બેખરો થઇ ગએલો બદસૂર તાર સાફસૂફ થઈ ગયો અને ફરી તેના ઝણકાર સૂરમાં થવા લાગ્યા. ઉપરના મધુરતર હાસ્ય-રણકાર સાથે તે સૂર તંતોતંત મળ્યા. એક ચપટીમાં જ વિજયાનો સર્વ વિષાદ દૂર થયો અને તે બોલી, " આપે એ કેવી રીતે જાણ્યું ? મને જોઇને કે બીજા કોઇ પાસેથી સાંભળી ને ? "

" સાંભળીને અને જોઇને, બન્ને રીતે ! દયાળબાબૂએ શું આપને નથી કહ્યું કે, હવે દવા લેવાની કાંઇ જરૂર નથી. માત્ર એ વ્યવસ્થા-પત્ર પર નજર નાંખી તેનો ચોળીમોળો કરી ફેંકી દેશો, તો પણ

ઘણો ગુણ થશે ! " આમ કહી નરેંદ્રે પોતાના સ્વાભાવિક હાસ્યથી આખું દિવાનખાનું સકંપ કરી મૂક્યું.

ધીમે ધીમે વિજયાની ભીતિ દૂર થઈ હોવાથી, હવે તેને પણ બોલવાનું મન થયું હતું. તે સહેજ કુત્સિત સ્વરે બોલી, " આને એટલા જ માટે હું ધારૂં છું કે, બાકી રહેલી અર્ધી તબીયત સુધારવા માટે એ પ્રિસ્ક્રિપશન લઇ ફરી આપે આવવાની દયા કરી ? "

આ ખોંચદાર ભાષણથી નરેંદ્રનું હસવું અટક્યું. " આપ એમ કહો, તો તેમાં કાંઇ બહુ મોટી ભૂલ નથી. પણ એટલું ખરૂં કે, એ એક રહસ્ય છે. "

" એટલાજ માટે આપ આટલા બધા ખુષ થએલા જણાઓ છો ? "

નરેંદ્ર એકાએક ગંભીર થયો અને બોલ્યો, " હું ખુષ થયો ? બિલકુલ નહિ. તથાપિ, હું એ ખુલ્લા દીલથી કબુલ કરૂં છું કે, જ્યારે એ રહસ્યનો મને પ્રથમ જ આભાસ મળ્યો, ત્યારે મને હસવું આવ્યા શિવાય રહ્યું નહી. પરંતુ, પછી બીજી જ ક્ષણે, ખરેખર લગાર ખોટું લાગ્યા શિવાય પણ રહ્યું નહી. વિલાસબાબૂની તબીયત ઘણીજ ગરમ છે અને નિષ્કારણ બીજાનું અપમાન કેમ કરવું, એનો તેમણે ઘણો સારો અભ્યાસ કર્યો હોય તેમ જણાય છે. પરંતુ, તે સાથે આપ એનો પણ વિચાર કરો કે, આપ પણ અસહિષ્ણુ થઇ બીજાનું અપમાન થાય એવા શબ્દ વાપરો, એ આપને શોભતું છે ? આગળપર, જ્યારે એ વાત લોકોના જાણવામાં આવશે, ત્યારે લોકો શું કહેશે એની કાંઇ આપને કલ્પના છે ? આપ મારાપર વિશ્વાસ રાખજો-તમો બન્નેમાં એમ વિતુષ્ટ થઇ અપ્રિય વાદવિવાદ થાય-"

તે દિવસે અને તે પછી વિજયાએ વિલાસનું જે અપમાન કર્યું હતું, તેને ઉદ્દેશીને નરેંદ્ર આ બોલતો હતો. નરેંદ્રનું અંતઃકરણ આવું નિર્વિકાર, સ્વચ્છ અને પવિત્ર છે, એ જોઇ વિજયાનો આત્મા સહજ નરેંદ્ર ઉપર મુગ્ધ થયો. તથાપિ, તેની વધુ પરીક્ષા કરવા માટે તે બોલીઃ "તે અપ્રિય પ્રસંગ માટે આપને ખોટું લાગતું હશે, એ ખરૂં; પણ સાથે આપનાથી હસ્યા શિવાય પણ રહેવાતું નથી." આમ કહી વિજયા હસવા લાગી. પણ, તેનું તે હસવું સ્વાભાવિક નહોતું, પરંતુ તે પ્રયત્ન હતો. વિજયાના આવા શબ્દોથી કલ્પના કરતાં પણ અધિક ગંભીર થઇ નરેંદ્ર બોલ્યોઃ "શું કરૂં, હસવું એ એક મારો સ્વભાવ જ થઈ ગયો છે. કોઇ ગાળો દે અથવા અપમાન કરે, તો પણ મને હસવું આવે છે. ઘણાને એમાં આશ્ચર્ય લાગતું હશે; પરંતુ મારા જેવા, દુનિયામાં એકાકી થએલા મનુષ્યે એમ દુનિયાપર વારંવાર રીસાયા-ફૂગાયા કરતાં તેની સાથે હસવું-રમવું જ અધિક શ્રેયસ્કર છે, એમ તમને શું નથી લાગતું ?" થોડો વખત સ્તબ્ધ રહી ફરી નરેંદ્ર બોલ્યો, "ત્યાં સુધી તો હું એ વાત જાણુતો જ નહોતો. વિલાસબાબુએ મને અહીંથી લગભગ હાંકી કાઢયા પછી, રાસબિહારી બાબુએ મને રસ્તામાં જ પકડયો, અને "આ બધી ઇર્ષ્યા છે" આમ તેમણે મને કહ્યું. કાલે દયાળબાબુએ પણ વિલાસબાબૂની એ જ ઇર્ષ્યાનો પાઠ મારી પાસે વાંચ્યો. અને તે વખતે બધી ખરી હકીકત મારા લક્ષમાં આવી. મને હસવું પણ આવવા માંડ્યું અને સાથે શરમ પણ આવવા માંડી. પરંતુ, જગતમાં આટલાં બધાં માણસો છે છતાં, ફક્ત મારી પાસે જ ઇર્ષ્યા કરવા જેવું શું છે, તે વિલાસબાબુને ખબર. આપ બ્રાહ્મસમાજી છો, બ્રાહ્મ સ્ત્રીઓ અમો હિંદુના જેવી બીકણ

નથી હોતી, પરંતુ કોમ્રની પણ સાથે તે હિંમતભેર બોલે છે. તે પ્રમાણે આપ મારી સાથે પણ ખુલ્લા મને બોલ્યાં, એમાં ઇર્ષા કરવા જેવું શું હતું, એ હજુ પણ મારા ધ્યાનમાં આવતું નથી. ગમે તે હો. આપે મને ક્ષમા કરવી જોઇએ, અને હું પણ તમો બન્નેનું તમારી બ્રાહ્મભાષામાં અભિવંદન–કે–અભિનંદન કરૂં છું. ખરેખરજ, એ સાંભળી મને ઘણો આનંદ થયો."

નરેંદ્રનું આ ભાષણ સાંભળતાં સાંભળતાં વિજયાની આંખો પાણીથી ભરાઇ આવી. આંખમાંનાં આંસૂ નરેંદ્રની નજરે ન પડે એટલા માટે તે લગાર બાજુએ વળીને તે લૂછવા લાગી. વિજયાની આ અન્યમનસ્ક સ્થિતિ જોઇ નરેંદ્ર બોલ્યો: "ભલે, જે થયું તે થયું. પણ એટલું થયા છતાં, પેલી માયક્રાસ્કોપની પેટી આપે શા માટે કાલીપદ સાથે મોકલી?"

ભરાઇ આવેલો કંઠ મહા કષ્ટે બદલી વિજયા બોલી: "એક તો, તે આપની વસ્તુ હતી અને બીજું એ કે, તે આપ પાછી માગવા માટે આવ્યા હતા?"

"તે ખરૂં; પણ કિંમત સંબંધમાં તો આપે તેને કાંઇ જ કહ્યું ન હોતું."

"તે વખતે તાવ આવેલો હોવાથી હું ભૂલી ગઇ હઇશ; પણ, એટલા માટે આપે મને શિક્ષા પણ કાંઇ ઓછી નથી કરી."

અનુતાપથી મલીન થઇ નરેંદ્ર બોલ્યો, "પરંતુ કાલીપદે મને–"

વિજયા વચમાં જ બોલી, "તે બધું હું સમજી; પણ કાલીપદ નોકર માણસ કહેવાય. આપના જેવાને કાંઈ બક્ષિસ આપવાની મારી યોગ્યતા નથી, એ હું સમજું છું. વારૂ, કદાચિત્ આપની એથી જ

સમજાતી થઇ હોય, તો પણ આપે પોતે જ મને જે દંડ કરવો જોઇએ તે કરવો હોત. નોકર સાથે આપ એવી બક્ષિસ મોકલો, એવો મેં આપનો શો અપરાધ કર્યો હતો?" આ શબ્દો વિજયાએ ટોણાના સ્વરથી ઉચ્ચારવાનો આરંભ કર્યો હતો; પણ તેનું છેવટ, તેની અજાણમાં જ આર્ત સ્વરમાં થયું.

વિજયાના સ્વરમાં આમ આવો ફરક પડેલો જોઇ નરેંદ્ર સાહજિક વિસ્મિત થયો. તે તેના સામું જોવા લાગ્યો, તો વિજયા એક બારીમાંથી ક્યાંક બહાર જોતી હોય તેમ જણાયું. આથી તેનું મુખારવિંદ તેને જણાયું નહી. પરંતુ, ગળામાંનો રત્નહાર દિવાના પ્રકાશમાં ચમચમાટ કરતો તેને જણાયો. છતાં, એવડા મોટા રત્નહારના ચમચમાટથી પણ તે પ્રસન્ન ન થતાં ઘણો જ ખિન્ન થયો. ક્ષણવાર સ્તબ્ધ રહી તે સકરુણ સ્વરે બોલ્યો, "ખરેખર, તે મારી મોટી ભૂલ થઇ. તાવને લીધે જેમ આપની બુદ્ધિ ઠેકાણે નહોતી, તેમ હું પણ તે વખતે શુદ્ધિમાં નહોતો. મન ઘણું ઉદ્વિગ્ન થયું હોવાથી તેમ થયું. આપે એ સારૂ મને ક્ષમા કરવી જોઇએ. હું જ્યારે શુદ્ધિમાં આવ્યો, ત્યારે ગાડી ચાલૂ થઈ હતી. કાલીપદનો તેમાં કાંઇ પણ દોષ નહોતો. તે બિચારાપર હું નિષ્કારણ ક્રુદ્ધ થયો. જો તે મને મળે, તો હું તેની પૂરેપૂરી માફી માગું." બોલતાં બોલતાં જ નરેંદ્ર વચમાં અટક્યો. પછી બોલ્યો, "ઈર્ષ્યા એ કેટલી બધી ખરાબ છે, એની હવે મને સારી કલ્પના આવી. જેના મનમાં તે ઘર કરી રહે છે, ત્યાં જ તે અટકે, તો તો જાણે કાંઇ જ નહી. પણ–પણ, એક સંસર્ગજન્ય રોગની માફક તે પણ આ અંતઃકરણમાંથી તે અંતઃકરણમાં નાસાનાસ કરે છે. મારા સંબંધમાં વિલાસ બાબૂ ઇર્ષ્યા રાખે, એ તેમનો

ભ્રમ તો ખરો જ; પરંતુ આશ્ચર્ય એ કે મારી પોતાની પણ કાંઈ ઓછી ફસામણી થઈ નથી."

સકૌતુત નજરે નરેંદ્ર તરફ જોઇ વિજયા બોલી, " વારૂ આપની કેવી રીતે ફસામણી થઈ?"

" વિલાસ બાબુએ મારૂં અપમાન કર્યા પછી આપે જે સહાનુભૂતિપૂર્વક અનુતાપ દર્શાવ્યો, તેથી સર્વને જ આશ્ચર્ય લાગ્યું. અને તેથી જ રાસબિહારી બાબૂએ મારી સમજૂતી દૂર કરવાનો પ્રયત્ન કર્યો. મારા મનમાં દુઃખ બિલકુલ નહોતું; પણ તું દુઃખ ન કરતો આમ જ્યારે રાસબિહારી બાબૂએ મને વિનવ્યું, ત્યારે ગમે તે કોઇ માર્ગથી પણ તે દુઃખ મારા મનમાં દાખલ થયું ખરૂં. કાંઇ કારણ શિવાય કોઇ કોઇની હિંસા કરતું નથી. આ બાબત સ્પષ્ટ હોવાથી હું એ હિંસાનું કારણ શોધવા લાગ્યો. તે આઠ દિવસમાં દિવસના ચોવીસ કલાકનાંના તેવીસ કલાક મેં મારા એજ વિચારમાં ગાળ્યા, અને આપની તે માંદગીમાંની લવરી મારા કાન પાસે પ્રતિધ્વનિત થવા લાગી. ખાવું-પીવું તો બાજુએ રહ્યું; પણ મનગમતા વ્યવસાય તરફ પણ લક્ષ લાગ્યું નહોતું. અને કહેતાં શરમ આવે છે કે, માત્ર આપને નજરો નજર જોવા માટે બે ત્રણ વખત આ રસ્તેથી નિષ્કારણ આવ્યો અને ગયો હતો. એ પિશાચ કોણ જાણે કયાંથી એ મારી ખોચી પર આવી બેઠું હતું!" આમ કહી નરેંદ્ર મોટેથી હસવા લાગ્યો!

નરેંદ્રના આ હસવાથી વિજયાની સ્થિતિ એટલી ચમત્કારિક થઇ કે, તેનાથી ત્યાં બેસવું અશક્ય થઇ પડયું. તે ત્યાંથી ઉઠી અને નરેંદ્ર તરફ ન જોતાં, તેની સાથે ન બોલતાં એકદમ ત્યાંથી ઉઠી અંદર

ચાલી ગઇ. નરેંદ્રને લાગ્યું કે, અત્યારે પણ પોતાના વર્તનમાં અથવા બોલવામાં કાંઇ પણ ભૂલ થઈ હશે, અને તેની શિક્ષા તરીકે તે અહીંથી ઉઠી ગઇ. વ્યવહારશૂન્ય મનુષ્યનું નસીબજ આવું ! આવા વિચાર નરેંદ્રના મનમાં ઘોળાતા હતા એટલામાં એક નોકર તેજ દરવાજામાંથી અંદર આવ્યો અને તેણે નરેંદ્રને કહ્યું: " આપ જતા ન રહેશો. બાઇસાહેબ ચ્હા લઇને હમણાં આવે છે. "

નરેંદ્ર બોલ્યો, " આવે કવખતે ચ્હા ! છેઃ ! મને અત્યારે ચ્હાની જરૂર નથી. "

" પણ તેમણે આપને બેસવાનું કહ્યું છે. " આમ કહી નોકર ચાલતો થયો. બિચારો નરેંદ્ર મૂગો મગો બેસી રહ્યો. બહુ તો દસ બાર મિનિટમાં નોકરના હાથમાં ચ્હા આપી અને પોતે થોડી ફલાહારની ચીજો લઇ વિજયા ત્યાં આવી. વિજયાની આંખો આંસુ વહી ગયા પછી લૂછી નાંખેલી છે અને સાથે ચહેરો ઘણો જ આરક્ત થએલો છે, એ દિવાના પ્રકાશમાં બીજા કોઇના લક્ષમાં ન આવ્યું હોત પણ નરેંદ્ર જેવા ડૉક્ટરના લક્ષમાં તો તે તુરતજ આવ્યું. પરંતુ, અત્યારે નરેંદ્રની વ્યવહારશૂન્યતા ઘણી જ ઓછી થઇ હોવાથી, તેણે પહેલાંની માફક વિજયાની હનુવટે હાથ અડકાડયો નહિ. નરેંદ્રની સામેના ટેબલ પર ચ્હા મૂકી નોકર ચાલ્યો ગયો. તેજ ટેબલ પર ફલાહારની ચીજો મૂકી વિજયા પોતાની ખુરશી પર જઈ બેઠી. કોઇની સાથે કાંઇ પણ ન બોલતાં નરેંદ્રે ફલાહારની ચીજોની રકાબી પોતાની સામે ખેંચી અને એવી રીતે તેણે ફલાહારનો આરંભ કર્યો કે જાણે તે તેટલાજ માટે ત્યાં આવ્યો હતો. બે ત્રણ મિનિટ એમ ગયા પછી વિજયાથી તે સ્તબ્ધાવસ્થા સહન થઇ શકી નહી તેથી કે શું, કોણ જાણે

મોટેથી હસી તે બોલી, " આપની ડોકીપર બેઠેલા પેલા પિશાચની વાત આપે પૂરી કરી નહિ. "

નરેંદ્ર વિચારમગ્ન હોવાથી વિજયાના એ કથન તરફ તેનું લક્ષ જ ગયું નહીં. તે બોલ્યો, " કોની વાત આપ કહો છો ? "

" પેલા પિશાચની ! તે આપની ડોકી પર બેઠું હતું, તે ત્યાંથી ઉતર્યું કે નહી ? "

બોલ્યા શિવાય જ નરેંદ્રે હસીને ડોકી હલાવી હા કહી. વિજયા પણ હસતાં હસતાં બોલી, " સારૂં થયું કે, આપ તેના સપાટામાંથી છૂટયા. નહી તો કોણ જાણે કેટલાયે દિવસ સુધી આપને તે પગરસ્તેથી સંરતના ઘોડાની માફક દોડાદોડ કરવી પડી હોત ! "

ચ્હાનો પ્યાલો મોઢા પાસે લઈ જતાં જતાં, આ વખતે પણ નરેંદ્રે હસીને માત્ર ડોકી હલાવી. નરેંદ્રની ડોકીપર બેઠેલા પિશાચના સંબંધમાં વિજયાને કાંઇક અધિક માહિતી જોઇતી હતી; પણ તે નરેંદ્ર પાસેથી કહાવવી કેવી રીતે તે સમજાયું નહી. તે પિશાચે નરેંદ્રને મુક્ત કર્યો, આટલી જ વાતમાં આનંદ માનવાને તેનું મન તૈયાર ન હોવાથી, એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી પોતાનો ખેદ પ્રદર્શિત કર્યા શિવાય તેનાથી રહેવાયું નહી. હજુ બીજો થોડો વખત તે દિવાનખાનું તે બે માણસની હયાતી છતાં શુષ્ક હતું. ધીમે ધીમે ચ્હા પી, નરેંદ્રે પ્યાલો નીચે મૂકયો અને ખીસામાંથી ઘડીયાળ કાઢી જોઇ, તે ફરી તેને ઠેકાણે મુકતાં મુકતાં તે બોલ્યો, " ગાડીને હવે માત્ર દસ જ મિનિટની વાર છે. હવે હું જાઉં છું. "

ધીમે રહીને હસી વિજયા બોલી: " કલકત્તે જવાની આજ છેવટની ગાડી હશે ? "

માથાપર ટોપી પહેરી અને હાથમાં લાકડી લઇ તે બોલ્યો, "ના. બીજી એક ગાડી છે. પણ તેને હજુ એક કલાકની વાર છે. આવજો, નમસ્કાર." આમ કહી ગાડી પકડવા માટે નરેંદ્ર બરાબર પગલાં ઉપાડતો ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૧.



વિલાસ બરોબર વખતસર કચેરીમાં આવતો હતો, પોતાનું કામ વ્યવસ્થાસર કર્યા જેવું દેખાડતો હતો અને પાંચ સાડાપાંચ થયા કે કામ આટોપી સીધો ઘેર જતો હતો. વખત છે કાંઇ કામ પડ્યું, તો કોઇપણ એક કારકૂનને તે વિજયાપાસે મોકલી કામનો નિકાલ કરાવી લેતો હતો. અર્થાત્ આ વ્યવહારથી વિજયાના સમજવામાં આવી ગયું હતું કે, વિલાસ બોલાવ્યા શિવાય હવે પોતાની પાસે આવવાનો નથી. વિલાસ માત્ર અનુતાપ અને અભિમાનથી આવતો ન હોય, તો તો હરકત નહી; પણ તેનો હજુ પણ પોતાના પર ક્રોધ હોવાથી તે નહી આવતો હોય, આમ વિજયાને લાગ્યા શિવાય રહેતું નહોતું. કોઇક વખત તેને વિલાસપર ક્રોધ આવતો, તો વળી કોઇક વખતે તે પોતાના પર ક્રુદ્ધ થતી હતી. કોઇ કોઇ વખત તેના મનમાં એમ થતું હતું ખરૂં કે, પોતાના એકંદર વર્તનમાં નાટકમાંના કૃત્રિમ અભિમાનનો આભાસ ભરેલો છે, અને તેથી તે

પોતે જ લજ્જિત થતી હતી. આ સંબંધમાં લોકોમાં કેટલી ચર્ચા થતી હશે, કેટલી ટીકા થતી હશે, આ વિચાર તેના મનમાં આવતો ત્યારે તેને એમ લાગતું હતું કે, એ ચર્ચાત્મક તથા ટીકાત્મક અવસ્થા ઘણી ખરાબ. અહંતાના આશ્રયથી પોતાને મોટાઇના શિખરપર ચઢાવતાં ચઢાવતાં, જે વિલાસ પોતાને જમીનદાર સમજવા લાગ્યો હતો, અને એ માન્યતાપર જે ગરીબ કુળો ઉપર જોરજુલમ પણ કરતો હતો, તેને એકાએક સામાન્ય કારકૂનની પંક્તિપર લાવી બેસાડવા માટે વિજયાને ક્યારેક ક્યારેક અનુતાપ પણ થતો. કાંઇ પણ કરીને ફરી તેનું માન-સન્માન વધારવું, આમ પણ તેના મનમાં થતું. વિજયાની મનઃસ્થિતિ આવી મુંઝવણમાં હતી, તે દિવસે સાયંકાળે કચેરીમાંનો એક સિપાઇ વિજયા પાસે આવ્યો અને તેણે જણાવ્યું કે, વિલાસબાબૂ આપની મુલાકાત લેવા માટે બહાર ઉભા છે. આ વખતે વિજયા પોતાની બ્હેનપણીઓને પત્રો લખવા માટે બેઠી હતી. સિપાઇનો ઉપરનો સંદેશો સાંભળી તે વિસ્મિત થઇ. કારણ કે, આ પહેલાં વિલાસે કયારેય પણ આવી પરવાનગી માગી નહોતી. 'જા, તેમને મોકલ.' આમ તેણે સિપાઇને કહ્યું અને ફરી તે પત્રો લખવા લાગી. પરંતુ, કલમમાંથી શબ્દયોજના કાગળપર ઉતરી નહીં. વિલાસ તદ્દન નવાગતની માફક અંદર આવ્યો અને તેણે નમ્રતાથી વિજયાને નમસ્કાર કર્યા. પ્રતિ-અભિવાદન કરી વિજયાએ પણ અજાણ્યાની માફક વિલાસને બેસવા માટે એક ખુરશી તરફ આંગળી કરી. નિદર્શિત ખુરશીપર બેસી વિલાસ બોલ્યો, "વર્ષ-આખરના કામકાજના દબાણને લીધે ઘણા દિવસથી આપની પાસે મારાથી આવી શકાયું નથી. આપની તબીયત તો ઠીક છે ને ?"

વિજયાએ માત્ર ડોકી હલાવીને 'હા' સૂચવી. મુદ્દાના વિષય તરફ વળતાં પહેલાં વિલાસને કાંઇ પણ પ્રસ્તાવના જોઇતી હતી. પણ, તેનાથી તે સધાઇ નહી. તે બોલ્યો, "પેલું પહેલાંનું જ ઔષધ ચાલૂ છે ને ?" આ પ્રશ્નનો વિજયાએ કાંઇજ ઉત્તર આપ્યો નહી. ઉલટું, જાણે પોતે પત્રો લખવામાં ગુંથાઈ ગઈ છે, આમ તેણે દર્શાવ્યું. છેવટે આવી પ્રસ્તાવના કરવાનો પ્રયત્ન છોડી દઇ તે બોલ્યો, "આવતી કાલે વર્ષ-પ્રતિપદા છે. આપણા આખા બ્રાહ્મ-મંડળને એકત્ર બોલાવી ઉપાસના ભજન વિગેરે કરવાનો સંપ્રદાય છે. તો કાલે—"

સાંપ્રદાયિક બંધનો બ્રાહ્મધર્મને ઘણુ બદ્ધ કરવા માગે છે, આ વિચાર વિજયાના અંતઃકરણને ક્ષણ માત્ર ત્રાસ આપવા લાગ્યો. પરંતુ ઘણા દિવસથી તેનું મન ઉદાસ થયું હોવાથી તેને આવો કાંઇ પણ ઉત્સવ જોઇતો જ હતો. સંતોષ દર્શાવી તે બોલી, "ઘણી સારી વાત. અત્યારે જ નિમંત્રણો મોકલો; એટલે કાલે વખતસર સર્વ આવી પહોંચશે."

વિલાસનો ઉતરેલો ચહેરો ઘણો જ ખીલી ઉઠયો. તે બોલ્યો, "પણ, આટલા થોડા સમયમાં બ્રાહ્મમંદિરમાં ઉત્સવની વ્યવસ્થા કરવાની ઘણી જ મુશ્કેલી પડશે. માટે મને લાગે છે કે, અહીંયાં જ ઉત્સવની તૈયારી કરવી—"

તત્ક્ષણેજ વિલાસના કથનને પુષ્ટિ આપતાં વિજયા બોલી. "એ તે કરતાં પણ વધુ ઉત્તમ. મને લાગે છે કે ફૂલ-પાનથી આખી જગા શૃંગારિત કરવી એટલે બહુ વખત પણ નહિ લાગે અને દેખા-

વમાં પણ સારૂં લાગશે. માળીને ત્યાં, આપણા અને બ્રાહ્મમંદિરના બાગમાં જેટલાં ફૂલ નીકળે, તેટલાં ઉતારવા માટે કહી દો. "

આગ્રહ કે આનંદ કાંઈ પણ ન દર્શાવતાં વિલાસ બોલ્યો, "
"ઠીક. તે પ્રમાણે વ્યવસ્થા કરૂં છું."

થોડો વખત સ્તબ્ધ રહી વિજયા બોલી, "આવતી કાલે વર્ષ-પ્રતિપદા! આવો મોટો તહેવારનો દિવસ અને નિમંત્રિત ગૃહસ્થોને શું કોરે હાથે જ રજા આપશો? મને લાગે છે કે, થોડી ઉપાહારની પણ વ્યવસ્થા કરવી. "

વિલાસે ' જી સરકાર ' આવા અભિનયથી વિજયાની એ આજ્ઞા માન્ય કરી અને બનતાં સુધી ઉત્તમ વ્યવસ્થા રાખું છું આમ કહી, ત્યાં વિશેષ ન બેસતાં તે તેવો જ ઘેર ચાલ્યો ગયો. આજ ઘણા દિવસથી વિજયાનું અંતઃકરણ રૂક્ષ, મલીન અને નિશ્ચલ થયું હતું; પરંતુ વિલાસના આજના વર્તનથી, છાતીપરથી જાણે પથરો ઉતરી પડ્યો હોય તેમ તેને લાગ્યું, અને હૃદયમાં તૃપ્તિ તથા ઉલ્હાસનો દક્ષિણ વાયુ વહેવા લાગ્યો હોય તેવો તેને ભાસ થયો. તે દિવસના અમંગલ બનાવથી જે ગ્લાનિ તેના હૃદયમાં શલ્યની માફક ખુંચતી હતી, તે દૂર થવાથી, જીવને કેટલો બધો આરામ લાગે છે, એ આજ વિજયાના અનુભવમાં આવ્યું. અને એથી જ તેને વિલાસ પણ માત્ર એજ કારણથી મ્લાન અને કૃશ થયો હોવો જોઈએ, આમ લાગ્યું. અપમાન અને અનુતાપ એ બન્નેથી બદલાએલી વિલાસની શારીરિક અને માનસિક સ્થિતિ જોઇ તેને માટે વિજયાના મનમાં સાહજિક સહાનુકંપા ઉત્પન્ન થઇ. તે દિવસે રાસબિહારી જે બડબડાટ કરી ગયો હતો, તે વિજયાએ મૂગા મૂગા એક કાને સાંભળી બીજે કાને

કાઢી નાંખ્યો હતો. પરંતુ તે બડબડાટ સત્યપૂર્ણ હતો, આવો વિચાર વિજયાના મનમાં ઉદ્દભવ્યો, અને અત્યારે તે તેજ દૃષ્ટિથી વિલાસના એકંદર આચરણનો વિચાર કરવા લાગી. વિલાસના નિર્વ્યાજ પ્રેમનું જે સ્પષ્ટ ચિત્ર તે દિવસે રાસબિહારીએ આંક્યું હતું, તેમાં કાંઇ મનોહારિત્વ હશે આવી વિજયાને કલ્પના પણ નહોતી. એટલું જ નહી, પણ તે-પેલો નરેંદ્ર એકાદ દિવસ અકસ્માત્ આવી ચઢતો, ત્યારે વિલાસના પ્રેમનું જે અંધુક છાયાચિત્ર વિજયાના ચિત્તપર ઉપસતું, તે પણ ધોવાઇ જતું હતું. નાના પ્રકારની સુખ-સગવડો અને અનેક વસ્તુઓથી શૃંગારેલું ઘર પણ વિજયાને હંમેશાં સૂનું સૂનું લાગતું હતું. તે વાંચવાનો પ્રયત્ન કરતી, લખવાનો પ્રયત્ન કરતી, ગુંથણ કામ પણ લઇ બેસતી; પરંતુ પેલા-પેલા નદી કાંઠે ફરવામાં જે આનંદ લાગતો, તે માત્ર બીજા કશાથી પણ લાગતો નહોતો. તે-પેલો નરેંદ્ર જયારે ઘરમાં આવતો, ત્યારે પહેલાં ઘરમાં તેને જે ઉણપ લાગતી, તે જાણે સર્વ પૂર્ણ થઇ હોય તેમ તેને લાગતું. તેણે નરેંદ્રને સરતના ઘોડાની ઉપમા આપી હતી. પરંતુ, વિજયાને પણ નદી-કાંઠાની હવા એટલી મિષ્ટ કેમ લાગતી હતી? પણ-પણ-આજ વિલાસની તે અનુકંપનીય સ્થિતિ જોઇ વિજયાનું ચિત્ત વિગલિત થયું. કર્મસહિષ્ણુ વિલાસ કરતાં, જગત્ તરફ તુચ્છતાથી જોનારો નરેંદ્ર તેને કેટલેયે વ્યવહારશૂન્ય અને લાલસાહીન જણાવા લાગ્યો. સંસાર એટલે વ્યવહાર! પ્રપંચ, અર્થાત્ તે કાંઇ હીસાબ વિનાનો કારભાર નથી. તેમાં તો પાઇએ પાઇનો હીસાબ રાખવો પડે છે. એવા કઠોર સંસારમાં નરેંદ્રનો શો ઉપયોગ? તેને વિપત્તિ પણ સરખી અને સંપત્તિ પણ સરખી. ઉલટ, વિપત્તિના સમયમાં એ એક અધિક

ભાર તેને ખેંચવો પડે છે. તથાપિ, એ ભારની કલ્પનાથી પણ વિજયાનું મન આનંદિત થયા શિવાય રહેતું નહોતું. વિલાસ આવી ગયા પછી વિજયાની એ સ્થિતિમાં કાંઇ બહુ મોટો ફરક થયો, એમ નહોતું. પરંતુ, વિલાસે પોતાની કૈફિયત–સ્ટેટમેન્ટ દાખલ કર્યા શિવાય જ વિજયા તેની માનસિક અવસ્થાનો વિચાર કરવા લાગી અને મનમાં તેને ક્ષમા કરવા લાગી. વિલાસનું આચરણ ઘણું જ ઉદ્ધત હતું એમાં તો કાંઇ શંકા જ નથી. પરંતુ, ખરેખર જ તેના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઈ હશે અને, એ ઈર્ષ્યા જો નિર્વ્યાજ પ્રેમના સ્થળમાં જ સંભવતી હોય, તો વિલાસને ક્ષમા કરવી જ જોઇએ. વિજયાનું ઉદાર અંતઃકરણ એટલુંજ કરીને અટકયું નહી, પણ રાસબિહારીએ વિલાસનું જે સુંદર ચિત્ર તૈયાર કર્યું હતું તે ચિત્રની પોતાના અંતઃકરણ પર છાપ પાડવાનો પણ વિજયાને લોભ ઉત્પન્ન થવા લાગ્યો. એટલું જ નહિ, પણ વિલાસ જેવા કર્મવીર ગૃહસ્થને આટલા દિવસ પોતે નિષ્કારણ દંડ કર્યો, આ વિચારથી તેને અનુતાપ પણ થવા માંડયો. સારાંશ, આ વખતે વિજયાની માનસિક અવસ્થા એટલી ચમત્કારિક થઇ કે, તેનાથી એ કોકડું કેમે કરીને ઉકેલી શકાયું નહી. આવી ત્રાસદાયક સ્થિતિમાં તેને રાત્રે ઉંઘ પણ સારી આવી નહી. અર્થાત, બીજે દિવસે ઉંઘીને ઉઠતાં તેને રોજના કરતાં ઘણો જ વખત લાગ્યો. તે નીચે આવે છે, તો વિલાસ બાબૂ કયારનોયે આવી પોતાના ઉદ્યોગે લાગેલો તેને જણાયો. ઉતાવળમાં ને ઉતાવળમાં તે ચ્હા પી અને લુગડાં બદલી બહાર ગઇ અને મોડું થવા માટે અનુતાપ દર્શાવી તેણે વિલાસને કહ્યું, "આપે આવતાં બરોબર મને બોલાવવા કેમ ન મોકલ્યું ?"

વિલાસ હસ્યા શિવાય જ નમ્રતાથી બોલ્યો, "શા માટે?"

વિજયા હસીને બોલી, "એટલે! આપ શું મને છેકજ કામ વિનાની સમજો છો? શું હું, કાંઇ પણ મદદ ન કરી શકી હોત? કહો, હું શું કામ કરૂં?"

કેટલા બધા દિવસે આજે વિલાસને હસવું આવ્યું. "આપ પોતે કાંઇ પણ ન કરશો. મારા અને બીજા કોઇના કામમાં ભૂલ થાય, તો તેટલી માત્ર આપ બતાવજો; એટલે થયું."

'ઠીક' કહી હસતાં હસતાં જ વિજયા પાસેના એક કોચપર બેઠી. ક્ષણવાર સ્તબ્ધ રહી તે બોલી, "ઉપાહારની શી વ્યવસ્થા કરી છે?"

વિલાસ તેના સામું જોઇ બોલ્યો, "તેની વ્યવસ્થા પણ કરી છે."

"જોઉં જો, શી શી વ્યવસ્થા કરી છે." આમ કહી વિજયા તે તરફ ગઈ. ફૂલ-પાનની તૈયાર થએલી માળાઓ નોકરો પાસે વ્યવસ્થિત રીતે બંધાવવામાં, વિલાસ આજ એટલો બધો મશગૂલ થઇ ગયો હતો કે, તે જોઇ વિજયાને આશ્ચર્ય લાગ્યા શિવાય રહ્યું નહી. આશરે આઠ સાડા આઠ વાગ્યાના સુમારે સર્વ તૈયારી થઈ ચુકી. એટલા વખતમાં વિજયાએ આમ તેમ ફરીને સર્વ તૈયારીનું નિરીક્ષણ કર્યું અને તે સંબંધમાં વચમાં વચમાં તેને અને વિલાસને ઘણી જ વાતચિત પણ થઇ. તેમાં વૈમનસ્ય જેવું કાંઇ ઉત્પન્ન થયું નહી. આવી રીતે સહજ, અજાણમાં જ તે બન્નેનાં મન કિલ્મિષ-રહિત થયાં અને તેમની વચ્ચે પહેલાંના જેવી જ સલોખાથી

વાતોચિતો ચાલવા લાગી. આમ કેમ થઇ ગયું, એ બન્નેના પણ લક્ષમાં આવ્યું નહી.

વિજયા સહજ હસીને બોલી, " આપે મને છેક જ નાદાન ઠરાવી, કોઇ પણ કામમાં મને હાથ અડકાડવા દીધો નહી; પણ આપના જેવા કાર્યદક્ષ પણ એકાદ વખતે મોટી ભૂલ કરી મૂકે છે."

વિલાસ હસી, પણ આશ્ચર્ય દર્શાવી બોલ્યો, " આપને કોઇએ નાદાન ઠરાવ્યાં નથી. પરંતુ ભૂલ કઇ કહો છો ?"

" નિમંત્રિત ગૃહસ્થોની યાદીપરથી બહુ તો દસ બાર જણ આવશે એમ જણાય છે. પણ ઉપાહારની વ્યવસ્થા તો પચીસ કરતાં પણ વધુ માણસની જણાય છે !"

" હા, એ ખરૂં; પણ બાબાએ બીજા કેટલાક ગૃહસ્થોને બોલાવ્યા હોય એમ જણાય છે. તેમાંથી કોણ આવશે, એ કાંઇ અત્યારે કહી શકાય નહી."

વિજયા વિસ્મયથી બોલી, " કાકાએ એ સંબંધમાં મને કાંઈ જ કહ્યું નથી !"

" કાલે તેમણે ચીઠી મોકલી આપને જણાવ્યું નથી ?"

" ના."

" મેં ધાર્યું કે, તેમણે આપને ચીઠી–" બોલતાં બોલતાં વચમાં જ વિલાસ અટક્યો. તે બરોબર વિજયા બોલી, " આપ શું કહો છો ?" પોતાની બાજુ સંભાળી લેવા માટે વિલાસ બોલ્યો, " તેમણે ચીઠી સંબંધમાં મારી પાસે વાત કરી હતી; પરંતુ આ બધી ગડબડમાં તેઓ વિસરી ગયા હોય, એમ જણાય છે."

આ પ્રશ્નોત્તરમાં ખરેખર વિશેષ જેવું કાંઇ જ નહોતું. પરંતુ

વિજયાની સ્વભાવ-સ્થિતિ ઘણી જ નાજુક થઇ હોવાથી, તુરત જ તેનો ચહેરો મલીન અને ચિંતિત થયો. બીજા અર્ધા કલાક પછી વૃદ્ધ રાસબિહારી પોતાની ગંભીર મૂર્તિ લઇ લતા-પલ્લવથી શૃંગારેલા દિવાનખાનામાં આવ્યો. ધીમે ધીમે આમંત્રિત ગૃહસ્થો પણ એક પછી એક આવવા લાગ્યા. સાડા નવ વાગ્યાના સુમારે લગભગ સર્વે જણ આવી પહોંચ્યા અને સભાસ્થાન પૂર્ણ થયું. આવેલા બધાયે બ્રાહ્મ હતા, એમ કંઇ નહોતું. તેમાં ઘણા હિંદુ પણ હતા, અને તેમને રાસબિહારીના આગ્રહને લીધે જ આવવાની ફરજ પડી હતી. કોઇ નવીન ગૃહસ્થ આવ્યો, એટલે રાસબિહારી તેને આદરપૂર્વક ઉત્થાપન આપી, તેની અને વિજયાની ઓળખાણ કરી આપતો હતો; અને તે કરી આપતાં, વિજયા થોડા જ વખતમાં પોતાની પુત્ર-વધૂ થનાર છે, આવો ઉલ્લેખ કર્યા શિવાય તે રહેતો નહોતો. વિજયા માત્ર મૂગી મૂગી હાથ આગળ કરી પ્રત્યેક ગૃહસ્થ સાથે હસ્તાંદોલન કરતી હતી. આ નવીન સભ્ય રીતીનું અનુકરણ કરવામાં વિજયા ગુંથાએલી હતી, તેવામાં વિજયાની નજર બારીમાંથી સામેના પગ રસ્તાપર ગઇ અને વૃદ્ધાવસ્થાને લીધે ધીમે ધીમે પગલાં મૂકતા આવતા દયાળબાબૂની મૂર્તિ તેને જણાઇ. પણ, તેઓ એકલા નહોતા. પરંતુ તેમની પાછળ જ થોડા જ અંતર પર નરેંદ્ર હતો અને તેની સાથે કોઇ એક અપરિચિત તરુણ સ્ત્રી હતી. નિમંત્રિત ગૃહસ્થોનો સત્કાર કરવાનું કાર્ય વિજયાએ તેવું જ પડતું મૂક્યું, અને તે ગમે તે કોઇ એક જિજ્ઞાસાથી તે તરુણી સામું એકાગ્રતાથી જોવા લાગી. આશરે એ તરુણ છોકરી ઉમ્મરમાં વિજયા કરતાં થોડી મોટી અને સુસ્વરૂપ હતી તથા તેણે ટાપટીપનો પોષાખ પહેર્યો હતો. એ સર્વ મંડળ

આવતાં જ દયાળબાબૂએ તે છોકરીની અને વિજયાની ઓળખાણ કરાવી આપી. તે છોકરી દયાળબાબૂની ભાણેજ હતી, અને તેનું નામ નલિની હતું. કલકત્તામાં એક કોલેજમાં તે બી. એ. નો અભ્યાસ કરતી હતી અને પછી તે મેડિકલ કોલેજમાં જઇ વૈદ્યકનો અભ્યાસ કરવાની હતી. અત્યારે ઉન્હાળાની રજાઓ હોવાથી અને તેની મામી માંદી હોવાથી તે મામા પાસે આવી હતી. આ રજાઓ તે અહીંયાં જ ગાળવાની હતી.

વિજયાએ નલિનીને કલકત્તામાં ઘણી વખત જોઇ હતી; પણ તે બન્નેમાં ઓળખાણ બીલકુલ નહોતી. પરંતુ, આજ આટલા બધા નિમંત્રિત પુરુષ અને સ્ત્રીયો વચ્ચે આ અપરિચિત નલિની વિજયાને એકાએક સ્નેહાળ બ્હેનપણી જેવી લાગી. વિજયાએ પોતાના બન્ને હાથ આગળ કરી ઘણા આનંદાતિશયથી નલિનીના હાથ પોતાના હાથમાં લીધા અને તેને છેક પોતાની પાસે જ બેસાડી. નલિનીની પાછળ જ, બહુ તો એક જ મિનિટમાં નરેંદ્ર અંદર આવ્યો. તેને જોતાંજ વિજયાના મનમાં શું થયું હશે, એ કહી શકાય નહી. પરંતુ, રાસબિહારીને માત્ર કલ્પનાતીત આનંદ થયો. એકાદ તરુણની માફક તે પોતાની ખુરશીપરથી ઉછળી ઉઠયો અને હસતાં હસતાં નરેંદ્રનો હાથ પકડી બોલ્યો, " આવ, બાબા આવ. આટલાં બધાં મહત્ત્વનાં કામકાજ છોડી, મારા આમંત્રણને તું માન આપીશ, આવી મને આશા નહોતી ! " બ્રાહ્મ-મંડળના ઉપાસના પ્રસંગે આજ કેટલાક સનાતનધર્મી ગૃહસ્થો આવેલા છે અને તેમાં જ નરેંદ્ર પણ છે, આ બનાવ વિજયાને ઘણો જ કૌતુકાવહ લાગ્યો. પરંતુ, આ સર્વ પ્રસંગ રાસબિહારીએ જાણી જોઇને ગોઠવેલા છે, એ બાબત તેના લક્ષમાં

આવતાં જ, પેલો પહેલાંનો શંકા-કુશંકાઓનો રોગ ફરી તેના અંતઃ-કરણમાં ખળભળાટ મચાવવા લાગ્યો. તેમાં વળી મહદાશ્ચર્ય એ કે, રાસબિહારીની માફક જ વિલાસે પણ ઘણા આદરથી નરેંદ્રનો સત્કાર કર્યો. આ બે હિંસ્ર પશુ તે ગરીબ પ્રાણીની આજ આમ આળ-પંપાળ કરે છે, એ વાત વિજયાને સ્વપ્નાતીત લાગી અને તેના આશ્ચર્યની સીમા રહી નહી.

ઘણા પ્રેમથી વિલાસનો એક અને નરેંદ્રનો એક હાથ લઈ, રાસબિહારી તે બન્ને સાથે દિવાનખાનાના મધ્યભાગમાં આવ્યો, અને સાશ્રુ નયને નિમંત્રિત સ્ત્રી-પુરુષોપર નજર નાંખી ગદ્‌ગદ્‌ સ્વરે તે બન્નેને ઉદ્દેશીને બોલવા લાગ્યા. રાસબિહારીબાબૂના પહેલા જ શબ્દ સાથે સભાસ્થાન શાંત અને ગંભીર થયું. " બેટા નરેંદ્ર, વિલાસ, તમે બન્ને જણ સગા બંધુઓ કરતાં પણ અધિક છો, એજ હું આજ મુખ્યત્વે કરીને કહેવાનો છું. વનમાલી ગયો, જગદીશ, ગયો, મારૂં વારંટ પણ રવાના થઇ ચૂક્યું છે. અમો ત્રણેનાં શરીર જ ત્રણ હતાં; પણ મન તો એક જ હતું. તેવો સ્નેહ-સંબંધ અત્યારે કોઇ પણ ઠેકાણે તમને જોવાને મળી આવશે નહી. હાલના તમો તરુણોને એ વાત ખરી પણ લાગશે નહી. અને તમારે તે ખરી માનવી જ જોઇએ આવો તમને મારો આગ્રહ પણ નથી. તમો બન્ને વચ્ચે, હવે પછી વિતુષ્ટ પડેલું મારી નજરે આણશો નહિ. જે કાંઇ આયુષ્યના થોડા દિવસો રહેલા છે, તે તમો બન્નેને બંધુ પ્રમાણે વર્તતા જોવામાં ગાળવા આટલી જ મારી ઇચ્છા છે." આ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં જ રાસબિહારીનો કંઠ ભરાઈ આવ્યો અને તેની આંખોમાંથી અશ્રૂ વહેવા લાગ્યાં. એ જોઇ કોમલ

સ્વભાવના નરેંદ્રનું હૃદય પણ ભરાઇ આવ્યું. તેણે આ પહેલાં જ ખરા અંતઃકરણથી વિલાસને ક્ષમા કરી હતી. પરંતુ, તે બાબત આ વૃદ્ધ પુરૂષના અનુભવમાં લાવવા માટે તેણે સહૃદયતાથી વિલાસનો ડાબો હાથ પોતાના હાથમાં લીધો અને સદ્ગદિત થઇ બોલ્યો, " વિલાસબાબૂ, જાણે અજાણે મેં તમારા અનેક અપરાધ કર્યા છે. આપે તેની મને ક્ષમા કરવી જોઈએ."

આ બનાવથી વિલાસનું અંતઃકરણ કેટલું ભીંજાયું, તે તેને જ ખબર. પરંતુ, આ વખતે તેણે સાવધાનતા રાખી યોગ્ય અભિનયમાં ખામી પડવા દીધી નહીં. નરેંદ્રને કડકડીને આલિંગન આપી વિલાસ બોલ્યો, " અપરાધી તો હું છું, નરેંદ્ર! આપે જ મારા સર્વ અપરાધ વિસરી જવા જોઇએ."

આંખો મીચી વૃદ્ધ રાસબિહારી મૃદુ પણ કંપતા સ્વરે બોલ્યો, " હે સર્વ શક્તિમાન્ દેવાધિદેવા નિરાકાર નિર્ગુણ, મારા પર આજે દયા કરી, તેં મારાપર આ જે કૃપાનો વર્ષાદ વરસાવ્યો, તેને માટે હું તારાં પદપદ્મો ઉપર કરોડો નમસ્કાર કરૂં છું." આમ કહી રાસબિહારીએ ઘણી ભક્તિથી પોતાના બન્ને હાથ કપાળે અડકાડયા અને પછી શરીરપરના ખેસવતી પોતાની આંખો લૂછવા લાગ્યો. જાણે કે, વાત્સલ્યભારને લીધે પોતાથી બોલી શકાતું નથી એમ દર્શાવી તે બોલ્યો " બેટા નરેંદ્ર, વિલાસ, તમો બન્નેનું કલ્યાણ થાઓ, એવો હું તે પરમમંગલ પ્રભુ પાસે અને સદ્ગૃહસ્થો અને ભગિનીઓ, આપની પાસે-આશીર્વાદ માગું છું."

આ બધી ભાંજગડ દયાળબાબુ શિવાય બીજું કોઇ ન જાણતું હોવાથી, રાસબિહારીની એ સકરૂણ દીનવાણીની પ્રાર્થનાથી આમંત્રિત

સદ્‌ગૃહસ્થોને પરમાવધિનું આશ્ચર્ય થયું. ઉપાસના અને ઉપહારને બાજુએ રાખી, રાસબિહારીએ આ જૂદોજ પ્રસંગ વચમાં ક્યાંથી ખોદી કાઢ્યો, એ અન્ય ગૃહસ્થોના લક્ષમાં ન આવવાને લીધે, તેઓ રાસબિહારીની આ આશીર્વાદ–યાચનાથી એકમેકના મોઢા સામું જોવા લાગ્યા. પરંતુ રાસબિહારી પણ કાંઈ ભોળો નહોતો. તેણે એવા અનેક પ્રસંગોની ભાવી સાંકળ પહેલેથી જ મનમાં જોડી રાખી હોવાથી એક પછી એક દુવા કેમ જોડવા એ ઠરાવતાં તેને નિમિષાર્ધ પણ લાગ્યો નહિ. તે ફરીથી ગળગળો થઈ બોલ્યોઃ "આ પણ મારો પુત્ર, અને આ પણ મારો જ કહેવાય. એક ડાબો હાથ તો બીજો જમણો હાથ. આજ મારૂં પરમ ભાગ્ય કે આપના જેવા મહાન્ પુરૂષો એમને આશીર્વાદ દેવા માટે અહીં પધાર્યા છે."

હજુ પણ આ શી હકીકત છે, એ કોઈના ધ્યાનમાં આવ્યું નહી. પરંતુ, તે ગમે તે કેમ નહો; આપણે આશીર્વાદ આપી છૂટા થવું એ સારૂં, આવો વિચાર કરી સર્વે જણે અસ્પષ્ટપણે આશીર્વાદનો ઉચ્ચાર કર્યો. એ પછી સર્વેને સન્માનપૂર્વક વંદન કરી આંખો લૂછતાં લૂછતાં રાસબિહારી એક ખુરશીપર જઇ બેઠો. તેના સ્નિગ્ધ ગંભીર મુખ સામું જોઇ સર્વેને એમ લાગ્યું કે, આ વૃદ્ધ પુરૂષનું હૃદય વાત્સલ્યમય અનેક ભાવનાઓથી એટલું બધું પરિપૂર્ણ થએલું છે કે, તેમાં હવે અન્ય એક પણ શબ્દ માટે જગા બાકી રહી હશે નહિ. તે પછી ધીમે ધીમે દયાળબાબૂ પોતાના આસન પરથી ઉઠયા અને વ્યાસપીઠ પાસે આવી તેમણે ઉપાસનાની પ્રસ્તાવનાનો આરંભ કર્યો. "જે સ્થળે બે વિરૂદ્ધ અંતઃકરણ એકત્ર થાય, તે પવિત્ર સ્થળે જરૂર ભગવંતનું અધિષ્ઠાન હોય છે. આપણે સર્વ ઘણા

ભાગ્યશાળી છીએ કે, આ પવિત્ર પ્રસંગ આપણી નજરે પડયો. મંગળ પ્રસંગની દષ્ટોત્પત્તિથી અંતઃકરણ સ્વાભાવિક જ પવિત્ર ભાવનાઓથી છલકાઇ આવે છે." આટલી પ્રસ્તાવના કરી દયાળ બાબુએ તે વર્ષ પ્રતિપદાને દિવસે પરમ મંગલ, પવિત્ર નિરાકારનાં ગુણગાન અત્યંત ભક્તિભાવથી કર્યાં. તે મધૂર સત્ય સર્વના હ્રદયમાં વીણાવાદન પ્રમાણે ગુંજિત થયું અને ઘણા ખરાનાં નેત્ર પ્રેમાશ્રુથી ભરાઇ આવ્યાં. પરંતુ, રાસબિહારીના હ્રદયમાં આ ભક્તિની છોળ એટલી જોરથી ઉછળી કે, તેની આંખોમાંથી આંસુની સતત ધારા વહેવા લાગી અને તે એટલો તન્મય થયો કે તે સચેતન છે કે અચેતન એ પણ સમજાયું નહિ.

અને વિજયાની પણ એવી જ તન્મય સ્થિતિ થઇ હતી. પરંતુ તે ભક્તિથી કે બીજા કશાથી, તે તેને પૂછયા શિવાય સમજાય તેમ નહોતું. તે પત્થરની પુતળીની માફક સ્થિર બેઠેલી હતી. તે દેખાવ તેની આંખો જોતી હતી, તેના કાન ઉપાસના સાંભળતા હતા અને તે પણ ત્યાંજ હતી; પરંતુ તેનું અંતઃકરણ માત્ર દૂરના ભવિષ્યકાળનો પત્તો શોધતું હતું. આ સર્વ બનાવ બન્યા પછી જાણે કે તે શુદ્ધિમાં આવી હોય તે પ્રમાણે ઉંચી ડોકી કરી જોવા લાગી, તો તેનો ચહેરો કેટલો બધો ફીક્કો પડી ગએલો જણાયો. દયાળબાબુની ઉપાસનાનો પ્રતિધ્વનિ હજુ પણ નિમંત્રિત ગૃહસ્થોના કાનમાં ગુંજાયમાન થતો હોવાથી વિજયાની એ સ્થિતિ તરફ કોઇનું પણ લક્ષ ગયું નહિ. રાસબિહારી જો કે આંખો મીચીને બેઠો હતો, તો પણ વિજયાની એ સ્થિતિ તેના લક્ષમાં આવ્યા શિવાય રહી નહી. તે સમાધિસ્થિતિમાંથી જાગૃત થયો હોય તેમ ખુરશીપરથી ઉઠયો અને

દયાળબાબૂ પાસે જઈ બોલ્યોઃ "ભગવંતની સ્તુતિ કરવાને જરૂર પડતું શબ્દબલ મારામાં નથી. પરંતુ, દયાળબાબૂની ઉપાસના સાંભળી, મારા હૃદયમાં તે શાશ્વત સત્યનું ઓળખાણ થતાં ચિત્તને જે સમાધાન પ્રાપ્ત થયું છે, તેની કોઈને કલ્પના પણ નહી હોય. તે નિરાકાર જ્યોતિર્દર્શનથી આજે મારૂં જીવન ધન્ય થયું છે." આમ કહી તે દયાળબાબૂનાં ચરણપર મસ્તક મૂકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તેને તેમ ન કરવા દેતાં તેમણે તેને પોતાના હૃદય સરખો ચાંપ્યો. રાસબિહારી કંપિત સ્વરે બોલ્યોઃ "દયાળબાબૂ, આ બધો તમારાં ચરણોનો પ્રતાપ. તમારાં પુણ્યબલને લીધે જ હું આજ પાવન થયો."

દયાળની આંખો પાણીથી ભરાઇ આવી, પણ તે કાંઈ બોલ્યો નહિ. રાસબિહારીને પોતાની સાંકળે હજુ કેટલાયે દુવા જોડવાના હતા. એટલામાં વિલાસબિહારીએ ઉપાહારની તૈયારી થવાની સૂચના કરી. પરંતુ, તેને ચૂપ રહેવા માટે આંખની ઇશારતથી સમજાવી રાસબિહારી ફરી બોલ્યોઃ "હજુ એક બાબતમાં મારે આપની પાસે આશીર્વાદની ભિક્ષા માગવાની છે. વનમાલી આજ જો જીવંત હોત, તો પોતાની પુત્રીનાં લગ્નની વાત તેણે જ આપને કહી હોત. પરંતુ તે આજ ન હોવાથી તે કામ મારે કરવું પડે છે. બન્ને વધૂ-વરની જવાબદારી અત્યારે મારાપર જ છે. બીજા એક મહિને-વૈશાખના પહેલાજ અઠવાડીયામાં લગ્ન છે. જો કે, તે વખતે આવવાની કૃપા તો આપ કરશોજ; પરંતુ તે કાર્ય નિર્વિઘ્નપણે પાર પડે એટલા માટે આજે આપે આ વધૂ-વરને આશીર્વાદ આપવો જોઇએ." આમ કહી તેણે ખીસામાંથી સોનાની ચકચકતી ચાર બંગડીઓ કાઢી અને તે તેણે દાયળના હાથમાં આપી. રાસબિહારીનો હેતુ સમજી,

બીજાઓની માફક દયાળનો ચહેરો પણ પ્રસન્ન થયો નહિ. છતાં પણ તે મૂગો મૂગો વિજયા પાસે ગયો અને બોલ્યો: "તારૂં અક્ષય કલ્યાણ થાઓ બેટા વિજયા; તે શુભ પ્રસંગનું આ સંભારણું તારા હાથમાં રહેવા દે. જોઉં, હાથ આગળ કર જોઉં." પરંતુ આ શબ્દો વિજયાના કાનમાં ગયા જ નહિ, કે શું થયું કોણ જાણે; તે પૂર્વવત્ નિશ્ચલજ બેસી રહી. દયાળે પોતાના કથનની બીજી આવૃત્તિ વિજયાને સાદર કરી; છતાં પણ તેની નિશ્ચલતામાં સહેજ પણ ચંચલતા ઉત્પન્ન થઈ નહિ. વિજયાની પાસે નલિની બેઠી હતી, એ સારૂં થયું; નહિ તો દયાળબાબુની ઘણીજ ફજેતી થઇ હોત. નલિનીએ વિજયાની આ વર્તણુકને અનુરાગની લજ્જા માની હસતાં હસતાં તેના બે હાથ દયાળ સામે ધર્યા. માંગલિક કાર્યની નિશાની દાખલ તે જુલમની શૃંખલાઓ દયાળે વિજયાના કૃશ અને નિરુત્સુક હાથમાં ઘાલી. આ આશીર્વાદ કે અત્યાચાર તે પરમેશ્વરને ખબર.

આ સંબંધમાં કોઇને કાંઈ વિશેષ જેવું લાગ્યું નહી. સર્વ કોઇને એ અનુરાગચેષ્ટા જ લાગી અને પ્રત્યેકે તે વખતે થોડો ઘણો આનંદ જ વ્યક્ત કર્યો. તે પછી થોડા જ વખતમાં સર્વેએ ઉપાહાર કર્યો અને ધીમે ધીમે પાનસોપારીનું ચર્વણ કરતાં એકેક જણ ત્યાંથી અંતર્ધાન પામવા લાગ્યા. પરોણાઓનો સત્કાર અને સન્માન વિજયાએ કેટલી ઉત્સુકતાથી કર્યાં અને તેમાં ક્યાં ઉણપ પડી એ કોઇના પણ લક્ષમાં આવ્યું નહી. છતાં રાસબિહારીના હૃદયમાં ગુદ-બુદ થયા શિવાય રહી નહી. તથાપિ, તેની સામાન્ય છટા પણ કોઇના લક્ષમાં ન આવવા દેતાં હસતાં હસતાં તેણે વિજયાની રજા લીધી અને પોતાને ઘેર ચાલ્યો ગયો. સર્વે જણ ગયા, પણ નલિની અને

વિજયા એક કોચ પર બેઠી બેઠી વાતો કરતી હતી. વિજયા બોલીઃ "તમારી ઓળખાણ થયાથી મને જે આનંદ થયો, તે કહેતાં પૂરો થઇ શકે તેમ નથી. કલકત્તેથી આવ્યા પછી હું છેકજ એકલી પડી હતી. મન મોકળું કરી વાત કરવાને પણ કોઇ સોબતીણ નહોતી. જ્યારે જ્યારે પણ તમને સવડ મળે, ત્યારે ત્યારે તમે જરૂર આવતાં જાઓ." નલિની કાંઇ જ બોલી નહી, માત્ર હસીને જ તેણે "આવતી જઇશ." આવી સંમતિ દર્શાવી. વિજયા સહાનુભૂતિથી બોલીઃ "હું પણ તમારી સાથે જ તમારાં મામીના સમાચાર માટે આવી હોત. પરંતુ, અત્યારે તાપ સખ્ત પડયો છે. તમે તો દયાળબાબૂ જોડે જવાનાં હશો ?"

"ના. તેઓ તો કચેરીનું કામ આટોપી સાયંકાળે ઘેર આવવાના છે."

"ત્યારે તમને મૂકવા માટે સાથે નોકર મોકલું ?"

"ના. મારે નરેંદ્રબાબૂની સોબત છે."

નલિનીના આ છેવટના શબ્દો વિજયાના અંતઃકરણના કેટલાયે ઉંડાણના ભાગમાં જઇ ગડગડાટ કરવા લાગ્યા. અજાણમાં જ તેનો ચહેરો આશ્ચર્યથી ભરાઇ ગયો. "તેમની સાથે તમારો પરિચય છે ? હું એ જાણતી પણ નહોતી."

નલિની સહજ બોલીઃ "નારે ના ! પરિચય તો બિલકૂલે નથી. મામાના કહેવાથી તેઓ પરમદિવસે મને સ્ટેશનપર લેવા માટે આવ્યા હતા. તે જ તેમની અને મારી પહેલી મુલાકાત. તેમની સાથે જ તમારા બ્રાહ્મ-મંદિરમાં જઇ દાખલ થઈ."

વિજયા કાંઇ જ બોલી નહી. તેનું માનસિક વાતાવરણ ઘણું

મુંચાઇ ગયું હોવાથી તેણે માત્ર "હ" એટલું જ કહ્યું. નલિની આગળ બોલી: "પણ ગૃહસ્થ ઘણા ચમત્કારિક જણાય છે. માત્ર બે દિવસના પરિચયમાં તો જાણે તે આપણા આપ્ત કે સ્વકીય હોય તેવા લાગે છે. અત્યારે, તેઓ અમારે ત્યાં જ સ્નાન વિગેરે કરી પછી બપોરે કલકત્તે જવાના છે. મારાં મામી તો તેમને પેટના છોકરાના જેવા માને છે."

આ વખતે પણ વિજયાએ માત્ર ડોકું હલાવીને જ હકાર ભણ્યો. નલિની ફરી બોલી: "ખરેખર, તે જગમિત્ર છે. તેમને અને કોઇને ટંટોફીસાદ થશે આવી કલ્પના પણ સંભવતી નથી. પરંતુ, આજના આ સમારંભનું કારણ જાણી, ખરેખર, મને આશ્ચર્ય થાય છે. મને તો હજુ પણ તેપર વિશ્વાસ બેસતો નથી. ગમે તેમ હો; વિલાસબાબૂની અને તેમની ફરી મૈત્રી જામી એ ઘણું સારૂં થયું. રાસબિહારી બાબૂની મોટાઈ અને ધર્મશ્રદ્ધા જોઇ હું તો મુગ્ધ થઇ છું. અમો આખા બ્રાહ્મમંડળે તેમના જેવું થવું જોઇએ. તમને એમ નથી લાગતું ?"

બન્ને આમ વાતો કરતાં બેઠાં હતાં, ત્યાં જ એક હાથમાં ટોપી અને બીજા હાથમાં લાકડી લઇ નરેંદ્ર ત્યાં આવ્યો. તે સ્મિત કરી બોલ્યો: "વાહ! આટલા થોડા વખતમાં આપનો બન્નેનો ઘણો સ્નેહ જામેલો જણાય છે! આજની વર્ષ પ્રતિપદા નિદાન મારી દૃષ્ટિએ તો ઘણી સુખની ગઇ. હવે, આ વર્ષ સુખકારક જશે, આવી આશા રાખવાને કોઇ પણ જાતની હરકત નથી. પરંતુ, આજ આપ કેમ આમ ઉદાસીન જણાઓ છો?"

આ છેવટનું વાક્ય અર્થાત્ જ વિજયાને ઉદ્દેશીને હતું. તે બોલી: "પહેલાં પણ આપે આજ પૂછ્યું હતું. હમણાં પણ એ જ પૂછો છો. દિવસમાં કેટલીવાર આ પ્રશ્ન પૂછશો ?"

નરેંદ્ર હસવા લાગ્યો. તેણે કહ્યું: "મને સાંભરતું નથી. મારી ભૂલ થઇ. અમો ડૉકટરોને કોઇ ઉદાસીન રહે એ ખપતું નથી. પણ કોઇએ એમ પૂછ્યું, એટલે આપ તેનાપર ચીડાઓ છો કેમ ? આપની એ ઘણી ખરાબ ટેવ છે." આમ કહી નરેંદ્રે પોતાના હંમેશના મધુર હાસ્યથી તે સઘળી જગા હાસ્યમય કરી મૂકી. મહા કષ્ટે પોતાનું હસવું રોકી, ઉછીનું ગાંભીર્ય લાવી વિજયા બોલી: "બધાયે આપના જેવા ખોડ વિનાના કયાંથી હોય ? પેલો કાલીપદ માત્ર એમ કહેતો હતો કે, ડૉકટર સાહેબ બડે ગરમ તબીયત કે હૈ. પણ મને લાગે છે કે, તે આપના જેવા સાધુની નિંદા થઈ."

નરેંદ્રના મોઢામાંથી ફરી હાસ્ય-લહરીઓ વહેવા લાગી. જેમ તેમ કરી હસવું રોકીને તે બોલ્યો: "બધા ! આપ તો વિલક્ષણ અભિમાની છો. મને ક્ષમા કરવાની હજુ પણ આપની તૈયારી નથી. પણ, મેં એવો આપનો અપરાધ શો કર્યો, તે તો કહો."

"તે કાલીપદને, મને અને તે વખતે સ્ટેશનપર આવેલા લોકોને ખબર."

નરેંદ્ર હસીને બોલ્યો: "ત્યારે તો એમ જ કહો ને કે હું ઘણો સુપ્રસિદ્ધ થયો ! એટલા બધા લોકો મારા સંબંધમાં-વારૂ એ તો ઠીક, પણ આપના સંબંધમાં લોક શું કહે છે, તે કહો જોઉં."

વિજયાનો ચહેરો ક્ષણવાર માત્ર અનુરાગરંજિત થયો. સહેજ હસવા જેવું કરી, તે બોલી: "પોતે પોતાનાં વખાણ કરવાં નહી-

આપજ તે સંબંધમાં જે હોય તે કહોને. પણ હમણાં નહી. સ્નાન-ભોજન થયા પછી. એ ઉદ્યોગ આપ અહીંજ આટોપી લ્યો તો નહી ચાલે ! ”

નરેંદ્ર કાંઈ જ બોલ્યો નહી. તે નલિનીના મોઢા સામું જોવા લાગ્યો. નલિની બોલીઃ “પણ મામી ત્યાં અમારી વાટ જોતાં બેઠાં હશે. ”

વિજયા બોલીઃ “ હું માણસ મોકલી તેમને ખબર આપું છું.”

નલિનીયે કહ્યુંઃ “ ના. અમારે જવુંજ જોઇએ. મામી હમણાંજ માંદગીમાંથી ઉઠયાં છે. અને અમારા જતા સુધી તેમને સોબત પણ કોઇની નથી. ”

નલિનીનું આ કહેવું વિજયાથી નાકબૂલ થઇ શકે તેમ નહોતું. વિજયા કાંઇ બોલતી નથી, એ જોઇ નલિનીએ નરેંદ્રને કહ્યુંઃ “ નરેંદ્રબાબૂ, આપ અહીંજ જમો. હું મામીને કહીશ. જતી વખતે, માત્ર તેમની પ્રકૃતિ જોતા જજો એટલે થયું. ”

“ વાહ ! મને શું આપ છેક જ વ્યવહારશૂન્ય અને અકૃતજ્ઞ સમજો છો. આવા તાપના વખતે તે રસ્તે જો હું આપની સોબતમાં ન હોઉં તો મામીને અને દયાળબાબૂને ખોટું લાગે.” પછી હસતાં હસતાં વિજયા તરફ જોઈ બોલ્યોઃ “ હું કોઇ દિવસ તમારે ત્યાં જમ્યો નથી, એમ ઓછું જ છે. છતાં, મારે જમવું જ એવી તમારી ઇચ્છા હશે, તો વળી ચાર દિવસે એક દહાડો સવારે આવી હાજર થઇશ. ચાલો ત્યારે, નમસ્કાર ! ” પછી તેણે નલિનીને કહ્યુંઃ “ હવે વાર ન કરો, ચાલો.” ટોપી માથાપર મુકી અને લાકડી

હાથમાં લઇ નરેંદ્રને તૈયાર થએલો જોઇ નલિની પણ કોચપરથી ઉઠી ઉભી રહી. વિજયા પણ ઉઠી. પરંતુ, તેની ઉત્સુકતા બધી જતી રહી હતી અને તેની આંખો, સરાણુપરથી ઉતારેલી છરીની માફક તકતક કરતી હતી. તેમાંથી નિમિષાર્ધમાં પાણી પણ વહેવા માંડયું હોત. નરેંદ્ર અને નલિનીને વિજયાની આ સ્થિતિની કલ્પના પણ નહોતી. વિજયાને સ્તબ્ધ જોઇ નરેંદ્રે કહ્યું: " મારી તમને એક વિનંતિ છે. જે વસ્તુને લીધે આટલો બધો ગોટાળો થયો, ટંટા-બખેડાનાં બીજ પણ જે વસ્તુથી રોપાયાં અને હું સર્વને અપ્રિય થયો, તે મારી વસ્તુ આ આનંદને પ્રસંગે મને પાછી આપો. તમારા બસો રૂપીયા હું ચારેક દિવસમાં લાવી આપીશ. " આમ કહી નરેંદ્ર હસવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ નિરૂત્સાહને લીધે તેનાથી હસી શકાયું નહી. ઉલટો, વિરૂદ્ધ બાજુથી જવાબ માત્ર કડક મળ્યો. વિજયાએ કહ્યું: " પૈસા લઇ વસ્તુ આપવી એ આનંદનું દ્યોતક નથી, પરંતુ તે ફક્ત વેચાણ જ છે. એ વસ્તુ આપને બક્ષિસ આપવાનું પણ મને સાહસ નથી. પૈસા આપી બક્ષિસ મેળવવી એ આપને ઘણું અભિમાનાસ્પદ લાગતું હશે; પણ આજનો દિવસ આનંદનો છે એટલાજ માટે તે વસ્તુ વેચવાની મારી ઇચ્છા નથી. "

નરેંદ્રનું અભિમાન ક્યાંનું ક્યાં ચાલ્યું ગયું. તે ઘણો જ જંખવાણો પડયો. અત્યાર સુધીમાં તે વિજયાના સ્વભાવનું નિશ્ચિત ધોરણ ઠરાવી શકયો નહોતો; તેમાં વળી અત્યારના તેના ઉપરના શબ્દોથી તો તે અધિક ઘોટાળામાં પડયો. તેના અંતઃકરણનો થાગ કેવી રીતે કાઢવો એજ તેનાથી સમજાયું નહિ. વિજયાના કઠોર મુખ તરફ ક્ષણ માત્ર જોઈ તે આર્જવથી બોલ્યો: " હું સમજ્યો. હું કદાપિ મારૂં દૈન્ય

ભૂલ્યો નથી, તેમ તે છૂપાવવાનો પણ મેં કદાપિ પ્રયત્ન કર્યો નથી. નલિનીને જ પૂછો. તેનો અને મારો બે દિવસનો જ પરિચય છે; છતાં પણ મેં તેને બાબાનું મૃત્યું કેવી શોચનીય રીતે થયું, તેઓ ઋણ-ગ્રસ્ત થવાથી તેમની પાછળ હું વડિલોપાર્જિત સઘળી મીલકતથી કેવી રીતે રહિત થયો, વગેરે સર્વ કાંઈ કહ્યું છે. કોઇની પાસે પણ હું કાંઇ ચોરી રાખતો નથી. સ્વાર્થ એ શી વસ્તુ છે તે હજુ પણ હું સમજતો નથી, અને તેથી જગત્ સાથે તેમજ મારી પોતાની સાથે પણ પ્રતારણા કરવાનું મારા મનમાં જ આવતું નથી. આપ મારી વસ્તુ મને બક્ષિસ આપવાનાં છો, આમ મેં કયારે ય પણ કહ્યું નથી. પૂછો, જોઇએ તો નલિની ને."

વિજયાનો ચહેરો ધીમે ધીમે ગંભીર થતો જોઈ નલિની સહાસ્યતાથી બોલી: "ખરેખર, એમના જેવા ખૂલ્લા દિલના અને પ્રેમાળ ગૃહસ્થ મેં આજસુધી કયાંય પણ જોયા નથી." નલિનીને બિચારીની આશા હતી કે, પોતાના આ કથનથી વિજયા ઘણી પ્રસન્ન થશે. પરંતુ, પરિણામ ઉલટું થયું. વિજયાનો ચહેરો મલિન, ત્રાસદાયક અને સલજ્જ થયો. તે આ બન્ને તરફ નિસ્તબ્ધતાથી અને તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગી. વિજયાનો આવો રૂક્ષ અને સંત્રસ્ત થએલો ચહેરો જોઇ, નરેંદ્ર ખિન્ન સ્વરે બોલ્યો: "મારા બોલવાથી આપને ઘણો ત્રાસ થતો હોય, એમ જણાય છે. તમને એમ લાગતું હશે, કે આ માણસ પોતાની સ્થિતિ વિસરી જઇ આપણી સાથે બરોબરીયા તરીકે વર્તે છે; પરંતુ ખરેખર તેમ છેજ નહિ. બોલતી વખતે હું ભૂલો કરતો હઇશ; પણ તે મારા અવ્યવસ્થિત ચિત્તનો દોષ. તેમાં વળી આપના જેવી શ્રીમંત વ્યકિત સાથે આ મારો

પહેલો જ પરિચય. આને લીધે જો મેં વજનદાર શબ્દોથી આપનું સન્માન બરાબર સંભાળ્યું ન હોય, તો આપે તે બદલ ક્ષમા કરવી." આમ કહી તે ત્યાં ન થોભતાં ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૨.

---

નલિની અને નરેંદ્ર વિજયાની રજા લઇ રસ્તે પડયા પછી બન્ને જણ વિજયાના અંતરંગ સંબંધે વિચાર કરતાં જતાં હતાં. ઘણી વાર સુધી રહેલી નિસ્તબ્ધતા દૂર કરી નલિની બોલીઃ " કઈ વસ્તુ બક્ષિસ આપવાનું વિજયાએ આપને કહ્યું હતું વારૂ ? "

નરેંદ્ર વિચારમગ્ન હતો. તે રૂક્ષ સ્વરે બોલ્યોઃ " તે હકીકત બીજે કોઇ એક દિવસે હું તમને કહીશ. ઠીક ત્યારે, હવે હું અહીંથી જ પાછો ફરૂં છું. મારે કલકત્તામાં એક ખાસ જરૂરીનું કામ છે. જુઓ, પેલું તમારૂં બ્રાહ્મમંદિર. અહીંથી ઘણું જ નજીકમાં છે. નદી ઉપર માણસો પણ છે. એટલે, હવે મારી સોબતની કાંઇ જરૂર નથી." નલિનીના આશ્ચર્યની સીમા રહી નહિ. નરેંદ્રે તેને નદીપરના પૂલ સુધી પહોંચાડી હોવાથી હવે તેને ખરેખર જ સોબતની જરૂર નહોતી; પરંતુ ઘેર જમવા આવનાર નરેંદ્ર આમ રસ્તામાંથી જ પાછો ફરે છે, એ જોઇ તે નરેંદ્રના મોઢા સામું ગાંડાની માફક ટગર ટગર જોવા લાગી. નલિનીનો તે ભાવ ઓળખી નરેંદ્રે કહ્યુંઃ " તમારાં મામી મારાપર ચીડાશે ખરાં; પણ મને ક્ષમા કરવાની તેમને વિનંતિ કરજો

અને કહેજો કે, વળી કોઇ દિવસ આવી જમી જઇશ." નલિનીએ પૂછ્યું: "હવે ફરીથી ક્યારે આવશો ?" "પરમ દિવસે, નહિં તો તેને બીજે દિવસે જરૂર આવીશ." આમ કહી નરેંદ્રે નલિનીને અભિવાદન કર્યું અને ત્યાંથી પાછો ફરી તે સ્ટેશનના માર્ગ તરફ વળ્યો.

બપોરના તાપમાં વૃક્ષોની ઘટામાંથી ચપચપ પગલાં ઉપાડતો નરેંદ્ર ચાલ્યો જતો હતો. તેના ચાલવા પરથી તે ગાડી પકડવા માટે ઉતાવળો હોય, એમ સ્પષ્ટ જણાતું હતું. એટલામાં 'ડૉક્ટર બાબુ, ડૉક્ટર બાબૂ' આવા શબ્દ તેના કાને પડયા અને તે અનુરોધે તે જુએ છે, તો એક આઠ વર્ષનો છોકરો ઘણી જ ઝડપથી પોતાના તરફ દોડતો આવતો હતો અને હાથના અણસારાથી પોતાને ઉભા રહેવાનું કહેતો હતો. નરેંદ્ર ઉભો રહ્યો હોવાથી થોડી જ વારમાં એક ઝાડ નીચે બે જણ એકઠા થયા. નરેંદ્રે તુરત જ એ છોકરાને ઓળખ્યો. નરેંદ્રે જેને ઓરી જેવા રોગની વિદ્રુપતામાંથી ઘણી જ સફાઇથી બચાવ્યો હતો, તે પરેશને આટલા બધા વેગથી પોતાની પાસે દોડતો આવેલો જોઇ નરેંદ્રને ઘણું આશ્ચર્ય લાગ્યું. આ છોકરા પર નરેંદ્રનો ઘણો સ્નેહ હતો. પરેશે પાસે આવતાં જ આ સાહેબની લાકડી હાથમાં લીધી અને કહ્યું: "ડૉક્ટર સાહેબ, ચાલો; માઇ તમને બોલાવે છે. ચાલો, જલદી ચાલો."

નરેંદ્રે તેની પીઠપર હાથ ફેરવી કહ્યું: "પરેશ, મને નહી હોય રે. બીજા કોઇને બોલાવ્યો હશે."

"ના ના. તમને જ. તમારા જ માથાપર સાહેબની ટોપી છે- ચાલો, જલદી ચાલો."

જોરથી દોડેલો હોવાથી પરેશ ઘણોજ થાકી ગયો હતો. અને તેથી તેનાથી ચોખ્ખો શબ્દ પણ બોલી શકાતો નહોતો. નરેંદ્રે તેને કહ્યું: "તારાં માઇએ તને શું કહ્યું ?"

"માઇ છેને, તે પાછળની ગચ્છી પર ઉભાં હતાં, એટલામાં તમે તેમને જણાયા. એટલે તેમણે તુરતજ મને કહ્યું: 'પરેશ, જા, જલદી દોડ અને ડૉક્ટર બાબૂને પકડી લાવ. એટલે હું તને ખાવાનું લાવવા માટે એક પૈસો આપીશ.' ચાલો, ડૉક્ટર. જલદી ચાલો."

પરેશની આટલી બધી દોડાદોડી અને ઉતાવળનો હેતુ, હવે સહજ રીતે નરેંદ્રના લક્ષમાં આવ્યો. એક પૈસાના લોભથી તે આટલે દૂર દોડતો આવ્યો છે, એટલે હવે એ કાંઈ આપણને છોડવાનો નથી, એ પણ નરેંદ્ર સમજ્યો. પરેશને એક પૈસો આપી નરેંદ્રે પોતાનો છૂટકો કરી લીધો હોત; પરંતુ વિજયાએ આટલીબધી ઉતાવળથી પોતાને શા માટે બોલાવ્યો હશે, આ તેનું કુતૂહલ વધતું જતું હોવાથી, તે કલકત્તાનાં ઉતાવળના અને મહત્ત્વના કામ તરફ દુર્લક્ષ કરી વિજયાના બંગલા તરફ વળ્યો. વિજયાએ પોતાને શા માટે બોલાવ્યો હશે, એ સંબંધમાં નરેંદ્ર પોતાના મનમાં એક સરખો વિચાર કરતો હતો. પરંતુ, એ કોરડો ઉકેલતા પહેલાંજ તે વિજયાના બંગલામાં જઈ પહોંચ્યો. બહારના ઓટલાપર પગ મુકતાં જ વિજયા સામેથી આવી તેને મળી. પોતાની આર્દ્ર અને ઉત્સુક દષ્ટિથી નરેંદ્ર સામું જોઇ તે બોલી: "આવા સખત તાપમાં ખાધા શિવાય જ કેમ ચાલ્યા ? હું અમસ્તી અમસ્તી ખીજાઉં છું, અને મારી તે અસલ ટેવ છે; પરંતુ આપ ?"

નરેંદ્ર એકેક પગલે દિવાનખાનામાં વિજયાની પાછળ જતાં

જતાં વિસ્મયથી બોલ્યો: " એટલે ? કોણે એ આરોપ આપના પર કર્યો ? "

ઉત્તર આપતાં આપતાં વિજયાના હોઠ કંપવા લાગ્યા. તે કંપિત સ્વરે બોલી: "બીજું કોણ કરે ? આપેજ એ આરોપ મારાપર કર્યા. પેલી બધી હકીકત નલિનીને કહી તેની સમક્ષ કોણે મારૂં અપમાન કર્યું ? અને તે બદલ મને અત્યારે શિક્ષા કરી, ખાધા શિવાય અને સ્નાન કર્યા શિવાય ભૂખ્યા ભૂખ્યા કલકત્તે ચાલ્યા નહિ કે ? મેં શું એવું આપનું બગાડયું છે ? " આમ કહેતાં કહેતાં વિજયાની બન્ને આંખો અશ્રુથી ભરાઈ આવી. અને પોતાની તે દયામણી સ્થિતિ નરેંદ્રના લક્ષમાં ન આવે એટલા માટે તે ફરીને બારીમાંથી બહાર જોવા લાગી. આથી વળી બિચારા નરેંદ્રની સ્થિતિ ઘણી નાજુક થઈ પડી. તેની સાથે શું બોલવું અને તેને શો જવાબ આપવો એજ તેને બીલકૂલ સમજાયું નહી; અને વળી તેમાં મઝા એ કે આ આટલા મોટા મેઘાડંબરનું કારણ તેને કયાંય પણ જડયું નહી. વિજયા અને નરેંદ્ર આવી અન્યમનસ્ક સ્થિતિમાં હતાં એવામાં એક નોકરે અંદર આવી ન્હાવા માટે પાણી તૈયાર કર્યાની સૂચના આપી. તે સાથેજ વિજયાએ નરેંદ્રને કહ્યું, "જાઓ, નીચે જઇ સ્નાન કરી લ્યો." નરેંદ્ર મૂગો મૂગો કોઇ પણ તકરાર કર્યા શિવાય નોકર પાછળ સ્નાન માટે ગયો અને એક આજ્ઞાધારક નાના છોકરાની માફક સ્નાન કરી જમવા માટે પાટલા પર જઇ બેઠો. સુવાસ ભોજનનો ટાટ તેની સામે મૂકતાં જ વિજયા વાળાનો સુંદર પંખો લઇ નમ્રતાપૂર્વક તેની પાસે બેઠી. વિજયાનો આ સત્કાર સહન કરવો નરેંદ્રને અશકય થઇ પડયો. તેણે નમ્રતાથી કહ્યું " મને પવન નાંખવાની બીલકૂલ આવશ્યકતા નથી. "

વિજયા હસીને બોલી: " આપને આવશ્યકતા નહી હોય, પણ મને આવશ્યકતા છે. અતિથિના સત્કારમાં સહેજ પણ ઉણપ ન પડવા દેવી આમ મને બાબા હંમેશાં કહેતા હતા. "

" તે ખરું; પણ આપને તો જમવાનું બાકી છે. "

" પુરુષોના જમ્યા શિવાય સ્ત્રીયોને જમવાની અમારા ઘરમાં રીત નથી. "

સંતોષ દર્શાવી નરેંદ્રે કહ્યું: " ત્યારે તો આપ બ્રાહ્મ છો, છતાં આપના આચાર-વિચાર અમો હિંદુઓના જેવા છે. "

ઘણાં બ્રાહ્મકૂટુંબોમાં આવા આચારોને રસ્તો મળી, પૂર્ણ પાશ્ચાત્ય પદ્ધતિ–ખાવાપીવામાં પણ–શરૂ થયાની વાત વિજયા જાણતી હતી. અને તેથી નરેંદ્રને શો ઉત્તર આપવો એ તેને સમજાયું નહી. તે હસીને બોલી: " અમે બ્રાહ્મ એટલે કાંઇ કાબુલમાંથી આવ્યાં નથી. તેમ કાંઇ અમે અમારી રીતભાતો વિલાયતથી પાર્સલ કરી મંગાવી નથી. તો પછી એમાં આપને એટલું બધું શું આશ્ચર્ય લાગે છે. "

એટલામાં એક નોકરે અંદર આવી કહ્યું: " માઇ, નીચે હીસાબના ચોપડા લઇ કારકુન ઉભો છે, તેને શું કહું ? "

" આજ વખત નથી, કાલે આવવાનું કહે. "

નોકરના ગયા પછી નરેંદ્રે હસીને કહ્યું: " નોકર-ચાકર આપને જે નામથી સંબોધે છે, તે પદ્ધતિ મને ઘણી ગમે છે. "

" કઈ પદ્ધતી ? "

" માઇ નામથી સંબોધવાની, આપ બ્રાહ્મમહિલા છો. શ્રીમાન્ તો આપ છોજ. એ શિવાય આશોક-પ્રાપ્તી, જ્યોતિદર્શન થયું હશેજ. એવા ઉઠતાં બેસતાં સત્યનો પ્રકાશ જોનારા અનેક બ્રાહ્મગૃહસ્થોના

ઘરમાં ડૉક્ટર તરીકે વારંવાર જવાનો મને પ્રસંગ પ્રાપ્ત થાય છે. ત્યાંની ઘણીખરી મહિલાઓને ઘરમાંના નોકર ચાકર મેમસાહેબ કહી સંબોધે છે. કોઇએ મેમસાહેબ કહ્યું, એટલે જાણે શાશ્વત સત્ય હાથમાં આવ્યું હોય એવો તેમને આનંદ થાય છે. પરંતુ, બહારના લોકોને આ મેમસાહેબ શબ્દનું રહસ્ય સમજાતું ન હોવાથી, ઘણીએ મહિલાઓ નોકર પાસે પોતાને 'મેમ સાહેબ' કહેવરાવે છે." આમ કહેતાં કહેતાં નરેંદ્ર હસવું ન રોકી શક્યાથી મોટેથી હસવા લાગ્યો. વિજયાને પણ હસવું આવ્યું. તે અટકાવી નરેંદ્રે કહ્યું: "બા, મા, આવાં માતૃવત્સલ નામથી સંબોધવા કરતાં શેઠાણીઓને મેમસાહેબ શબ્દ ઘણો આબ્રૂદાર લાગે છે. પહેલે દિવસે તો આ નોકર લોક કોને મેમસાહેબ કહે છે, એજ મારા લક્ષમાં આવ્યું નહી. મેં એક નોકરને પૂછ્યું, ત્યારે તેણે શું કહ્યું ખબર છે? તેણે કહ્યું, 'બાબુજી, મેં ઘણા સાહેબ લોકોને ત્યાં નોકરી કરી છે, અને મેમસાહેબ કેવી હોય છે તે પણ જોયું છે. પરંતુ આ ગામઠી મેમસાહેબ તો તોબા! એક દિવસ એક શેઠાણીને 'માઇ' કહેતામાં તો તે અગ્નિની માફક મારાપર ગરમ થઇ. નસીબ સારૂં કે, નોકરી પરથી કાઢી ન મૂકતાં આઠ આના દંડ પર જ મને ક્ષમા કરી. ત્યારથી મેં મારો કાન આમળ્યો છે. કોઈ એક બ્રાહ્મધર્મીય ઝાડૂ કાઢનારી હોય છે, તો તેને પણ હું મેમસાહેબ કહું છું,' આપે પણ એવાં ઘણાં કુટુંબો જોયાં હશે?" આમ કહી નરેંદ્ર હસવા મંડ્યો.

વિજયાએ માત્ર હસીને 'હા' એટલું જ સૂચવ્યું. નરેંદ્રે આગળ ચલાવતાં કહ્યું: "મને લાગે છે કે, તેમનાં છોકરાં-છૈયાં પણ તેમને માઇ ન કહેતાં ધીમે ધીમે મેમસાહેબ કહેવા માંડશે."

આ ચર્ચા કરતી વખતે નરેંદ્રનો ચહેરો ઘણો આનંદી જણાતો હતો. પણ તેનું જમવાનું ઘણુંજ ધીમું ધીમું ચાલતું હતું. વિજયાએ હસીને કહ્યું, " બીજાનું અધિક-ઉણું ખોતરવામાં આપને આનંદ થાય છે, તેને માટે મને કાંઈ હરકત નથી; પણ મારે હજુ જમવાનું બાકી છે, એ આપના ધ્યાનમાં છે ને ? "

હવે બીલકુલ પણ ન બોલતાં જમવું આવો નિશ્ચય કરી તેણે ચાર પાંચ કોળીઆ મોઢામાં મુકયા; પણ તેટલામાં વળી બોલવાની લહેર આવતાં તે બોલવા લાગ્યોઃ " હું પણ પાંચ વર્ષ ઇંગ્લંડમાં હતો. પરંતુ, આ અમારા સ્વદેશી સાહેબ—"

વિજયા નાકપર આંગળી મુકી હસતી હસતી બોલીઃ " હં ! ફરી પાછી પરનિંદા ! "

" ચાલો, હવે નહી બોલું. " આમ કહી નરેંદ્ર જમવા લાગ્યો. ચાર પાંચ કોળીઆ લીધા પછી તે બોલ્યોઃ " બસ થયું. હવે મારૂં જમણ પૂરૂં થયું.—"

વિજયા હસીને બોલીઃ " એટલામાં શેનું પૂરૂં થયું. ભાણા-આંની બધી ચીજ પૂરી થયા શિવાય હું આજ આપને ઉઠવા દેવાની નથી. જોઈએ તો બીજાની નિંદા કરતા કરતા જમો. હું તેને માટે કાંઇ પણ નહિ બોલું. "

હસીને પણ ગંભીરતાથી નરેંદ્રે કહ્યું " આપ કહો છો કે હજુ હું કાંઇ જમ્યો નથી; પણ આપ જો મારૂં કલકત્તાનું જમણ જુઓ તો ચકિત થઇ જાઓ. ગામ છોડયા પછી આ થોડા મહિનામાં હું કેટલો બધો અશક્ત થઇ ગયો છું. રસોઇઆ અને નોકરની જોડી તો એવી કાંઇ ફક્કડ મળી છે કે, કાંઇ પૂછવું જ નહિ. બહારથી આવતાં

મને કોઇ દિવસ બે વાગે છે, તો કોઈ દિવસ ચારે વાગે છે. પછી ઘેર આવી રસોઇયાના હાથનું તે ઠંડું બાફણું જેમ તેમ કરી પેટમાં હોમવું પડે છે. એકાદ વખતે તો તે નીરાંતે આપણા માટે ઢાંકી મૂકી પોતાના કામે ચાલ્યો જાય છે. તેવે વખતે બીલ્લીબાઇ ઘરમાં પેસી સારા સારા પદાર્થ ખાઇ જાય છે અને પછી જે રહે તેટલા પર જ ચલાવી લેવું પડે છે. કોઇક દિવસ તો ચોખ્ખી નિર્જલા એકાદશી થાય છે.”

વિજયા સહેજ ક્રુદ્ધ થઇ બોલી, “એવા રસોઇઆને શા માટે રજા આપતા નથી? આટલા બધા પૈસા મેળવતાં છતાં આવા હાલ શા માટે વેઠો છો?”

“આપ કહો છો તે ખરૂં; પણ શું કરૂં? ઘરમાં એક ખુણામાં મારી બંદુક, તલવાર અને લશ્કરી પોષાખ પડેલાં હતાં છતાં ચોર આવી છરસો રૂપીઆની નોટો ચોરી ગયો. અને તેના ચાર દિવસ પછી કાંઈક સામાન લેતાં લેતાં સો રૂપીયા મેં ગુમાવ્યા. પચાસ રૂપીયાની બે નોટો કોને આપી, એનો પત્તો જ મળ્યો નહી. એટલે નોકર ચાકર પર શા માટે ચીડાવું? વ્યવહારશૂન્ય માણસોનું એમ જ ચાલે. હાલ અપેષ્ટામાં મારા એવા ઘણાયે દિવસો ગયા હોવાથી મને તેનું કાંઇ પણ લાગતું નથી.”

વિજયા મુગી મુગી આ બધું સાંભળતી હતી, અને તેનું ચિત્ત સહાનુકંપાથી કળવિકળ થતું હતું. નરેંદ્ર ફરી બોલવા લાગ્યો, “ખરૂં જોતાં મને નોકરીની કાંઇ પણ જરૂર નથી. હું એકલો હોવાથી મારા પેટ માટે તે એટલું બધું શું જોઇએ? એકાદ શ્રીમંત ગૃહસ્થની પંક્તિ-માં બેસી બે વખત જમવું અને એકાંતમાં બેસી કાંઇક શાસ્ત્રીય શોધ

કરવી આવો મનમાં વિચાર આવે છે. પણ આપણી આ ભૂમિ એવા વિચારોની પોષક નથી. પાશ્ચાત્ય દેશમાં એવા શોધકોને યોગ-ક્ષેમ એકાદા સરદારની માફક ચલાવનારી અનેક સંસ્થાઓ છે. હા, ઇશ્વર-કૃપાથી આપના પિતા જીવંત હોત, તો તેમણે જરૂર મારી આ ઇચ્છા પૂર્ણ કરી હોત."

હર્ષ, ઉત્સુક્તા અને દુ:ખ-સ્મૃતિથી વિજયાનો ચહેરો ઘણો મનોરમ જણાવા લાગ્યો. તેણે કહ્યું "આપ એ શા પરથી કહો છો? આપ તો તેમને ઓળખતા નહોતા."

મેં તેમને કદાપિ જોયા નહોતા, તેમ તેમણે પણ મને જોયો નહોતો. તથાપિ તેમનો મારા ઉપર ઘણો પ્રેમ હતો એ વાત હું જાણું છું. મને વિલાયત કોણે મોકલ્યો એ આપને ખબર છે? તેમણે જ મારા શિક્ષણનો ખર્ચ સહન કર્યો હતો. મારા બાપાના દેવા સંબંધમાં તેમણે આપને શું કાંઇ પણ કહ્યું નથી?"

"ઘણું કરીને તો કહેલું હોવું જોઇએ. પણ આપ શું કહો છો, તે સ્પષ્ટ સમજાયા શિવાય તે મને સાંભરે નહી."

થોડો વખત મનમાં ને મનમાં વિચાર કરી નરેંદ્ર બોલ્યો: "જવો દો. તે વાતનો અત્યારે વિચાર કરવાનું કાંઈ કારણ રહ્યું નથી."

વિજયા આગ્રહપૂર્વક બોલી "કારણ હો કે ન હો, આપે અત્યારે તે હકીકત કહેવી જ પડશે."

કહેવી કે ન કહેવી એને માટે નરેંદ્રને સાહજિકજ ગોટાળો થયો. થોડું અટકી તે બોલ્યો: "પણ અત્યારે તે કહેવામાં કાંઇ અર્થ નથી અને સાંભળવામાં તો બીલકૂલે નહી."

વિજયા પોતાની હઠ ન છોડતાં બોલી: " છે હેહ ! તે કાંઇ પણ હું સાંભળવાની નથી. આપે તે હકીકત કહેવી જ જોઇએ."

વિજયાનો આગ્રહ જોઇ નરેંદ્રને હસવું આવ્યું. તે બોલ્યો: "તે હકીકત કહેવી એ નિરર્થક છે, એટલું જ નહી, પરંતુ અપ્રયોજક પણ છે. કહેતાં પણ મને શરમ આવે છે. કદાચિત્ આપને એવો પણ વહેમ આવશે, કે આ પોતાની મનોભૂમિ પર નિષ્કારણ ભળતું જ બી રોપે છે."

આથી તો વિજયાની જિજ્ઞાસા અધિક વધી. તેણે કહ્યું. "કહો કહો એમ તે હું કેટલી વાર આપને આર્જવ કરૂં ? કહેતા હો તો પગે પડું ?"

" ત્યારે કહું છું. પણ જમ્યા પછી–"

" ના ના, હમણાં જ કહેવી પડશે."

" ઠીક ત્યારે કહું છું. પરંતુ પહેલાં એક વાત આપને પૂછું છું. અમારા ઘરના સંબંધમાં આપના પિતાયે આપને કાંઇ પણ કહ્યું નહોતું શું ?"

નરેંદ્રનો આ પ્રશ્ન સાંભળી વિજયાનું હૃદય સહજ વિગલિત થયું. શો જવાબ આપવો એ તેને સૂઝયું નહી. નરેંદ્ર બોલ્યો: " ઠીક. પણ ચીડાશો નહી હો. હું જ બધું કહું છું. હું જ્યારે વિલાયત જવા માટે નીકળ્યો, ત્યારે બાબા તરફથી મારા જાણવામાં આવ્યું કે આપના જ પિતા મને વિલાયત મોકલે છે. ત્રણ ચાર દિવસ થયાં દયાળ બાબૂએ મને કેટલાક જૂના પત્રો આપ્યા છે. આપના હાલના બ્રાહ્મ-મંદિરની એક ઓરડીમાં કેટલાક જૂના કાગળ પત્રો પડયા હતા, તેમાંથી તેમને એ પત્ર મળ્યા અને તે મારી વસ્તુ માની મને આપ્યા. એ પત્ર

વાંચી જોયા તો તેમાંના બે આપના પિતાના હાથના હતા. મારા બાબા ઋણગ્રસ્ત થયેલા હોવાથી તેમની માનસિક અવસ્થા ઘણીજ ગાંડા જેવી થઇ હતી. એ બાબતમાં આપના પિતાએ મારા બાબાને બે સાંત્વનના શબ્દો લખ્યા છે. તેમાં છેવટે તેઓ લખે છે કે, એ બાબતમાં ચિંતા કરશો નહી. નરેંદ્ર મારે મન મારાજ છોકરા જેવો છે. તેને હું તે ઘર આપી દઇશ.–"

નરેંદ્ર તરફ અધિક કૌતુક દૃષ્ટિથી જોઇ વિજયા બોલી: "તે પછી ?"

નરેંદ્ર ખચકાતો બોલ્યો, "તે પછી–વિશેષ કાંઇ નથી. કાંઇ અવાંતર બાબત છે. ઘણા દિવસો પહેલાં લખેલો એ પત્ર. એટલે તે પછી તેમનો સંકલ્પ બદલાયો પણ હોવો જોઇએ અને તેથી તેમણે આપને તે સંબંધમાં કાંઈ કહ્યું પણ નહી હોય."

વાસ્તવિક વાત તદ્દન જૂદી હતી. બાપના અક્ષરે અક્ષર તાજા થઈ જાણે વિજયાના હૃદયકમલ પર તે પિતૃલેખ લખલખ થવા લાગ્યો. તે ક્ષણ વાર ચૂપ રહી બોલી: "ત્યારે તો તે ઘર પર હક્ક બજાવવાને આપને કાંઇ હરકત નથી. આમ કહી વિજયા હસવા લાગી. નરેંદ્રને પણ હસવું આવ્યા શિવાય રહ્યું નહી. વિજયાના આ કથનમાં ચેષ્ટા શિવાય બીજો પણ ધ્વનિ નથી, આમ સહજજ તેને લાગ્યું. તે પણ વિજયાની મશ્કરી કરવા માટે બોલ્યો, "હક્ક જરૂર બજાવીશ. પણ સાક્ષી માત્ર આપની આપીશ. આપ ખરૂં જ બોલશો, એમાં મને કાંઈ શંકા નથી."

"હું સાક્ષી આપીશ ખરી; પણ તે પર વિશ્વાસ કોણ કરશે ?"

"કોઈ વિશ્વાસ કરો કે ન કરો. પણ આપના વિના બીજો કોઇ

મારો સાક્ષીદાર નથી. ઘર નરેંદ્રનું જ છે એ આપે ન્યાયાસન સામે કહેવું જ પડશે."

આ મશ્કરીના શબ્દોથી પણ વિજયા ગંભીર થઇ બોલી: "અરે ન્યાયાસનનું પણ કાંઈ કામ નથી; તેમ મારી સાક્ષીની પણ જરૂર નથી. બાબાની આજ્ઞા એજ મારૂં ન્યાયાસન. આપનું ઘર હું આપને પાછું આપીશ."

વિજયાના આ શબ્દોમાં ચેષ્ટા છે આવો લેશભર પણ સંશય નરેંદ્રને આવ્યો નહી. પરંતુ ચેષ્ટા શિવાય એ શબ્દો પર સત્યનો આરોપ કેવી રીતે કરવો, એ પણ તેના લક્ષમાં આવ્યું નહી. તથાપિ ચેષ્ઠામાં પણ પોતાનું ગાંભીર્ય ગુમાવવું નહી આવો વિજયાનો સ્વભાવ હતો અને તે બે ચાર વખત નરેંદ્રના જાણવામાં આવ્યો હોવાથી આને પણ તે ચેષ્ટા જ સમજ્યો; અને પોતે જાણી જોઈને ગંભીર સ્વરે બોલ્યો, "તેમના પત્રો જોયા શિવાય જ શું આપ ઘર મારે સ્વાધીન કરશો ?"

"ના; પત્રો તો મારે જોવા જોઇએ. પરંતુ તે પત્રોમાં જો તેવો મજકૂર હશે, તો હું મારા બાબાનો હુકમ કદાપિ અમાન્ય કરીશ નહી."

"પણ તેમનો એ અભિપ્રાય છેવટ સુધી કાયમ જ હતો, એનો શો પુરાવો ?"

"તેમજ, તેમનો એ અભિપ્રાય બદલાયો હતો, એનો પણ કાંઇ પુરાવો નથી."

"અને વારૂ મારે તે ઘર જોઈતું ન હોય, અને તે ઘર પર હું મારો હક પણ ન બતાવું તો ?"

"તે આપની ઇચ્છા. પણ આપની મારી છે; તેમનાં છોકરાં

છે; તેઓ પણ શું એ ઘર પર હક્ક નહી બજાવે ?"

નરેંદ્ર હસીને બોલ્યો, "ખરેજ; એ મારા ધ્યાનમાં નહોતું. આવા પ્રસંગે એવાં ઘણાં દૂરનાં સગાંઓને પણ લોભ ઉત્પન્ન થયા શિવાય રહેતો નથી. રહેવા દો તે વાત. મારાં દૂરનાં સગાં પણ કોઈ હક્ક બજાવવા આવશે નહી, એની આપ ખાત્રી રાખજો. પણ શું હું તે ઘર લેવાની ના પાડું, તો પણ આપ તે મને આપશો જ ?"

"જરૂર. બાબાએ દાન કરેલી વસ્તુ આપની આપને પાછી આપવી જ, આવી મેં પ્રતિજ્ઞા કરી છે."

આ ચેષ્ટા–મશ્કરી નથી પરંતુ સંકલ્પ છે; એ બાબત નરેંદ્રના લક્ષમાં આવી અને તે વિજયા પર મુગ્ધ થયો, તેમજ આશ્ચર્યચકિત પણ થયો. થોડો સમય ચૂપ રહી, પછી તે સ્નિગ્ધ સ્વરે બોલ્યો, "આપ ખાત્રી રાખજો કે એ ઘર ગિલંકૃત–હોઇયાં કરવાનું પાપ આપને લાગશે નહી. કારણ કે, આપે તે ઘર સદ્ધર્મ કાજે દાન કર્યું છે. અને વારૂ તે મને પાછું આપશો, તો પણ મને તેનો શો ઉપયોગ ? મારૂં એવું કોણ છે કે, જે ત્યાં જઇ રહે ? મારે તો ગમે ત્યાં પરદેશમાં નોકરી કરવાની છે. અને મુખ્ય વાત એજ છે કે, વિલાસ બાબુની અને મારી આજ જ તેમના પિતાએ ગટ્ટી બાંધી આપી છે. એટલે, આપ તે ઘર જો મને પાછું આપશો, તો વળી પાછા તે બધું ફોક કરશે. આપની સાથે અને મારી સાથે; બન્ને સાથે !"

નરેંદ્રના આ છેવટના શબ્દોથી વિજયા જાણે પોતાના પર જ સંતપ્ત થઈ બોલી, "બીજાની વસ્તુનું અપહરણ કરી કોઇને ખુષ કરવાનું કામ કાલત્રયે પણ મારે હાથે થશે નહિ. જવા દો તે. પણ આપને જો તે ઘરની જરૂર ન હોય, તો પછી આપ તે ઘરની યોગ્ય

હોય તે કિંમત લ્યો; એટલે એથી મારા મનને પણ કાંઇક સંતોષ થશે અને આપને પણ નોકરી કરવાનું કારણ રહેશે નહી; તેમજ વળી આનંદથી મનપસંદ વ્યવસાય પણ કરી શકાશે. આપ મારૂં આટલું તો કહેવું કબૂલ કરો નરેંદ્ર બાબૂ.” કોમલ સ્વરે ઉચ્ચારેલા વિજયાના આ આખરના શબ્દોમાંની આર્જવતા અને આગ્રહ જોઇ નરેંદ્રનું અંતઃકરણ વિગલિત થયું. એ ખરૂં કે, એ વખતે વિજયા નીચું જોતી હોવાથી તેના મુખ ઉપરની ભાવનાનું પ્રતિબિંબ તેનાથી પોતાના હૃદય-દર્પણમાં જોઇ શકાયું નહિ. પરંતુ એથી અત્યારે ઉપહાસના સર્વ સંશય દૂર થયા અને તેને ચારે બાજુ સત્ય જણાવા લાગ્યું. પિતૃ-ઋણ સારૂ પોતાને ગૃહ-હીન કરવા માટે વિજયાનું ચિત્ત અનુતાપથી દગ્ધ થાય છે, અને કાંઇ પણ નિમિત્ત કરી તે ઘર અથવા તો તેની કિંમત અંતઃકરણપૂર્વક પાછું આપી પોતાની શોચનીય સ્થિતિ સુખકારક કરવાની વિજયાની ઇચ્છા છે એ જોઇ નરેંદ્રને શું લાગ્યું હશે એની કલ્પના જ કરવી જ જોઇએ. પરંતુ વિજયાની ઇચ્છા ગમે તેવી સારી હોય, તો પણ તેનું કહેવું કબૂલ કરવું એ નરેંદ્રને અયોગ્ય લાગ્યું. ન્યાયથી જે વસ્તુ વિજયાના હાથમાં પડી છે, તે હવે તેની પાસેથી ભિક્ષા તરીકે પાછી લેવાને નરેંદ્રનું મન બિલકુલ કબૂલ થયું નહી. વળી બીજું પણ એક મોટું કારણ હતું. નરેંદ્રને વ્યવહાર-જ્ઞાન અલ્પ સ્વલ્પ જ હતું. પરંતુ તેથી કાંઇ તેને મનુષ્યની પરીક્ષા કરતાં આવડતી નહોતી, એમ કાંઇ નથી. કારણ અકારણ દ્વેષ કરનાર તે પિતા-પુત્રની જોડને નરેંદ્રે સારી રીતે ઓળખી લીધી હતી. વિલાસ અને વિજયાના થનારા લગ્ન સંબંધથી તો વિજયાની એ ભિક્ષા તેને અત્યંત અનુચિત લાગી. એ પતિ

પત્નીની વચ્ચે આમ ટંટાનું બીજ રોપી રાખવું એ નરેંદ્રના સ્વભાવ-વિરુદ્ધ હતું. વિજયાના મુખ તરફ ક્ષણવાર માત્ર જોઇ નરેંદ્ર સ્નેહ-પૂર્વક પણ થોડી મશ્કરી કરવાના ઉદ્દેશથી બોલ્યો, "આપના મનમાં શું છે, તે હું સમજ્યો. કાંઇ પણ બ્હાનું કાઢી મારા જેવા ગરીબને કાંઇ આપવાની આપની ઇચ્છા છે."

પહેલાં પણ નલિની સમક્ષ નરેંદ્રે આજ બાબતનો ઉલ્લેખ કર્યો હતો. તેની જ લગભગ આ પુનરાવૃત્તિ જોઇ વિજયાના હૃદયમાં વેદના થવા માંડી. તે મ્લાન થઇ બોલી, "આપ એવું કહો છો, ત્યારે મને કેવું લાગે છે એ આપને ખબર છે?"

નરેંદ્ર સહેજ હસ્યા જેવું કરી બોલ્યો, "ત્યારે ખરેખર જ આપનું શું કહેવું છે એ કહો જો."

"જે ખરૂં છે, તે જ મેં કહ્યું. આપનું મન વહેમી છે એટલે આપને તે ખરૂં લાગતું નથી. આપ ગરીબ હો કે શ્રીમંત હો તેની સાથે મારે શું કર્તવ્ય છે? હું તો માત્ર બાબાની આજ્ઞા માન્ય કરવી એટલું જ સમજું છું."

એકાએક ઘણો જ ગંભીર થઇ નરેંદ્ર બોલ્યો, "વહેમ આવે એ પણ ખરૂં છે. આપના પિતાની આજ્ઞા પર આપની શ્રદ્ધા છે, એ ઘણું સારૂં. પણ આજ્ઞાનો શક્યાશક્ય દૃષ્ટિથી આપે વિચાર કર્યો નથી. 'બાબાની આજ્ઞા' આમ કહી તેને માટે આપ મોટું અભિમાન બતલાવો છો; પણ તેમની આજ્ઞા મુજબ શું શું આપણું પડશે એ આપને ખબર છે? ફક્ત તે પરથી જ કાંઇ ચાલશે નહી!"

કોઇ પણ વિકારથી વિકૃત ન થતાં વિજયા બોલી, "કાંઇ હરકત નહી. આપની બધી યે સંપત્તિ ખુશીથી આપ પાછી લઇ

જાય. મને તો ઉલટો લગારે સંતોષ જ થશે. ખોટું નહી લાગે."

નરેંદ્રને સાહજિક હસવું આવ્યું. તે બોલ્યો, "આવું સૌજન્ય પ્રકટ કરવું એ આપને અભિમાનાસ્પદ લાગે છે. બાબાનો હુકમ શિરસાવંધ કરવાની આપની ઇચ્છા જણાય છે ખરી; પરંતુ તેમના હુકમ પ્રમાણે આપ મને આપવા મંડશો, તો મારો હાથ કેટલે દૂર જઈ પહોંચશે એની તમને કલ્પના છે? તે ઘર અને કેટલાક વીઘાં જમિન જ નહી, પણ તે કરતાં પણ કેટલું બધું અધિક આપવું પડશે!"

નરેંદ્રના આ ભાષણથી વિજયા ભયભીત કે ચિંતિત ન થતાં તે ઉત્સુકતાથી બોલી, "બાબાએ તે પત્રમાં બીજું શું શું લખ્યું છે?'

નરેંદ્ર કંઈક લજ્જિત થઈ શાંતપણે બોલવા લાગ્યો: "તે પત્ર પણ મારી પાસે છે. મારૂં ઘર અને જમિન જુમલા જ મને આપી તેમને સમાધાન થયું નથી; પરંતુ આપની જે જે વસ્તુ પર મારી નજર જાય, તે તે વસ્તુ તેમણે મને આપ્યાનું તે પત્ર પરથી આપને જણાઈ આવશે. મારૂં ઘર અને જમિન એટલા પર જ હું મારો હક કહેતો નથી; પરંતુ આપનું ઘર, જમિન જુમલા, કલકત્તામાંનો બંગલો, આપની આખીયે જમિનદારી, એટલું જ નહી પણ એ સર્વ સાથે તેની માલીકણ પર હક બજાવવાનો પણ તે પત્રમાં આપના બાબાએ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. બાબાની આજ્ઞા! બાબાનો હુકમ! આપશો એ બધું આપ મને?"

નરેંદ્રના આ કથનમાં અસત્ય કંઈ જ નહોતું. તેમ તેમાં જોર જૂલમનો પણ અંશ નહોતો. એટલું જ નહિ, પણ પોતાના એ કથનને મશ્કરી સિવાય બીજું કોઈ પણ સ્વરૂપ વિજયા આપે નહી, એવા

જ સ્વરથી નરેંદ્રે તે શબ્દો ઉચ્ચાર્યા હતા. તથાપિ, વિજયાના પગના તળીયાથી તે માથાપરના કેશસુધી શરાકાની લહેરોપર લહેરો વહેવા લાગી અને એથી તેને વાક્યસ્ફૂર્તિજ થઇ નહી. તે પથ્થરની મૂર્તિના જેવી નિશ્ચલ થઈ બેસી રહી. તેનાથી નરેંદ્રપર નજર સરખી પણ કરવાનું ધૈર્ય કરી શકાયું નહી. પોતાના આ વાક્-પ્રહારથી વિજયાનો સંકલ્પ ઘણો જ તૂટી ગયો, એ નરેંદ્રના સમજવામાં આવ્યું અને તેથી તેના સ્વરમાં ગર્વનું મિશ્રણ થયું. તે બોલ્યો, "કેમ? હવે મૂગાં કેમ થયાં? આપશો એ બધું? ભલે, વિલાસ-બાબૂની સલાહ લઇ પછી જે આપવો હોય તે ઉત્તર આપજો?" આમ કહી નરેંદ્ર પોતાની હંમેશની પદ્ધતી મુજબ મોટેથી હસવા લાગ્યો. પરંતુ, એજ વખતે વિજયાના મુખપર નરેંદ્રની નજર જતાં જ, કોઈ મોઢાપર હાથ મૂકે તે પ્રમાણે એકદમ નરેંદ્રનું હસવું અટક્યું અને તે ભયચકિત થયો. વિજયાના ચહેરાપર રક્તનો આભાસ સરખો પણ નથી, તે ફીકો ફ્ચ પડી ગએલો છે, એ જોઇ નરેંદ્ર ઉદ્વિગ્ન અને વિષણ્ણ થયો અને બોલ્યો, "આપને કાંઇ ગાંડું તું નથી લાગ્યું ને? તમને એમ લાગ્યું કે, હું ખરેખર જ આ બધી મીલકત પર મારો હક્ક બજાવીશ? અરે જો હું એવું સાહસ કરૂં ને, તો તો પછી મારે ગાંડાની ઇસ્પીતાલમાં જઈ કેટલાક દિવસ તેની પરોણાગત ચાખવી પડે."

વિજયા કાંઇ જ બોલી નહી. તે કેટલીક વાર સુધી તો સ્તબ્ધ બેસી રહી હતી. પછી તે ખિન્ન સ્વરે બોલી, "જોઉં, બાબાના પત્રો ક્યાં છે?"

નરેંદ્રે આશ્ચર્યથી કહ્યું, "તે શું હું ખીસામાં લઇ ફરતો હઇશ?

અને તે જોઈને પણ ફાયદો શો ?"

"ફાયદો હો કે ન હો. હું મારો માણસ આપની સાથે મોકલું છું; તેને આપ તે પત્રો આપજો."

"એટલી બધી ઉતાવળ ?"

"હા"

---

## પ્રકરણ ૨૩.

---



આખી રાત ઉંઘ ન આવવાથી ભારે થએલું શરીર અને ત્રસ્ત થએલું મન લઇ સવારે જ્યારે વિજયા લખવા વાંચવાના દિવાનખાનામાં આવી દાખલ થઇ, ત્યારે પ્રથમ જ તેની નજર ટેબલપર ઉપરાઉપરી મૂકેલા હીસાબના ચોપડા પર પડી. પછી પાસે ઉભેલો વૃદ્ધ કારકૂન જણાયો. તે બિચારો ચોપડાપર સહીઓ લેવાને બે ચાર દિવસથી રખડતો હતો. વિજયા તે કારકૂનને બે કલાક પછી આવવાનું કહી એક બારી પાસેના કોચપર બેઠી અને હાથમાં હીસાબનો ચોપડો લઇ તેમાંના આંકડા પર નજર ફેરવવા લાગી. પરંતુ, તેનું અંતઃકરણ મનોવ્યથાથી અસ્વસ્થ થયું હોવાથી, હિસાબના આંકડાપરથી તેની નજર દૂર સુધી પથરાએલાં ઝાડ ઝુડપાંપર નાસી છૂટતી હતી. એટલામાં તેની આંખો બાગમાંના એક ઝાડ તરફ ખેંચાઇ. તે ઝાડ નીચે રાસબિહારી પરેશનો હાથ પકડી ઉભો હતો અને તેને ધમકાવી કાંઇ પૂછતો હતો. ક્યારેક તે ઘર તરફ આંગળી કરતો, ક્યારેક પગ રસ્તા તરફ, તો ક્યારેક દિવડા

ગામ તરફ આંગળી કરી તે પરેશને કંઈક પૂછતો હતો. દૂર હોવાને લીધે તે બન્નેની વાતચિત વિજયાથી સાંભળી શકાતી નહોતી. પરંતુ રાસબિહારીની હસ્ત-ચેષ્ટાઓ પરથી તેમાંનું કુછ રહસ્ય તેના લક્ષમાં આવ્યા સિવાય રહ્યું નહી.

થોડી વારે રાસબિહારીએ પરેશને છોડી મૂક્યો અને તે કચેરી તરફ ગયો. રાસબિહારી દૂર થતાં જ પરેશે ત્યાંથી ધૂમ છોડી. એટલામાં બારીમાંથી હાથ બહાર કરી વિજયાએ પરેશને આવવાની નિશાની કરી. પરેશને પણ આવું જ નિર્ધાસ્ત સ્થળ આ વખતે જોઈતું હતું અને તેથી તે દોડતો વિજયા સામે આવી ઉભો રહ્યો. "કેમ રે, તે તને શું પૂછતા હતા?" આમ વિજયાએ તેને પૂછ્યું.

પરેશે કહ્યું, "માઈ, ખરૂં કહેજો. ડૉક્ટરબાબૂ જમતા હતા, ત્યારે હું ઘરમાં હતો? હું તો તમારી પાસેથી પૈસા લઈ ખાવાનું લેવાને ગયો હતો ને?"

"હા, ગયો હતો: પછી?"

"બડાબાબૂ મને કહે કે, માઈ અને ડૉક્ટરબાબૂને જે વાતચિત થઈ હોય તે કહે. નહી તો તારા હાથ-પગ બાંધી તને પાણીમાં નાંખીશ. મેં કહ્યું કે, 'તે નવો રખવાલદાર જૂઠું કહે છે; હું તો ડૉક્ટર બાબૂ જમવા બેઠા હતા ત્યારે હલવાઈની દુકાને ખાવાનું લાવવા માટે ગયો હતો.' માઈ, બડાબાબૂને કહેશો નહી હાં કે! નહિ તો મને મારશે. તેમણે મને કહ્યું છે કે, ખબરદાર આ વાત માઈને કહી તો."

નહી કહું' આમ માઈએ ધીરજ આપ્યા પછી પરેશ ધીમે ધીમે

ત્યાંથી બીજી બાજુ ગયો. તે ગયા પછી ફરી વિજયા હાથમાંના ચોપડાનાં પાનાં પર પાનાં ફેરવવા લાગી અને આંકડાપર નજર નાંખવા લાગી. આટલો વખત વિજયાનું લક્ષ હીસાબ તરફ નહોતું એ ખરૂં; પણ આંકડા અને અક્ષરો તેને સ્પષ્ટ જણાતા હતા. પરંતુ, આ નવા બનાવથી હીસાબના કાગળ તેને જાણે ખરડેલા જેવા જણાયા. રાત્રીના જાગરણને લીધે રાતી થએલી આંખો ક્રોધથી અધિક લાલ થઇ બળબળ કરવા લાગી. એજ સુમારે લાકડી ટેકતો ટેકતો રાસબિહારી વિજયા બેઠી હતી, ત્યાં આવ્યો અને ઉધરસના અવાજથી વિજયાનું લક્ષ પોતા તરફ ખેંચી તે એક ખુરશીપર બેઠો. તેની સાથે બોલવું જ નહી, આવી વિજયાની ઇચ્છા હતી; પરંતુ એક તરફથી તેનો સંતાપ તેને ચૂપ બેસી રહેવા દેતો નહોતો. તે રૂક્ષ સ્વરે બોલી, “ આવો બેસો. આજ કાંઈ સવારના પહોરમાં ? ”

વિજયાના પ્રશ્નનો ઉત્તર ન આપતાં અત્યંત લાગણી જેવું દેખાડી રાસબિહારી બોલ્યો, “ છોકરી, તારી આંખો બહુ લાલ જણાય છે; શરદી-બરદી તો નથી થઇ ને ? ”

બોલ્યા શિવાય માત્ર ડોકી હલાવીને જ વિજયાએ ના સૂચવી. તે તરફ જોયું ન જોયું ફરી રાસબિહારી બોલ્યો, “ રાત્રે ઉંઘ સારી નથી આવી કે, બીજું કાંઇ-”

“ ના ના. મને કાંઇ નથી થયું. ”

“ પણ છોકરી, આંખો તો બહુ જ લાલ જણાય છે. અને—”

ડોસાના બોલવા તરફ લક્ષ ન આપતાં વિજયા હાથમાંના હીસાબ તરફ લક્ષપૂર્વક જોવા લાગી. એ જોઇ રાસબિહારી બોલતાં જ અટક્યો. ક્ષણવાર સ્તબ્ધ રહી વળી બોલ્યો, "બહારના તાપની બીકથી સવારેજ આવ્યો બેટા. કાંઇ દસ્તાવેજ જોઇએ છે. આપણી જમિનદારીને લગતી જ ચોધરીની જમિનદારી છે. તેનામાં અને આપણામાં કાંઇ ટંટો–બખેડો ઉત્પન્ન થવાનો સંભવ છે; તેથી દસ્તાવેજ વિગેરે જે કાંઇ હોય, તે મારી પાસે આણી આપ."

વિજયાના બાપે જમિનદારીના અને બીજા જે દસ્તાવેજો હતા, તે પોતાની જ પાસે રાખ્યા હતા. કાગળ પત્રો મહત્ત્વના અને ચોરાવાનો સંભવ હોવાથી તે બધા તે ત્રીજોરીમાં રાખતા હતા. આ કાગળોનું મહત્ત્વ વિજયાની જાણમાં હોવાથી તેણે તે બધા કલકત્તેથી પોતાની સાથે આણ્યા હતા અને બરોબર બંદોબસ્તથી ત્રીજોરીમાં મૂકી રાખ્યા હતા. વિજયાએ પૂછ્યું, " તેમને અને આપણે ટંટો–બખેડો થશે એવું કોણે કહ્યું ? "

વયોવૃદ્ધ પ્રમાણે પોતે જ્ઞાનવૃદ્ધ પણ છે, આવા ભાવથી સહેજ હસી તે બોલ્યો, " તેમ કોઈએ કહ્યું નથી. પણ કેટલીક વાતો વાયરાપર વહેતી વહેતી મારે કાને આવી છે. એટલી સાવધાની રાખ્યા શિવાય શું આટલી મોટી જમિનદારીનું રક્ષણ થતું હશે છોકરી ? "

વિજયા શાંતપણે બોલી, " બે જમિનદારોમાં જમિનના એક નાનકડા ટુકડાપર કાયદાસર લઢાઇ શરૂ થયા પછી કોર્ટ–કચેરીમાં બન્ને જણ લાખો રૂપીયાનો ખર્ચ કરે છે, અને ક્યારેક તે બન્નેયે

ભીખારી થાય છે, આમ મેં સાંભળ્યું છે. આપણી કેટલી જમિનપર તેઓ હક્ક કરે છે ?"

જાણે આખી જમિનદારીનો નકશો આંખો સામે ધરી રાસબિહારી બોલ્યો, "અં—બહુ તો—તે જમિન બે વીધાં હશે."

"એટલી જ ! ત્યારે તો તે તેમને આપી દો. તેટલા માટે કોર્ટ–કચેરીમાં જવાનું કાંઈ પણ કારણ નથી."

વિલક્ષણ વિસ્મય દર્શાવી, ચીડાયા જેવું કરી રાસબિહારી બોલ્યો, "વિજયા, તું આમ કહીશ આવી મારી કલ્પના નહોતી. ટંટા–બખેડાની બીકથી આજે આપણે બે વીધાં જમિન છોડી દઈશું, તો કાલે બસો વીધાં પણ છોડી દેવી પડશે નહિ, એ શા પરથી કહેવાય ?"

વિજયાના કથન સંબંધમાં રાસબિહારીએ આ લગભગ ઉઘાડો જ તિરસ્કાર દર્શાવ્યો હતો. પરંતુ તેથી વિજયા ક્રુદ્ધ થઈ નહી તેમ ત્રસ્ત પણ થઈ નહી. હીસાબના ચોપડા તરફ જોતી જોતી તે શાંતતાથી બોલી, "હમણાં તો બે જ વીધાંનો પ્રશ્ન ઉત્પન્ન થયો છે ને ? જ્યારે બસો વીધાંનો ઉત્પન્ન થશે, ત્યારે શું કરવું તે તે વખતે ઠરાવાશે. પણ કોર્ટ–કચેરીનાં પગથીયાં ચઢવાની વાત નહી."

ડોસો ઘણો જ ખિન્ન થયો. વારંવાર નકારાર્થી ડોકું હલાવી બોલ્યો, "ના ના ! હું કાલત્રયે પણ એવું નુકશાન થવા દઇશ નહી. મારૂં પોતાનું નુકશાન થતું હોત, તો તે મેં ખુશીથી સહન કર્યું હોત. પણ મારાપર વિશ્વાસ મૂકી તારા બાપે પોતાની સઘળી સંપત્તિ મારે સ્વાધીન કરી છે, તે જોતાં એવું

નુકશાન હું મારી આંખો સામે જોઉં, એ ચોખ્ખો વિશ્વાસઘાત કહેવાય. એ વીધાં જ શું; પણ તારી એ આંગળ જમિન પણ જવા દેવી એ હું મોટું પાપ સમજુ છું! અને વિજયા, એવાં જ બીજાં પણ કેટલાંક મહત્વનાં કારણ છે. માટે એક વખત ઉઠ અને તે બધા કાગળપત્ર મારી પાસે લાવી આપ. "

વિજયા ઉઠે એવાં લક્ષણ જણાયાં નહી. તે હીસાબ તપાસતાં તપાસતાં નીરાંતે બોલી, "કાગળ–પત્રો જોવાનાં એવાં બીજાં કયાં કારણ છે?"

"છે." "ક્યાં?" કંટાળ્યા જેવું કરી રાસબિહારી બોલ્યો, "કારણ શું એક બે છે છોકરી? જમિનદારીના વ્યવહારમાં, હમણાં હમણાં ઘણીજ ભાંજઘડો ઉપસ્થિત થતી હોવાથી એક વખત તે બધા કાગળપત્ર મારે શાંત રીતે જોવા જોઈએ. જા, તેટલા લાવી આપ."

એટલામાં પેલો વૃદ્ધ કારકૂન હીસાબના ચોપડાપર બાઇસાહેબની સહીઓ થઇ કે નહી, એ જોવા માટે આવ્યો. તેને બે ચાર વખત નિષ્કારણ ત્રાસ થયો હોવાથી સંકોચ દર્શાવી વિજયા બોલી, " હજુ ચોપડા તપાસ્યા નથી. બે કલાક પછી આવો."

"ઠીક, આમ કહી કારકૂન પાછો ફરતો હતો, ત્યાંજ તેને પાછો બોલાવી વિજયા બોલી, "એક કામ છે. પેલો નવો રખવાલદાર કેટલા દિવસથી કામપર છે?"

"આશરે પંદર દિવસ થયા."

"ગમે તેટલા થયા હો. તેને આ મહિનાનો અને આગલા મહિનાનો પગાર આપી રજા આપો. આજેજ તેને બીજે ઠેકાણે જવાનું કહી દો." કારકૂન આશ્ચર્યચકિત થઇ ક્યારેક રાસબિહારી તરફ તો ક્યારેક વિજયા તરફ જોવા લાગ્યો. તે બિચારાના ગુન્હાની તપાસ કરવી આમ કારકૂનને લાગ્યું. પણ તેમ બોલવાનું તેને ધૈર્ય થયું નહી. તેને ધુંચવાડામાં પડેલો જોઈ વિજયા બોલી, "ના ના. તેનો કાંઈ અપરાધ નથી. તો પણ આજેજ તેને રજા આપો. પગાર માત્ર પૂરો આપજો."

વૃદ્ધ, ચતુર અને અનુભવી રાસબિહારીનો ચહેરો વિજયાના આ શબ્દોથી ગોરોમોરો થયો. પણ એટલામાં પોતાને સંભાળી લઇ તે સહજ હસી બોલ્યો, "બેટા, અપરાધ વિના કોઇનો કોળીયો લઇ લઈએ નહી." બિચારા ભોળા કારકૂનની પણ એજ ઇચ્છા હતી. તે બોલ્યો "તો પછી તેને–" કારકૂનને આગળ ન બોલવા દેતાં વિજયા બોલી "હા હા. આજે જ તેને રજા આપી દો." આમ કહી વિજયા હીસાબના ચોપડાનાં પાનાં ઉલટાવવા લાગી. રાસબિહારી ત્યાં બેઠો છે, એ પણ જાણે તે ભૂલી ગઈ હોય તેમ તેણે દેખાડ્યું. રાસબિહારી પ્રથમ જે હિંમતથી આવ્યો હતો, તે તેની હિંમત ઘણી જ તૂટી ગઇ. તે ફરી. લાગણીપૂર્વક બોલ્યો, "ઉઠ બેટા, એક વખત તે કાગળો લાવી આપ. પછી ખુશીથી નીરાંતે બેસ.– "

હીસાબના કાગળ પરથી નજર ન ઉપાડતાં વિજયા બોલી, "શા માટે?" રાસબિહારી ગંભીર સ્વરે બોલ્યો, "શા માટે? શા માટે તે મેં તને પહેલેથી જ કહ્યું છે. વિશેષ કારણ શિવાય જ શું હું મારો વખત ભાગી અહીં આવ્યો હઈશ?"

ચોપડા પરથી નજર પણ ન ઉપાડતાં વિજયા શાંતપણે બોલી, "આપ કહો છો એ ખરૂં; પણ કારણ તો એક પણ કહ્યું નથી."

ત્રસ્ત થઇ રાસબિહારી બોલ્યો, "કારણ નહી કહું, તો તું કાગળ પત્રો મને દેખાડીશ નહિ, આમ જ સમજવું ને ?" પળવાર અટકી ફરી તે બોલ્યો, "આનો અર્થ એટલો જ ને કે, તું મારા પર વિશ્વાસ રાખતી નથી ?"

વિજયા ઉત્તર આપવાની ભાંજગડમાં જ પડી નહી. ઉલટ જાણે તે પોતાના કામમાં જ મશગૂલ થઈ હોય, તેવી વૃત્તિ તેણે ધારણ કરી. પણ આ મૌનવ્રતનો અર્થ એટલો સ્પષ્ટ થતો હતો કે, તેમાંનો તિરસ્કાર, તીક્ષ્ણતા અને ક્રોધ રાસબિહારીના લક્ષમાં આવવાને બિલકૂલ વાર લાગી નહી. તેના મુખ પરની કાલિમા સ્વાભાવિક જ વૃદ્ધિંગત થઇ. સામેના ટેબલ પર લાકડી પછાડી તે બોલ્યો, "વિજયા, શા માટે તું આમ મારૂં અપમાન કરે છે ? શા માટે તું મારા પર આમ અવિશ્વાસ રાખે છે ?"

તિરસ્કાર કે ક્રોધ ન દર્શાવતાં વિજયા શાંતપણે બોલી, "આપ પણ મારા પર વિશ્વાસ રાખતા નથી. આપે મારા જ પૈસાથી મારા જ ઉપર નજર રાખવા માટે એક ચિત્રગુપ્તની નીમણૂંક કરી છે ! તો પછી મારે પણ આપનાપર શા સારૂ વિશ્વાસ રાખવો ? મારા કાગળ પત્ર જોવામાં આપનો કાંઇ ખરાબ હેતુ હોવો જોઇએ, આવો હું જો સંશય લાવું તો તેમાં ખોટું શું છે ? અને એમાં આપનું અપમાન પણ શું ?"

આઘાત ભયંકર તો ખરોજ. આખી જીંદગીમાં એવા અનેક આઘાત ખાઇ ખાઇને કઠિણતર બનેલું રાસબિહારીનું હૃદય પણ આ

આઘાતથી ક્ષણવાર માત્ર સકંપ થયું. તેની વાક્શક્તિ લુપ્ત થઇ અને તે સ્તંભિત થયો. પરિપક્વ ધૂર્તની ધૂર્તતા કલકત્તા જેવા સ્થળે રહેનારી એક અલ્લડ અને સુખલાલિત છોકરી ઓળખી જશે, એજ મૂળમાં રાસબિહારીની કલ્પના બહાર હતું. તેમાં વળી સામે મોઢાપર જ તે એ વાત સ્પષ્ટ બોલી બતલાવે એ તો તેના સ્પમામાં પણ નહોતું. થોડો વખત તો રાસબિહારીની સ્થિતિ ગાંડા જેવી થઇ અને શું કરવું તે તેને સૂઝ્યું નહી. પરંતુ તુરત જ તે યુદ્ધ માટે તૈયાર થયો અને એવી સ્વાર્થસાધુ ક્ષુદ્ર સ્વભાવની વ્યક્તિના ભાથામાં જે અમુક બાણ હોય છે, તેમાંનું એક બાણ તેણે અત્યંત નિષ્ઠુરતાથી વિજયા પર ફેંક્યું. " છોકરી, માત્ર વનમાલીના નામને હીણું લાગે નહી એટલાજ માટે મારે એવી વ્યવસ્થા કરવી પડી. એક અજાણ્યા, વિધર્મી ભિખારીને ભર બપોરે રસ્તા પરથી બોલાવી, સંધ્યાકાળ પર્યંતનો સમય તેની સાથે તેં ગાળ્યો એનો શો અર્થ કહે જોઉં ? અને એટલેથી જ ક્યાં અટક્યું છે ? તે દિવસે રાત્રિના બાર વાગી ગયા, તો પણ તમારૂં હસવું રમવું પૂરૂં થયું નહી અને તેમાં વળી તેનું જમવું કરવું તો હવે અહીયાં જ કાયમ માટે ચાલવા માંડ્યું છે! આને માટે તને લાજ નહિ આવતી હોય પણ બહાર ચાર માણસમાં મોઢું દેખાડવું અમને તો ભારે થઈ પડ્યું છે. અમો બ્રાહ્મધર્મી અને અમને આવું લાંછન ? "

પ્રત્યક્ષ ભય કરતાં અસ્તિત્વ—શૂન્ય ભીતીથી મનુષ્ય અધિક ભયાકુલ થાય છે. એવી જ અવસ્થા વિજયાની થઇ. એ આઘાતમાં સત્ય બીલકુલ ન હોવાથી, તે સહજ પવન સાથે વહી ગયો હોત. પણ, તે આઘાતને લીધે ઉત્પન્ન થએલા કાલ્પનિક ભયથી વિજયાનો

મર્મભેદ થયો. આટલા માનભંગથી તે એક વાઘણની માફક ક્રુદ્ધ થઇ જવી જોઇએ; પરંતુ રાસબિહારીનું એ બાણ છૂટતાં જ તે પીગળી ગઇ. પોતાના બ્રહ્માસ્ત્રનો આવો અજબ ચમત્કાર વિજયાના મ્લાન અને મલીન મુખપરથી તુરત જ રાસબિહારીના લક્ષમાં આવ્યો, અને મનમાં ને મનમાં સંતુષ્ટ થઇ તે થોડો વખત સ્તબ્ધ બેઠો. પછી મોટી પ્રૌઢીથી બોલ્યો, "લોકોને ટીકા કરવા માટે જગા જ ન રહે, એટલા માટે બંદોબસ્ત કરવો એ અમારૂં કર્તવ્ય નથી શું?" આ પણ વિજયાએ મૂગા રહી સહન કર્યું. અર્થાત્ જ રાસબિહારીનો ગર્વ અધિક વધ્યો. તે બોલ્યો, "વિજયા, એમ ચુપચૂપ બેસી રહે નહિ ચાલે. તારે આનો જવાબ આપવો જોઇએ."

બિચારી વિજયા શું બોલે? સ્ત્રીઓનાં અંતઃકરણ આવા આઘાતથી કેવાં દુભંગ થાય છે, એની જેવી વિજયાને કલ્પના હતી, તેવી તે રાસબિહારીને પણ હતી. અને એથી જ તે એક જેતાની માફક ટેબલ પર લાકડી ઠોકી બોલ્યો, "બોલ બોલ, વિજયા મારા પ્રશ્નનો જવાબ આપ!"

ધીમે ધીમે માથું ઉંચું કરી વિજયાએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ રાસબિહારીના મુખપર નાંખી. તેના બન્ને હોઠ થરથર કંપવા લાગ્યા. તે રૂક્ષ સ્વરે ધીમે ધીમે બોલી, "એ વાત આપને ગમે તેટલી મહત્ત્વની લાગો; પણ એવા ખોટા અપવાદનો ઉત્તર તે શો આપવો?"

રાસબિહારીએ મોટી આઢ્યતાથી કહ્યું, "ખોટું છે કહી તું ઉત્તર આપવાની વાત ઉડાવે છે!"

વિજયા ક્રોધથી બોલી, " કાકા, વાત ઉડાવવાની મારી બીલકૂલ ઇચ્છા નથી, તેમ ગરજે નથી. તે વાત તદ્દન ખોટી છે એટલું જ આપને જણાવું છે; અને સાથે એ પણ આપના મોઢાપર જ કહું છું કે, એ વાત ખોટી છે એ સૌ કોઇ કરતાં આપજ અધિક સારી રીતે જાણો છો."

વિજયાના આ શબ્દો સાંભળી રાસબિહારી પાણીથી પણ પાતળો થઇ ગયો. તેની અટકળ મુજબનો વિજયા તરફથી જવાબ ન મળતાં, ઉલટું વિજયાએ જ્યારે તેનું જ બ્રહ્માસ્ત્ર તેના પર ફેંક્યું, ત્યારે તેને તે મૂગા મૂગા પોતાના હૃદયપર ઝીલવું પડયું. પોતાના મોઢાપર જ પોતાને મિથ્યાવાદી, દુર્નામપ્રચારક આવાં વિશેષણો વિજયા તરફથી મળશે આવી રાસબિહારીને કલ્પના પણ નહોતી. તે સર્પની માફક જળફળાટ કરવા લાગ્યો. પરંતુ એક તરુણ છોકરીએ તેનાપર આ જે આઘાત કર્યો, તે સ્વીકાર્યા શિવાય તેને બીજી ગતિ નહોતી. ઘણો જ ખજીલ પડી જઇ અને નીચું જોઇ તે મોટેથી પણ સ્વગત બોલ્યો, " વાત ખોટી, એ સૌ કોઈ કરતાં હું અધિક જાણું છે ! હું મિથ્યાવાદી ! "

એક ક્ષુદ્ર અને નીચ જેતાની માફક વિજયાએ આઘાત ઉપર આઘાત કર્યા નહી; આટલું જ શાસન બસ છે, આમ વિચારી તે પોતાની ખુરશીપરથી ઉઠી અને મેડા પર જવાના દાદર તરફ વળી બોલી, " આપ બ્રાહ્મ છો, બ્રાહ્મધર્મનું ભૂષણ છે ! એટલે આપના આ મિથ્યાવાદીપણાના ધંધા સંબંધમાં આપની સાથે બોલવાની મારી બિલકૂલ ઇચ્છા નથી. દસ્તાવેજ દેખાડવાનું કાંઇ કારણ નથી. કોર્ટ-કચેરીનો પ્રસંગ આવશે ત્યારે જોઇ લેવાશે. " આમ કહી તે સ્નાન કરવા માટે ઉપર ચાલી ગઈ.

# પ્રકરણ ૨૪.



શરૂઆતમાં જ વિજયાના મનમાં એવો વિચાર થઇ આવ્યો કે, ગમે તેમ કરીને કાલે કલકત્તે જવું અને વ્યાધરૂપી રાસબિહારીએ પાથરેલી આ જાળમાંથી પોતાનો છૂટકો કરી લેવો. તેને પોતાની ક્રોધવિવશ સ્થિતિમાં આ વિચાર ઘણો સુરક્ષિત લાગ્યો ખરો; પરંતુ ક્રોધનો ઝટકો શાંત થયા પછી તેના મનમાં યોગ્ય-અયોગ્ય શોધી જોવાનું સામર્થ્ય આવ્યું. પોતે જો કલકત્તે નાસી જશે, તો આ જાળની દોરીઓ તૂટી ન જતાં, ઉલટી અધિક મજબૂત થશે અને પોતે તેમાં પક્કી રીતે ફસાઇ જશે. સાથે મિથ્યાપવાદની ગાંસડી લઇ જવી પડશે એ જૂદું અને એ ગાંસડીને કલકત્તાના વાતાવરણમાં ગંદકી ફેલાવતાં કેટલી વાર લાગવાની? જો એમ થાય તો પછી કલકત્તામાંનાં સમાજ-બંધુ-ભગિનીઓને મોઢું દેખાડવાની પણ જગા કયાંથી રહેશે? આવા વિચારથી વિજયાએ કલકત્તે જવાનો વિચાર માંડી વાળ્યો. અને અહીંયાં પણ તેનાથી ઘર બહાર મોઢું કાઢવાનું ધૈર્ય કરી શકાયું નહી. રાસબિહારીએ આ આરોપ પોતાપર આમ સ્પષ્ટ સ્વરૂપમાં લાધ્યો, તે કાંઇ પોતાનો ત્યાગ કરવા માટે નહી, પણ સ્વીકાર કરવા માટે લાધ્યો; આ વાત પણ વિજયાના ધ્યાનમાં હતી; નહોતી એમ નહી. અને એ પણ તે સમજતી હતી કે, પૂર્ણ નિરાશ થયા પછી તે આ મિથ્યાપવાદથી ચાર લોકમાં પોતાને બદનામ કર્યા શિવાય પણ

રહેશે નહી. તથાપિ બે દિવસ પછી પેલો વૃદ્ધ કારકૂન હીસાબના ચોપડા પાછા લેવામાટે આવ્યો, ત્યારે તેની નજરે પડવાને માટે વિજ્યાને લાજ આવી અને તેણે પરબારોં જ નોકર સાથે તેને જવાબ વાળ્યો. ઘરના નોકર ચાકરોને પણ મોઢું દેખાડતાં તેને શરમ આવી. કોઇ એકાદ બારીક છિદ્રમાંથી એ અપવાદ તેમના કાને તો નહી ગયો હોય ને, આવી તેને શંકા આવી અને તે બયાકુલ થઇ.

એક વસ્તુની બીકથી જેમ તેનું મન વધુ ચિંતા કરતું તેમ તે વસ્તુની તે અત્યંત ઉત્કંઠાથી વાટ પણ જોતી હતી. પોતાના સ્વર્ગસ્થ પિતાના પત્રો લઇ નરેંદ્ર પોતે જ હાજર થશે, આમ તે ધારતી હતી; પણ ત્રણ ચાર દિવસ ગયા પછી પોસ્ટના સીપાઇએ તે પત્રો તેના હાથમાં લાવી મૂકયા. પત્રો તો આવ્યા ખરા, પણ નરેંદ્ર કેમ ન આવ્યો? આ વિચાર વિજ્યાના ચિત્તને ત્રાસ આપવા લાગ્યો. ગમે તેમ કરીને આજ અપવાદ રાસબિહારીએ નરેંદ્રના માથા પર મૂકી તેને માટે આ ઘરનો રસ્તો તો બંધ કર્યો નહી હોય ને? આવી શંકા વિજ્યાને વારંવાર આવવા લાગી. જો આવી રીતે રાસબિહારીએ નરેંદ્રને માર્ગમાંથી દૂર કર્યો હશે તો આ અપવાદનો બોજો અધિક ભારે થશે અને તે ગમે તેટલો મિથ્યા, ભ્રામક અને કાલ્પનિક હશે તો પણ તેના દબાણથી પોતાનો જીવ કચરાઇ જશે આવી વિજ્યાને બીક લાગવા માંડી. આવી રીતે કેટલી બધી વાર સુધી તો તે વિચાર કરતી નિશ્ચલ બેસી રહી હતી. આ કાલ્પનિક બીકથી તે એટલી બધી સંત્રસ્ત થઇ ગઇ હતી કે પોતાના હાથમાં પત્રો છે એ પણ તે વિસરી ગઇ. પરંતુ એટલામાં જ્યારે તેને તે પત્રો સાંભરી આવ્યા ત્યારે તે બધું કાંઈ ભૂલી ગઇ. આ પત્રો પોતાનો બાપના હાથના છે આવી

ભાવનાથી તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. આ ભાવનામય સ્થિતિમાં તેણે તે પત્રો મસ્તક પર ધારણ કર્યા અને ક્ષણવાર હૃદય સાથે પણ દાબી રાખ્યા. પછી આંખો લુછતાં લુછતાં તેણે તે વાંચ્યા. પરંતુ તે જેમ જેમ આગળની લીંટીઓ પર નજર નાંખતી તેમ તેમ તેની આંખો પાણીથી અધિક ભરાઇ આવતી અને કાગળ પરના અક્ષરો તેને જણાતા નહી. આખરે મહાકષ્ટે તેણે તે પત્રો વાંચી પૂરા કર્યા અને એ વખતે તેને પોતાના બાપના હેતુ સંબંધમાં કોઈ પણ જાતનો સંશય રહ્યો નહી. ફક્ત એનાજ માટે તેના બાપ નરેંદ્ર પર પ્રેમ કરતા હતા અને એના જ માટે તેમણે નરેંદ્રના શિક્ષણની જવાબદારી સ્વીકારી હતી. એ બાબત વિજયાની નજર સામે એટલી સ્પષ્ટતાથી ઉભી રહી કે જગદીશ બાબૂના સંબંધમાં પાતે પોતાના બાપ પાસે જે કચવાટ દર્શાવતી હતી, તેને માટે તેને અત્યારે વિલક્ષણ શરમ આવવા માંડી.

બીજા પાંચ છ દિવસ આમ જ ચાલ્યા ગયા. વિજયા એક દિવસે સવારે ચ્હા પી બહાર આવે છે, તો અનેક મજૂર એકઠા થએલા છે અને તેઓ ઘરને બહારથી રંગવાના કામમાં ગુંથાએલા છે આમ તેને જણાયું. તે જોતાં જ તેના અંતઃકરણમાં ધ્રાસકો પડયો અને થોડા દિવસમાં જ આવી પહોંચનારી લગ્નતિથીનું તેને સ્મરણ થયું. બીજા સાત દિવસ પછી જ તેનાં વિલાસ સાથે લગ્ન ! તે દિવસે આખો દિવસ ઘર રંગવાનું કામ ધડાકા બંધ ચાલ્યું હતું. પણ એ કામ કોના હુકમથી ચાલે છે એવો વિજયાએ કોઇને પ્રશ્ન કર્યો નહી. આ બનાવથી વિજયાનું મન ઘણું જ વ્યગ્ર થયું. ગયા સાત આઠ દિવસોમાં તે સવારે કે સાંજે બિલકૂલ ફરવા ગઈ નહોતી; પણ આજ

તેનાથી ઘરમાં બેસી રહેવું અશક્ય થઇ પડ્યું. તેથી તે થોડો તાપ કમી થતાંજ કનૈયા તિવારીને સાથે લઇ રોજના રસ્તે ફરવા માટે નીકળી. તે થોડીક ચાલી ગઇ હશે, ત્યાંજ રસ્તામાં એક ઝાડ નીચે દયાળ બાબૂ તેની વાટ જોતા ઉભા રહેલા તેને જણાયા. વિજયા તેમની પાસે આવતાં જ તેઓ બોલ્યા, " સારૂં થયું તું મળી આવી બેટા. નહી તો હું કાલે સવારે જ તારી પાસે જ આવવાનો હતો." વિજયાને આશ્ચર્ય લાગ્યું અને તેણે તેનું કારણ પૂછ્યું; ત્યારે દયાળે કહ્યું, "બેટા, હવે દિવસ ઘણાજ થોડા રહ્યા છે. આમંત્રણપત્રિકાઓ છાપવી જોઇએ અને તે તારા આપ્ત સ્વકીયો ઉપર તેમજ બ્હેનપણીઓ ઉપર મોકલવી જોઇએ. તેમનાં નામની યાદી–"

વિજયા વચમાં જ રૂક્ષ સ્વરે બોલી, "આમંત્રણપત્રિકાઓ શું મારી સહીથી છાપવાના છો?"

દયાળ ક્યારનાયે સમજી ગયા હતા કે આ લગ્ન વિજયાના સંતોષનાં નથી. પણ તે બિચારાનો નોકરીનું ખોગીર પીઠ પર લીધેલો ધંધો. પોતાનો અભિપ્રાય કોઇની પાસે પણ ખુલ્લો કરી કહેવા માટે તે છૂટા નહેતા. તેઓ મનમાં ખિન્ન થઇ બોલ્યા, " ના બેટા, તારી સહીથી કાંઇ છપાવવાની જરૂર નથી. વધૂના પાલક અને વરના જનક તરીકે તેઓ જ પોતાની સહીથી આમંત્રણપત્રિકાઓ છપાવી લેશે; પણ તે–"

" નિમંત્રણો ઉપર પોતાની સહી કરવી એ કોણે તેમણે જ ઠરાવ્યું?"

" હા. તેઓ છે પણ તેવા જ વ્યવહારચતુર. તેમને બીજાની સલાહ મસલતની કે હુકમ બુકમની શી જરૂર છે?"

વિજયા કઠોર સ્વરે બોલી, "તો પછી કોને બોલાવવા અને કોને ન બોલાવવા, એ તેમનું તેમણે જ ઠરાવવું. મારે કોઈ બ્હેનપણી છે નહી અને હશે તો પણ કોઇને બોલાવવાની જરૂર નથી."

વિજયાના આ શબ્દો સાંભળી દયાળ બાબૂનું હૃદય સહાનુભૂતિથી ભરાઇ આવ્યું. વિજયાને સારૂં લાગે એવું કાંઇ બોલવાનો તેમને વિચાર થયો ખરો; પણ તે બોલવાનું તેમને ધૈર્ય થયું નહી. ચાલતાં ચાલતાં થોડી વાર પછી વિજયા બોલી, "આપે જે પત્ર નરેંદ્ર બાબૂને આપ્યા હતા, તે આપે વાંચી જોયા હતા?"

દયાળે કહ્યું, "ના. બીજાના પત્ર શા માટે મારે વાંચવા? જોયું તો તે પત્રો પાકીટમાં હતા અને તે દરેકના ઉપર નરેંદ્રના બાપનું નામ હતું. એટલે તે ત્રણે પત્રો નરેંદ્રને જ આપવા એ સારૂં, આમ ધારી તેને જ આપ્યા. એવો વિચાર તો આવ્યો હતો કે પહેલાં તને પૂછી પછી તે નરેંદ્રને આપું; પણ તેટલો વખત જ મળ્યો નહી. એમાં કાંઈ મારો અપરાધ તો નથી થયો ને?"

વિજયા બોલી, "ના રે ના. તેમના બાપના પત્રો તેમને મળ્યા એ યોગ્ય જ થયું. એ પત્રોના સંબંધમાં નરેંદ્ર બાબૂ આપની પાસે કાંઇ બોલ્યા નથી?"

"ના. તે મારી પાસે કાંઈ જ બોલ્યો નથી. પણ, તારે જો તે સંબંધમાં તેને કાંઇ પૂછવું હશે, તો હું તેને પૂછી કાલે જ તેનો તને જવાબ આપીશ."

આશ્ચર્યથી વિજયા બોલી, "એટલી જલદીથી જવાબ કેવી રીતે મળશે?"

"તે ઘણું ખરૂં રોજ મારે ત્યાં આવી જાય છે."

" કેમ ? હજુ આપનાં પત્નીની તબીયત સારી થઇ નથી ?"

દયાળ આનંદ દર્શાવી બોલ્યો, " બેટા, હવે તો તેની તબીયત ઘણી જ સારી છે. નરેંદ્રના ઔષધથી અને ભગવંતની કૃપાથી તેની તબીયત ઉત્તમ સુધરી છે."

વિજયાના આશ્ચર્યની સીમા રહી નહી. વિસ્મિત દૃષ્ટિથી દયાળ તરફ જોઇ તે બોલી, " તો પછી, તેઓ દરરોજ શા માટે આપને ત્યાં આવે છે ?"

દયાળે હસીને કહ્યું, " રોજ આવવાનું કાંઇ કારણ નથી. પણ જન્મભૂમિ પરનો પ્રેમ એમ થોડા સમયમાં જ ઓછો તૂટે છે ! વળી હાલમાં નરેંદ્રને વિશેષ કામકાજ પણ નથી. કોઈ સ્નેહી સોબતી પણ નથી. એટલે સાંજનો વખત મારે ત્યાંજ ગાળે છે. મારી સ્ત્રીનો તો હવે તેના પર પોતાના જ છોકરા જેવો પ્રેમ થયો છે. અરે! વાતમાં ને વાતમાં છેક ગામ પાસે આવી પહોંચ્યા! બેટા, ચાલ, ઘેર ચાલ. આ પણ તારૂં જ ઘર છે. બ્રાહ્મમંદિરની વ્યવસ્થા કેવી છે, તે પણ જોવાશે."

" ચાલો " આમ કહી વિજયા દયાળ સાથે ચાલવા લાગી. તે નાના વાંસના પૂલપરથી પેલી તરફ જતાં જતાં દયાળ બોલ્યા, " બેટા, મારી આટલી ઉમ્મર થઇ, પણ નરેંદ્ર જેવો સચ્ચરિત્ર, સર્જ્જન અને સભ્ય છોકરો મેં આજ સુધી જોયો નથી. નલિનીની ઇચ્છા મૅડિકલ કૉલેજમાં જવાની છે, આથી નરેંદ્ર તેને કેટલો બધો ઉત્સાહ આપે છે અને કેટલા બધા વિષયો સમજાવીને કહે છે."

આ શબ્દો સાંભળી વિજયાનું અંતઃકરણ કાંઇક ચીરાયું. નરેંદ્ર કલકત્તેથી આટલે દૂર રોજ કેમ આવે છે, એ શંકા તેના અંતઃકરણમાં વિષની માફક ફેલાતી જતી હતી. દયાળે સહજ વિજયા તરફ જોયું, તો તેનો ચહેરો તેમને ખિન્ન જણાયો. તેઓ વત્સલતાથી બોલ્યા, "બ્રાહ્મમંદિર સુધી અવાશે ને ? ચહેરાપરથી ઘણી થાકી ગઇ હોય તેમ જણાય છે."

"ના. હું થાકી નથી. ચાલો આપ." વિજયા આમ બોલી ચાલતી હતી ખરી; પણ અજાણતાં જ તેનાં પગલાં ભારે પડવા લાગ્યાં. જાણે પોતાનાથી ચલાતું નથી અને પોતાના પગ નીચેની જમિન સરકી જાય છે, આમ તેને લાગવા માંડયું. દયાળે ફરી કહ્યું, "નલિનીએ નરેંદ્રની સહાયતાથી ઘણાં પુસ્તકો વાંચ્યાં. તે એમ કહેતી હતી, કે હવે પોતાને કૉલેજમાં ઘણું સહેલું પડશે. બન્ને જણ કેટલી બધી વાર સુધી વાતો કરતાં બેસે છે."

આ સંબંધમાં શું બોલવું એ વિજયાને સૂઝ્યું નહી. તેના અંતઃકરણમાં જે ગડબડ શરૂ થઇ હતી, તેની તેને જ ખબર. ચાલતાં ચાલતાં તે ધીમે રહીને સંકોચથી બોલી, "તેમના એવા વર્તનમાં આપને કાંઈ સંશય નથી આવતો ?"

વિજયાના પ્રશ્નનો હેતુ લક્ષમાં આવતાં છતાં દયાળે કહ્યું, "શેનો સંશય, બેટા ?"

વિજયાથી આ પ્રશ્નનો ઉત્તર તુરત આપી શકાયો નહી. જાણે તેનું હૃદય ભાંગી ગયું હોય તેમ તેને લાગ્યું. એ મનોવ્યથા કાંઇક શાંત થતાં તે બોલી, "બન્નેનું સાહચર્ય વધતું જાય છે; તો–"

વિજયા વચમાં જ અટકી. આગળના શબ્દ ઉચ્ચારવાનું

સાહસ તેની જીભ કરી શકી નહી. પરંતુ, તેના કથનનો ભાવ સમજી દયાળ બોલ્યા, " છટ છટ! બેટા, નરેંદ્રના સંબંધમાં એવો સંશય લાવવો એ પણ પાપ કહેવાય. તે બન્નેનો સ્નેહ–સંબંધ વધુ મજબૂત થાય, આવી મારી સ્ત્રીની તો ઘણી ઇચ્છા છે; પણ–નરેંદ્ર ઉપર મારો અને તેનો ઘણો વિશ્વાસ છે. નરેંદ્ર તરફથી કોઇપણ પ્રકારનું અન્યાયી આચરણ થશે, આમ અમને બન્નેને પણ લાગતું નથી."

દયાળ અને તેની સ્ત્રી, એ બન્નેએ જો કે નરેંદ્રને માટે સાક્ષી આપી ખરી; તો પણ વિજયાને તેનું પોતાનું મન તો સાક્ષી પૂરવા લાગ્યું કે, નરેંદ્ર તરફથી બીજા કોઇના તો નહિ, પણ પોતાના સંબંધમાં તો અન્યાયી આચરણ થાય છેજ. કલકત્તેથી રોજ આવવું, નલિનીને કલાકોના કલાક સુધી શીખવવું; અને આ ઉન્હાળાની રજા પૂરી થઇ કે, નલિની કલકત્તે જવાની અને નરેંદ્ર તો કલકત્તે હંમેશાં જ હોવાનો ?

ઘર પાસે જતાં સહજ સંધ્યાકાળ પડી ગઇ. દયાળની પાછળ વિજયા અંદર આવી. વચ્ચોવચ એક નાનું ટેબલ હતું અને તેની આસપાસ સામ સામે ખુરશીઓ મૂકી નલિની અને નરેંદ્ર વાતો કરતાં બેઠાં હતાં. ટેબલપર નલિની સામે એક પુસ્તક ઉઘાડું પડ્યું હતું. પણ પ્રકાશ ઓછો થતો જતો હોવાથી વાંચન અધૂરૂં રહ્યું હતું અને ઘણે ભાગે વૈદ્યકના સંબંધમાં જ વાતો ચાલતી હતી. નલિનીનું મુખ બારણા તરફ હોવાથી વિજયા અંદર આવી તે તેને જણાઈ અને તુરત જ તેણે ઉઠી ઘણા સત્કારથી વિજયાને અંદર બોલાવી. પરંતુ, આ ઉત્થાપનથી વિજયાનો ચહેરો પ્રસન્ન થયો કે

ભિન્ન થયો, તે માત્ર સંધ્યાકાળ થવાને લીધે નલિનીની નજરે પડ્યું નહોતું. વિજયાને જોતાં જ નરેંદ્રે ખુરશીપરથી ઉઠી નમસ્કાર કર્યા અને ' કુશળ છો ને ? " આમ પણ પૂછ્યું. વિજયા અભિમાનથી એકદમ લાલ થઇ. તેણે નરેંદ્ર તરફ જોયું એ નહી, અને તેનું બોલવું પણ ન સાંભળ્યા જેવું કર્યું. તેણે નલિનીને કહ્યું, " આપ આટલા બધા દિવસોથી અહીં છો, પણ એક દિવસ પણ કેમ મારી પાસે આવ્યાં નહી ? "

આ પ્રશ્નના જવાબમાં નલિની ક્ષમા માગતી હતી, ત્યાં જ નરેંદ્ર સ્વાભાવિક હસીને બોલ્યો, " અને આપ તો માત્ર થોડા દિવસમાંજ મારી ઓળખાણ પણ ભૂલી ગયાં ! "

વિજયા જાણી જોઈને તુચ્છતાથી બોલી, " ઓળખાણ હોય એટલે તે કાંઇ દરેક પળે જણાવાય નહી ! " આમ કહી તત્ક્ષણેજ તે હાસ્યપૂર્વક નલિનીનો હાથ ઝાલી બોલી, " ચાલો, આપણે તમારાં મામી સાથે વાતો કરતાં બેસીએ; " આમ કહી તે નલિનીને લઈ સીધી મેડા ઉપર ચાલી ગઈ. જતાં જતાં માત્ર નલિનીએ પાછળ વળી નરેંદ્રને કહ્યું, " ચ્હા લીધા શિવાય નાશી ન જતા, હાં કે નરેંદ્ર બાબૂ ! "

નરેંદ્ર કાંઇ જ બોલ્યો નહી. વિસ્મયથી અને અપમાનથી તે ક્ષણવાર તો પથ્થરના પૂતળાના જેવો નિશ્ચલ ઉભો રહ્યો. નરેંદ્રની આ અવસ્થા દયાળબાબુના લક્ષમાં આવી અને તેથી તેઓ પણ ચકિત થઈ નરેંદ્ર સામું જોવા લાગ્યા. ભલે નરેંદ્ર એમ માને કે, આ પોતાનું અપમાન થયું; પણ ખરૂં જોતાં એ અપમાન નથી પરંતુ કાંઈ જૂદી જ હકીકત છે, આમ દયાળબાબૂ પોતાના આશ્ચર્ય-દર્શનથી

જાણે નરેંદ્રના ધ્યાનમાં લાવવાનો પ્રયત્ન કરતા હતા. તથાપિ, નરેંદ્રે દયાળબાબૂના એ વિસ્મયપરથી એવો બોધ લીધો નહી અને તે ખિન્ન થયો. એટલામાં ઉપરથી દયાળને ચ્હા માટે બોલાવવા આવ્યું. આ વખતે નરેંદ્ર કાંઇક શુદ્ધિમાં આવ્યો અને પોતાની પહેલાંની ખુરશીપર બેસી જાણે કે કાંઇ થયું જ નથી એવા શાંત સ્વરે બોલ્યો, " દયાળબાબુ, આપ ચ્હા પી આવો. ત્યાંસુધી હું અહીયાં જ બેઠો છું. આવેલા મહેમાન પાસે હાજર રહેવું એ ગૃહસ્થનું કર્તવ્ય છે. હું તો ઘરનો જ છું, માટે મારી ચિંતા કરશો નહી. જાઓ આપ ઉપર જાઓ. "

દયાળ સલજ્જ થઇ બોલ્યા, " ઠીક બાબા ? ત્યારે હું હમણાં જ ઉપર જઈ આવું છું. "

દયાળ ગયા પછી નરેંદ્ર સ્વસ્થ બેસી રહ્યો. થોડા સમય પછી એક નોકરે નરેંદ્રસામેના ટેબલપર દીવો લાવી મૂક્યો. તેને લગભગ અર્ધો કલાક થયા પછી ત્રણે જણ ચ્હા પી નીચે આવ્યાં અને તેમને જોતાં જ નરેંદ્ર ઉઠી ઉભો રહ્યો. જો નરેંદ્ર આ પહેલાં જ ઉઠીને ચાલતો થયો હોત, તો તો કોઇને કાંઇ જ લાગ્યું ન હોત. પરંતુ, પોતાના આવતાં સુધી એ એકલોજ બેસી રહ્યો હતો, આ વિચારથી તે ત્રણે જણની પીઠ પર અનુતાપના ચાબકા પડયા. નલિની લજ્જિત થઈ બોલી, " આપને માટે ચ્હા નીચે લાવવાનું કહ્યું છે, નરેંદ્ર બાબૂ "

નરેંદ્ર એક કે બે કાંઇ જ બોલ્યો નહી. વિજયા તો આ બનાવથી ઘણી જ લજ્જિત થઇ ગઇ હતી અને તેને નરેંદ્ર સામું જોવાની પણ ચોરી લાગવા માંડી. તે દેવી જ ઘરની બહાર નીકળી

અને કનૈયા તિવારીને સાથે લઇ રસ્તે પડી. તે આવી ત્યારે આકાશ સહેજ ઘેરાયેલું હતું; પણ અત્યારે જતી વખતે તે સાફ થઇ ગયું હતું અને સ્વચ્છ ચાંદની ખીલી આવી હતી. નાનાં નાનાં દુર્વાંકુરોથી તે મોટાં મોટાં વૃક્ષોસુધી સર્વે જાણે ચંદ્રકિરણરૂપી નલિકાથી અમૃતપાન કરતાં હતાં. ઘર, નદીઓ, ખેતરની જમિનો એ સર્વ જાણે સ્વચ્છ વસ્ત્ર ઓઢી ઉંઘી ગયાં હોય તેમ જણાતાં હતાં. આ દેખાવ ખરેખર ઘણો મનોહર હતો એમાં શંકા નથી. પણ તે જોતાં વિજયાની આંખો પાણીથી ભરાઈ આવી અને "છટ્ મારાથી આ સહન થતું નથી!" આમ તે વારંવાર પોતાના મનને કહેવા લાગી.

ઘરમાં પગ મૂકતાં જ તેના જાણવામાં આવ્યું કે રાસબિહારી બાબૂ સંધ્યાકાળના પોતાની વાટ જોતા બેઠા છે. તેનું ચિત્ત એ જાણી સાહજિક જ ત્રસ્ત થયું. તે સીધી ઉપર પોતાના ઓરડામાં ગઇ અને બેસી રહી. પરંતુ તે એમ ગમે તેટલી વાર બેસી રહે; તો પણ રાસબિહારીબાબૂ કાંઈ કંટાળીને ઘેર જવાના નથી, એ વિજયા સારી રીતે જાણતી હતી અને તેથી તેણે તેમની મુલાકાત લેવાનું ઠરાવ્યું. તે રાસબિહારીને મળવાને નીચે જતી હતી, એટલામાં રાસબિહારી જ ઉપર આવી હાજર થયો. નિરૂપાય થઇ વિજયા ખુરશીપર બેઠી અને રાસબિહારીને પણ બેસો કહ્યું. ખુરશીપર બેસતાં બેસતાં રાસબિહારીએ વત્સલતાથી કહ્યું, "રાતની વેળા. ચાંદની હોય, તો પણ શું થયું ? દયાળે દીવો મોકલવો હતો ! જો હું જાણતો હોત, તો મેં બે દીવા મોકલ્યા હોત. ભગવંતે આત્મીય અને પરકીયમાં જે જૂદી જૂદી બુદ્ધિ આપી છે, તે કાંઇ અમથી જ નહિ. માયાશિવાય કોની આંતરડી તડતડ તૂટે !" આમ કહી રાસ-

બિહારીએ એક લાંબો નીસાસો નાંખ્યો. પછી એક વાળેલો કાગળ ખીસામાંથી કાઢયો અને તે ઉઘાડી તે બોલ્યો, " જે લખવાનું, તે તો બધું જાણે આ કાગળમાં લખેલું જ છે. તું માત્ર આમાં સહી કર, એટલે થયું; બેટા ! આ કાગળ આવતી કાલે જ મોકલવા જોઇએ. " આમ કહી તેણે તે કાગળ વિજયાની સામે મૂકયો. કાગળ હાથમાં લઈ જોતાં જ, તેને જણાયું કે તે કાગળ તે બ્રાહ્મપદ્ધતી મુજબ લગ્નને કાયદાસર ઠરાવવા માટે જે મજકૂર રજિષ્ટર કરાવવો પડે છે, તે હતો. તે એક છાપેલો નમુનો હતો અને તેમાંનો આવશ્યક મજકૂર હાથથી લખેલો હતો. આ કાગળ વિજયાએ એક વખત, બે વખત અને ત્રણ વખત વાંચી જોયો અને પછી તેણે કાગળપરથી પોતાની નજર ઉઠાવી. આમાં વિજયાનો ભલે થોડામાં થોડો સમય ગયો હોય; પણ તેટલા થોડા સમયમાં કેટલા બધા વિચાર તેના મનમાં થઇ આવ્યા; અને તેની માનસિક અવસ્થામાં ઘણું જ સ્થિત્યંતર થયું. જે એક મોટી વેદના તેના હૃદયને આટલો વખત ત્રાસ આપતી હતી, તે તેની કઠોર, ઉદાસીન અને દારૂણ ઇચ્છાશક્તિની લહેરથી રૂપાંતરિત થઈ અને તેની દૃષ્ટિથી દુનિયાનો રંગ પણ એકદમ બદલાઈ ગયો. પુરૂષ જાતિના સંબંધમાં અત્યાર સુધી તેની જે ધારણા હતા, તે તદ્દન બદલાઇ ગઇ અને સઘળા પુરુષ એક જ માળાના મણિ તેને જણાવા લાગ્યા. રાસબિહારી, દયાળ, વિલાસ, અને નરેંદ્ર આ વ્યક્તિઓ આટલા દિવસ તેને પરસ્પરથી કેટલી બધી ભિન્ન જણાતી હતી. પરંતુ અત્યારે તેને તે પોતાનો ભ્રમ હતો એમ લાગ્યું અને દરેકના હૃદયમાંની સામગ્રી એકજ છે આમ લાગવા માંડયું. એ ખરૂં કે

દરેકની અવસ્થામાં થોડું થોડું અંતર છે; પરંતુ, પોતાના સ્વાર્થ અને સુખને માટે તે બધાયે નારી જાતિ સાથે નીચતાથી અને કૃતઘ્નતાથી વર્તે છે, આવી તેની મજબૂત ભાવના થઇ. આટલા દિવસો સુધી દયાળ બાબૂ પર તેની કેટલી બધી શ્રદ્ધા અને ભક્તિ હતી; પણ આજ તે બધીયે દૂર થઇ ગઇ. સૌ કરતાં તો તે જ તેને વધુ કૃતઘ્ન જણાયો. પોતાના હૃદયમાં ચિંતનીય વસ્તુ કઇ છે એ દયાળ જાણતો હતો તો પછી તેણે આમ કરવું જોઇતું નહોતું. દયાળને માટે પોતે શું નથી કર્યું? તેને આશ્રય આપ્યો, તેના પર ભક્તિ કરી અને આમ કરતાં પર વધુ તેના પર વિશ્વાસ રાખ્યો. આમ છતાં તેણે પોતાની ભાણેજના કલ્યાણ માટે તે સર્વ પર પાણી મૂક્યું! બીજી એક તરુણીના અંતઃકરણમાં આથી કેટલી બધી વેદના થશે એ કલ્પના પણ તેના અંતઃકરણમાં આવી નહી, તો પછી તેનામાં અને રાસબિહારીમાં ભેદ જ ક્યાં રહ્યો? અને નરેંદ્ર? છટ્! તેનો તો વિચાર જ ન કરવો. સૌ સરખા જ, અને જો બધાયે સરખા જ, તો પછી વિલાસ તરફ આટલી બધી દ્વેષ બુદ્ધિથી જોવાનું કારણ શું? ખરૂં જોતાં તો તે જ સર્વ કરતાં ઓછો નિર્દોષ છે. સર્વ કરતાં ઓછો અપરાધ તેણે જ કર્યો છે. વિચાર કરતાં તો તેના જ પ્રેમમાં સત્યનો અને સજીવતાનો અંશ અધિક જણાય છે. અને એટલા જ માટે તેના અંતઃકરણમાં સ્પર્ધા ઉત્પન્ન થતી હતી, અને વિરૂદ્ધ દિશા તરફથી આવનાર દરેક પર તે હથીયાર ઉગામતો હતો. એને જ પોતે અવિચાર અને અત્યાચાર કહેતી હતી. પણ એ તો તેનું ન્યાય્ય વર્તન હતું. તો પછી તેને શિક્ષા કરવાનો પણ પોતાને ક્યાં અધિકાર રહ્યો? અને સંસાર એ કાંઈ બાળકની રમત નથી. દાંપત્યની તે એક કઠિણ

પરીક્ષા છે. આ પરીક્ષામાં ઉત્તીર્ણ થવાની ક્ષમતા વિલાસના અંગે છે. નરેંદ્ર જેવા વ્યવહારશૂન્ય મનુષ્યને સંસારના કઠિણ ક્ષેત્રમાં પગલું પણ મૂકવાનો અધિકાર નથી.

એટલામાં રાસબિહારી વિજયાના ચહેરાપર દૃષ્ટિ નાંખી અત્યંત ઉત્કંઠાથી બોલ્યો, "વિજયા, અહીંયાં શું કલમ-ખડીયો નથી ? નીચે કચેરીમાંથી આણવાનો છે ?"

વિચારમગ્ન વિજયા જાણે કે આ શબ્દોથી એકદમ ખમના જાગૃત થઈ. બની ગએલી બાબતોમાંનું સારૂં-નરસું રહસ્ય શોધી કાઢવા માટે તે પોતાના વિચારવિનિમયથી એક સૂક્ષ્મ તંતુનું જાળું ઘણી કુશળતાથી ગુંથતી હતી; પણ સ્વાર્થાંધ વૃદ્ધના તે શબ્દો તીણી કાતરની માફક તે જાળામાં પેઠા અને એક પછી એક સર્વ તાર તેણે કાતરી નાંખી નિમિષાર્ધમાં છિન્નભિન્ન કરી નાંખ્યા. તેજ ક્ષણે વિજયાના હૃદયમાંની મૃદુતા દૂર થઇ ગઇ અને કઠોર થઇ તેણે તીક્ષ્ણ સ્વરે કહ્યું, "કાકા, હું એ વિચારૂં છું કે, પાપ ગમે તેટલું મોટું હોય, તો પણ તે શું પૈસાના ભારથી સાફ દબાઇ જતું હશે ?"

વિજયાના પ્રશ્નની મતલબ બરોબર ધ્યાનમાં ન આવવાથી મુંઝવાયા જેવું કરી રાસબિહારી બોલ્યો, "તે શું બેટા !"

વિજયા ન ડગમગતાં સ્પષ્ટતાથી બોલી, "તેમ ન હોત, તો મારા જેવી અભાગણી છોકરીને તેનાં પાપકૃત્યો તરફ દુર્લક્ષ કરી સ્વીકારવાનું સાહસ આપે કર્યું નહોત !"

આવો મોટો સ્વાર્થાંધ અને ધૂર્ત રાસબિહારી; પણ તે આ પ્રહારથી ચારે બાજુથી ચીત થયો. લજ્જાથી તે એટલો બધો શરમાઈ ગયો કે, ઉંચું મોઢું કરતાં પણ તેને બીક લાગી. એટલામાં તે સાવ-

ધાનીથી બોલ્યો, "છટ્! તે તો ખોટી વાત! તારો કોઇ મોટો શત્રુ હશે, તો તે પણ બેટા, તારા પર એવો આરોપ મૂકી શકશે નહી."

વિજયાએ ખણુખણુતા સ્વરે કહ્યું, "કાકા, શત્રુ કરો કે ન કરો; પણ એવી સ્થિતિમાં વિલાસબાબૂ મારા તરફ શ્રદ્ધાથી જોશે શું?"

વિલક્ષણુ વિસ્મય દર્શાવી રાસબિહારી બોલ્યો, "શ્રદ્ધાથી જોશે નહી? તને? અને વિલાસ? વાહ! તું આ પૂછે છે શું? વિલાસ, અરે વિલાસ." વિલાસને મોટેથી બૂમ મારતાંજ તે અંદર આવ્યો. એ પરથી તે પાસેજ ક્યાંક પહેલેથી આવી ઉભો હતો એ વાત નિશ્ચિત. તેને જોતાંજ મોટી મોટી બૂમો મારી રાસબિહારી બોલ્યો, "સાંભળ! સાંભળ વિલાસ. વિજયા પૂછે છે કે, વિલાસ મારી સાથે શ્રદ્ધાથી વર્તશે શું? સાંભળ? તેનું બોલવું તો સાંભળ? કેવો આ વિચિત્ર પ્રશ્ન!"

વિલાસ કાંઇ જ બોલ્યો નહી. હકીકત શી છે, એ તેના લક્ષમાં ન આવવાથી તે ઉલટો ધુંચવાઇ ગયો. વિલાસને આમ સ્તબ્ધ ઉભો રહેલો તથા પોતા તરફ અને રાસબિહારી તરફ ટગરમગર જોઇ રહેલો જોઇ, વિજયા કઠોર સ્વરે બોલી, "તે દિવસે નોકર–ચાકરો મારફત તપાસ કરી આપના પિતા કહેતા હતા કે, તું મોડી રાત સુધી નરેંદ્ર સાથે હસતી–ખીદળતી હતી. અને એટલેથી જ નરેંદ્ર ખુશી ન થયો તે, તે ગાડી ચૂકવાનું બ્હાનું કરી રાત્રે સ્ટેશનપરથી પાછો આવ્યો અને તે આખી રાત તેણે અહીંયાં જ ઘણા આનંદમાં ગાળી. આવો આપના પિતાનો મારા પર આરોપ છે; તો પછી આપ—"

રાસબિહારી વચમાં જ મોટેથી બુમાબુમ કરી ગડબડ કરવા

લાગ્યો. "ના ના. કદાપિ નહી. એ વાત જ તદ્દન ખોટી. અસંભવ! મેં બીલકુલ એવો આરોપ કર્યો નથી. મારી જીભ ચીરાઇ જાય!" વિગેરે બડબડાટ કરી, તેણે વિજયાને વચમાં જ બોલતાં અટકાવી. પણ અહીંયાં વિલાસનો ચહેરો ઘણો વિષણ્ણ થયો. તેને પોતાના બાપના ઉપર ક્રોધ ચઢયો. તે ખિન્ન સ્વરે બોલ્યો, "મેં એ કાંઇ સાંભળ્યું જ નથી, અને તે પર મારો વિશ્વાસ પણ નથી." રાસબિહારી ફરી ઉતાવળથી બોલ્યો, "એવી ભયંકર ખોટી વાત! સાંભળી ક્યાંથી? અને તે પર વિશ્વાસ પણ કેમ બેસે! તો તો હું તે-પેલા —નવા—રખવાલદારને—કાલેજ કહું છું લુચ્ચાને! પેલો પરેશ પણ—ઉહુ ઉહુ! કાગનો વાઘ! અને—"

રાસબિહારીનો બડબડાટ અટકતાંજ વિલાસ વિજયા તરફ વળી બોલ્યો, "વિજયા, એ વાત તદ્દન ખોટી. હું કદાપિ તે પર વિશ્વાસ રાખું નહી. અરે આખી દુનિયા જો સાક્ષી આપે, તો પણ હું વિશ્વાસ મુકું નહી."

વિલાસ તરફ તીક્ષ્ણ નજર કરી તીક્ષ્ણ સ્વરે વિજયા બોલી, "કેમ? કેમ વારૂ વિશ્વાસ મુકો નહી? મારી સંપત્તિ માટે ખરૂં ને?"

વિજયાનો આ પ્રશ્ન સાંભળી રાસબિહારી ફરી પોતાની ચર્પટપંજરી શરૂ કરવાનો હતો. પણ વિલાસની ક્રોધકંપિત દૃષ્ટિથી તે ચૂપ રહ્યો. વિલાસની આંખો લાલ થઇ હતી એ ખરૂં; પણ તેણે શાંતતાથી વિજયાને જવાબ આપ્યો કે, "આપની સંપત્તિપર મારો સહેજ પણ લોભ નથી." આ સંબંધમાં કોઇપણ કાંઇજ બોલ્યું નહી. ત્રણેની સ્તબ્ધતાથી ક્ષણવાર તો તે દિવાનખાનું શુન્ય થયું

હતું. વચમાં ક્ષણવાર માત્ર ઉડેલી ચકમકથી સર્વનાં મન ખિન્ન અને ઉદ્વિગ્ન થયાં હતાં. થયું તે થવું જોઇતું નહોતું. છતાં તે થયું એટલે એ વ્યવહાર દરેકને શોભાવિનાનો અને નીરસ લાગવા માંડ્યો. બજારમાં વેચાણ માટે મુકેલી વસ્તુના સંબંધમાં દુકાનદાર અને ઘરાક વચ્ચે જે બોલવું-ચાલવું થાય, તેવું જ બોલવું લગ્ન જેવા માંગલિક વ્યવહારમાં થઇ ગયું હોવાથી દરેકને પોતપોતાનું મન ખાતું હતું. આટલા દિવસો વયોમાન સાથે મહાકષ્ટે વધારેલું ગાંભીર્ય, આ વ્યવહારમાં પોતે પૂરેપૂરૂં ગુમાવી બેઠા તેથી; અને પોતે થોડા સમય પૂર્વે જે બડબડાટ અને બાલ્યચેષ્ટાઓ કરી, તે માટે રાસબિહારીને ઘણીજ ઉદ્વિગ્નતા થએલી જણાતી હતી. આવો વિલક્ષણ આરોપ વિજયા પર પોતાના બાપે કરેલો હોવાથી વિલાસ પણ ઉદ્વિગ્ન થયો હતો અને તેના મનપર સંશયના આઘાતો ઉપર આઘાત પડતા હતા. આ વસ્તુ કોઇ પણ રીતે હાથમાંથી ચાલી ન જાય, એટલા માટે તે આગળ બોલવાની શબ્દ-યોજનામાં ગુંથાયો હતો. પોતાની લજ્જાહીન વલ્ગના માટે વિજયાને પણ અત્યારે વિલક્ષણ અનુતાપ થતો હતો. અપવાદ ગમે તેટલો ભયંકર હો, તથાપિ કોઈ કુલીન સ્ત્રી તેને ચર્ચાના વિષય તરીકે સ્પષ્ટતાથી પુરૂષોની સામે માંડી પોતાને ઉપહાસાસ્પદ કરી લેવા હીંમત કરી શકે નહી. આમ છતાં પણ પોતે એકદમ તે જ વાત બોલી ગઇ, એ વિજયાને દુઃસહ થયું. દાંપત્ય જીવનમાંનું માધુર્ય અને પાવિત્ર્ય જાણે કે પોતે પોતાના હાથેજ માટીમાં મેળવ્યું આમ તેને લાગવા માંડ્યું. એટલામાં વિલાસ ગંભીર અને શાંત સ્વરે બોલ્યો, " વિજયા, બાબા ગમે તે કહો. હું સોગનપૂર્વક કહું છું કે, તારાપર મારો પૂર્ણ વિશ્વાસ છે. તારી સંપત્તિમાંની એક કોડીનો

પણ મને લોભ નથી."

ખિન્ન દૃષ્ટિથી વિલાસ તરફ જોઈ વિજયા બોલી, " આપ આ ખરૂં કહો છો ?"

અભિનયપટુ વિલાસે વિજયા પાસે જઇ તેનો ડાબો હાથ પોતાના હાથમાં લીધો અને ગદગદ કંઠે કહ્યું, "વિજયા, તે નિરાકાર પર બ્રહ્મનાં પાદ-કમલપર જો મારી ખરી ભક્તિ હોય, વિશ્વાસ જેવું કાંઇ હોય, સત્ય જેવું કાંઇ હોય, તો હું તે સોગન લઇ ફરી કહું છું કે, હું તારી સંપત્તિનો ભૂખ્યો નથી પરંતુ તારા પવિત્ર પ્રેમનો ભૂખ્યો છું."

વિલાસના આ શબ્દોથી વિજયાની ખિન્નતા દૂર થઇ એમ નહી. પણ, પેલા કાગળપર સહી કરવાના વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યા. વિલાસના હાથમાંથી પોતાનો હાથ કાઢી લઈ તેણે કાગળ પોતાની સામે મૂકયો અને કલમ પણ શાહીમાં બોળી. પણ એટલામાં સહી ન કરવી આમ તેના મનમાં થયું અને તે સ્તબ્ધ બેઠી. શું કરવું એનો નિશ્ચય જ તેનાથી કરી શકાયો નહી. આખરે તેણે કલમ હાથમાં લીધી અને ધ્રુજતા હાથે તેના પોતાનાથી પણ ઓળખી શકાય નહી એવી સહી કરી તે કાગળ તેણે રાસબિહારીના હાથમાં આપ્યો. આ વખતે વિજયાની આંખો પાણીથી ભરાઈ આવી હતી અને કદાપિ એકાદું ટીપુ પણ તે કાગળ પર પડયું હશે.

કાગળપર સહી થઇ એ જોઇ રાસબિહારી મનમાં ઘણો ખુશ થયો. પણ ઉપરથી વનમાલીને સંભારી તે ફોકટનો આંખો લુછવા લાગ્યો. કાગળ ખીસામાં મુકી તે ઉઠયો અને સ્વગત જ વનમાલીનાં ગુણગાન કરતો કરતો, વિલાસને ખાસ પાછળ રાખી તે ત્યાંથી ઘેર

ગયો. આજે માત્ર રાસબિહારીને એમ લાગ્યું કે, વિલાસે યોગ્ય કામગિરી બજાવી. પિતૃદેવે પ્રસ્થાન કર્યા પછી ચિરંજીવ ફરી અભિનચતુરતાથી બોલ્યો, "વિજયા, હું જાણું છું કે તારો મારા પર પ્રેમ નથી. પણ સાધારણ લોકોની માફક મને એ પ્રેમ એજ એક મહત્ત્વનો લાગતો હોત, તો મેં તને ખુશીથી કહ્યું હોત કે, જેનાપર તારો પ્રેમ હોય, તેની સાથે તું લગ્ન કર. મારામાં તેટલી શક્તિ, તેટલું ઔદાર્ય અને તેટલો ત્યાગ છે, વિજયા!" થોડું અટકી વળી તે બોલ્યો, "સૌંદર્ય-લાલસા, જેને ઘણા લોક પ્રેમ સમજે છે,—એ કોઇ બ્રાહ્મકુમારિકાનું ખરૂં ધ્યેય નથી. દાંપત્ય-પ્રણય એટલો પવિત્ર હોવો જોઇએ કે, તેથી સત્ય શોધતાં આવડવું જોઇએ, જ્ઞાનદીપનો પ્રકાશ જણાવો જોઇએ અને મુક્તિનો માર્ગ ઓળખતાં આવડવો જોઇએ. બે પવિત્ર હૃદયોનું, બે આત્માઓનું એમ એકમેકને સાહાય્ય થવું, એજ ખરૂં લગ્ન. એ કરતાં અન્ય હેતુ, એ ખરૂં લગ્ન જ નથી. તે નરેંદ્રને તેં જ્યારે પ્રત્યક્ષ જોયો નહોતો, ત્યારે તારા ચિત્તમાં આવો ગોટાળો થયો નહોતો. લગ્ન એ કાંઈ ચેષ્ટાનો વિષય નથી—"

વિલાસ હજુ પણ કેટલી વાર સુધી એમ જ બોલતો રહ્યો હોત. પરંતુ વિજયાને નરેંદ્રની સ્મૃતિ આવી રીતે વિલાસ તરફથી થતાં જ રૂપતૃષ્ણા અને સંપત્તિ તરફ ખરેખરૂં ખેંચાણ કોનું છે, અને ઉદાસીન કોણ છે એ જાણે સ્વચ્છ આરસાના જેવું તેની સામે ઉભું રહ્યું; અને બની ગએલી બાબતોનો એકંદર સાર કાઢી જોઇ, નિમિષાર્ધમાં તે ભયાકુલ થઇ ગઈ. તુરત જ તે મન મોકળું કરી આંસુ ગાળવા માટે ત્યાંથી બીજી ઓરડીમાં ચાલી ગઈ. બિચારા વિલાસને પોતાનું તત્ત્વજ્ઞાનનું વ્યાખ્યાન શ્રોતા નાસી જવાથી વચમાં જ બંધ કરી ઘરનો રસ્તો પકડવો પડયો.

## પ્રકરણ ૨૫.

---



સંશય-પિશાચની પીડાથી વિજયાનું મન એટલું બધું વ્યગ્ર થયું હતુ કે તેને આ દુનિયા મનુષ્ય જીવનની ચેષ્ટા કરવાનું સાધન માત્ર લાગી. બનતા જતા એકેક પ્રસંગથી આ શિવાય જગતનો અને મનુષ્ય જીવનનો બીજો સંબંધ નથી આવી તેની સમજણ મજબૂત થઇ; અને તેથી તેને બે શિવાય બીજા ઉપાય સૂઝતા નહોતા. તે ઉપાય એ કે, કાંતો જીવન અને જગતની એકદમ તૂટાતુટ થાય અગર તો પર્વતના શિખર પરથી તુટી પડતી કડની માફક જીવન આ જગત ઉપરથી જેમ ધસરે તેમ ધસરવા દેવું આમાંના બીજા ઉપાયનું અવલંબન જ સર્વત્ર નજરે પડે છે અને એથી જ જીવનમાં જીવનત્વ આવેલ છે; આ બાબત જ્યારે વિજયાના ધ્યાનમાં આવી, ત્યારે થયું એ સારૂ જ થયું આમ મનનું સમાધાન માની લઇ તે રાત્રે તે નીરાંતે ઉંઘી ગઇ. બીજે દિવસે જયારે તે જાગૃત થઇ ત્યારે પોતાનું મન સ્વસ્થ અને શાંત થયાનું તેને જણાયું ચિત્ત ઉપર ચંચલતાનો કે વ્યગ્રતાનો લેશ પણ તેને જણાયો નહી. બારીમાંથી જ્યારે તેણે બહાર નજર નાંખી, ત્યારે ધુંસરૂ થએલું આકાશ તેને શ્રાવણ મહિનાના જેવું મેઘાલંકૃત લાગ્યું અને એથી એટલામાં જ પથારીમાંથી ઉઠવાની તેને ઇચ્છા થઈ નહી. દરરોજ ઉંઘીને ઉઠતાં જો સહેજ મોડું થતું, તો તેટલાથી પણ વિજયા શરમાયા જેવી થઇ જતી અને તેના જ મનની તેને બીક લાગતી. પણ આજ તો તેવો વિચાર પણ તેના મનમાં આવ્યો નહી. નહી તો પણ તેને

એવું તે શું કામ છે કે તે જો વખતસર વહેલી ન ઉઠે, તો થાય નહિ ? તો પછી હજુ બીજા બે કલાક પથારી પર આળોટવામાં શું બગડવાનું છે ? ઘરમાં જોઈએ તેટલા નોકર છે. જમિનદારીની ઉપજ પણ વ્યવસ્થાસર આવે છે. તો પછી આરામ અને સુખોપભોગમાં શા માટે ઓછું વેઠવું ? વિજયાને આજ આવા વિચાર સંતોષકારક લાગવા માંડયા. બહાર દરરોજ જોવામાં આવતી વૃક્ષ-વેલીઓનાં પાંદડાંનો લીલો રંગ પણ તેને આજ જૂદો અને મનોરમ જણાવા લાગ્યો. ઉપદ્રવ, અશાંતિ નિરૂત્સાહ એ તો જાણે તેને આજ ક્યાંય પણ જણાયાં નહીં અરેરે ! સુખ આટલું બધું પાસે હતું છતાં આટલા બધા દિવસે તે આજે વિજયાને જડયું. પણ–"

હૃદય પર આવી ચોંટી પડેલી આ ઉદાસીનતાને જ શાંતિ માની, પક્ષાઘાતગ્રસ્ત દરદીની માફક વિજયા હજુ પણ કેટલોક વખત સૂઇ રહી હોત; પણ પરેશની મા બારણામાં આવી તેને ખૂમો મારવા લાગી. રોજ સવારે અજવાળું થતાં પહેલાં ઉઠનારી વિજયા, હજુ ઉઠી નથી, એ જોઇ પરેશની મા તેને ખૂમો મારવા લાગી, અને જ્યારે વિજયા પથારીમાંથી ઉઠી, ત્યારે તેણે ખૂમો મારવી બંધ કરી. પ્રાતર્વિધિ આટોપી વિજયા નીચે આવે છે, ત્યાં જ તેના જાણવામાં આવ્યું કે, આજ રાસબિહારી પોતે આવેલ છે અને તે ઘર રંગવાના અને બહારના મંડપના કામપર દેખરેખ રાખે છે. લગ્નના હવે તો માત્ર ચાર જ દિવસ રહ્યા હતા. આ સ્મૃતિથી વિજયાના ચિત્તમાં ક્ષણવાર માત્ર ચિંતા થઇ આવી; પણ ફરી તેણે પોતાનું મન મજબૂત કર્યું અને તેણે ઠરાવ્યું કે હવે તે બાબતનો વિચાર જ કરવો

નહિ. જેમાં કાંઇ ફેરફાર થઈ શકે તેમ નથી, તેમાં હવે ન્યાય-અન્યાય, સારૂં-નરસું શોધી મનને વ્યગ્ર અને અસ્થિર કરવામાં શો ફાયદો ? આ તે પરમેશ્વરની જ ઇચ્છા, અને તે કલ્યાણપ્રદ જ હશે, એમાં કાંઇ શંકા નથી. પણ એટલામાં કોણ જાણે શું થયું. તેના કાન પાસે એ કલ્યાણપ્રદ ઇચ્છા સંબંધમાં જોરથી નકારની ઘંટાઓ વાગવા લાગી. હજુ આગળ ચાર પગલાં ભરતાં રાસબિહારીનું દર્શન થશે અને, વખત છે આ અપ્રિય વિષયની ચર્ચા ચાલૂ થશે, આવી બીકથી તે વચમાંથી જ પાછી ફરી અને ફરી મેડાપર આવી ક્ષણવાર સ્વસ્થ બેઠી. સમય કેમ ગાળવો, એજ તેને સૂઝયું નહિ. એટલામાં તેને પોતાની શાળા-સોબતીણીઓ સાંભરી અને તેમને પત્ર લખવા બેઠી. દયાળે જ્યારે તેને તેની બ્હેનપણીઓનાં નામ પૂછયાં હતાં, ત્યારે તેણે પોતાને કોઇ બ્હેનપણી નથી, આમ ક્રોધમાં કહ્યું હતું. પણ આજ તેણે સર્વ બ્હેનપણીઓને એકેક આમંત્રણપત્રિકા મોકલી સાથે પોતાના હાથનો લખેલો એકેક પત્ર પણ મોકલવાનું ઠરાવ્યું. આયુષ્યમાં પ્રથમ મિત્રસ્મૃતિ જ રમ્ય. તેમાં વળી અનેક સ્મૃતિવિશેષ પત્રો એવા મિત્રોને લખતી વખતે મનમાં જે કાંઈ લાગણીઓ થઇ આવે છે, તે તો જેની તેનેજ ખબર. અર્થાત્ એ પત્રો લખવામાં વિજયાનો કેટલો બધો વખત ઘણા આનંદમાં ગયો, અને એટલા સમયમાં મનને ત્રાસ આપનારો એક પણ વિકાર તેની પાસે આવ્યો નહિ. ઉલટો, સંતોષથી તેનો ચહેરો પ્રસન્ન થયો. આંખોમાંથી અજાણતાં આનંદાશ્રૂ પડી ગયાં, એ પણ તેના લક્ષમાં આવ્યું નહિ. એટલામાં પરેશની મા ફરી અંદર આવી અને બોલી, "બાઈ, ઉઠોને કેટલો બધો વખત થઇ ગયો ! ચાલો જમી લ્યો."

વિજયાએ એ સાંભળ્યું; પણ કાંઇ ન બોલતાં તે એકાગ્રતાથી સામેના પત્ર લખતી હતી. પત્ર લખી રહેતાં સુધી વાટ જોવા માટે પરેશની મા તેવી જ ઉભી રહી હતી. એટલામાં તે બોલી ઉઠી. "માઇ, પેલા ડૉકટર સાહેબ અહીંયાં આવે છે." તે સાથેજ વિજયાના હાથમાંની કલમ પડી ગઇ અને તે દાદર તરફ નજર ફેરવે છે ત્યાં તો પરેશ ખૂબ હસતો હસતો નરેંદ્રને લઇ આવતો તેને જણાયો. આજે તેને નરેંદ્રનો ચહેરો ઘણોજ સુકાઇ ગએલો જણાયો. અંદર આવતા જ "આપે તે દિવસે કેમ વારૂ મને ઓળખ્યો નહી, તે કહો જો." આવો વિજયાને પ્રશ્ન કરી તે એક ખુરશીપર બેઠો. નરેંદ્રનો ચહેરો, તેનો સ્વર, અને તેનું એકંદર શરીર વિકલાંગ થયાનો વિજયાને સંશય આવ્યો અને તે ભયચકિત દૃષ્ટિથી નરેંદ્ર સામું જોતી જોતી બોલી, "આપ શું માંદા હતા નરેંદ્રબ.બૂ?"

નરેંદ્ર સહજ બોલ્યો. "હા. પણ હવે તબીયત સારી છે. માત્ર બે જ દિવસ તાવ આવ્યો હતો; પણ તેટલાએ મને ઘણો જ અશક્ત કરી નાંખ્યો. એથી જ આ બાજુ આવી શકાયું નહી. હશે, પણ તે દિવસે મેં આપનો શો અપરાધ કર્યો હતો, તે કહો જો?"

વિજયા નરેંદ્ર સાથે કાંઇ પણ ન બોલતાં પરેશ પ્રત્યે બોલી, "પરેશ, જા બેટા નીચે જા અને તારી માને કહે કે, જલદીથી કાંઇક ફલાહારનું લઇ ઉપર આવે." પછી તેણે નરેંદ્રને કહ્યું, "સવારમાં કાંઇ ખાધું હોય તેમ જણાતું નથી."

"ના, નથી ખાધું. પણ મને તેની કાંઇ જરૂર નથી."

"આપને જરૂર નહી હોય, પણ હું આપને એમને એમ જમ્યા શિવાય જવા દેવાની નથી." આમ કહી પોતે વિજયા પણ નીચે રસોડામાં ગઇ અને થોડા જ સમયમાં એક ટાટમાં થોડું ખાવાનું અને એક પ્યાલાભર દૂધ લઈ ઉપર આવી. તેણે તે ટાટ નરેંદ્ર સામે મૂકયો અને પોતે પાસે જ અતિથિસત્કાર માટે ઉભી રહી. ધીમે ધીમે જમતાં નરેંદ્ર હસીને બોલ્યો, "આપ ઘણાં વિલક્ષણ જણાઓ છો? બીજાને ઘેર કોઇને ઓળખતાં પણ નથી, અને પોતાને ઘેર તો એટલાં બધાં ઓળખવા મંડી પડો છો કે, તેને જમાડયા શિવાય છોડતાં નથી. ઘણું આશ્ચર્ય કહેવાય! તે દિવસનું આપનું વર્તન જોઇ મને લાગ્યું કે, હવે તો આપ મારી મુલાકાત પણ લેશો નહી. અને એથીજ હું અત્યારે પરેશની મદદ લઇ હાજર થયો. પણ તેથી કાંઈ નુકસાન થયું નહી. થોડો ફાયદો જ થયો." આ સંબંધમાં વિજયા કાંઈ બોલી નહી. નરેંદ્ર ફરી બોલ્યો, "તાવ માત્ર એજ દિવસ આવ્યો. અને તે પણ બહુ આવ્યો હતો એમ નથી. પરંતુ, તેટલાથી હું ઘણો અશક્ત થઇ ગયો. ગમે ત્યારે પણ આપની મુલાકાત થશે, આવી મને ખાત્રી હોત, તો હું આટલો જલદીથી આપને મળવા પણ ન આવ્યો હોત. આટલા થોડા ચાલવાથી પણ હું થાકી ગયો છું." વિજયા હજુ પણ સ્તબ્ધ હતી. નરેંદ્રના આખરના શબ્દોથી તેનું મન દુઃખી થયું હતું. એટલામાં ખાવાનું પૂરું કરી કરી અને દૂધ પી નરેંદ્ર બોલ્યો, "ઘણું કરીને તો આપના જાણવામાં નહી આવ્યું હોય કે, મેં લશ્કરી નોકરી છોડી દીધી." આમ કહી નરેંદ્રે પોતાના ખીસામાંથી એક ગુલાબી રંગનું

પાકીટ કાઢ્યું અને તે ટેબલપર મૂકી તે બોલ્યો, "આપનાં લગ્નનું નિમંત્રણ મને મળ્યું. પણ આ લગ્ન સમારંભ જોવાનું ભાગ્ય મારા નસીબમાં નથી. કારણ કે, જે દિવસે લગ્ન, તેજ દિવસે મારે પ્રવાસ માટે આરંભ કરવો જોઇએ."

વિજયાનું અંતઃકરણ એકાએક ભયથી થરથર થવા લાગ્યું. તે બોલી, "આપ શું કહો છો, તે મારા ધ્યાનમાં આવ્યું નહી. ક્યાં જવાના છો આપ?"

"અમેરિકા—ત્યાંની એક વૈદ્યકીય કૉલેજમાં જંતુશાસ્ત્ર તરીકેની પ્રોફેસરની જગાપર મારી નીમણૂક થઇ છે. એક તો એ મારો મનપસંદ વિષય છે. બીજું નોકરી જ કરવાની છે, તો પછી જ્યાં પુષ્કળ પગાર મળે, ત્યાં પણ કેમ કરવી નહી? અને મારા જેવા એકલદુકલ મનુષ્યને બંગાળ શું અને અમેરિકા શું, બન્ને સરખાં જ. કોણ જાણે ફરી કદાચિત્ આપની અને મારી મુલાકાત પણ થશે નહી."

નરેંદ્રના આ આખરના શબ્દો બાણુની માફક એક પછી એક વિજયાના હૃદયપર પડવા લાગ્યા. આટલા દિવસ જે એક સંશયનો બિંદુ વિજયાના ચિત્તપર ફેલાતો જતો હતો, તેને આ વખતે વાચા ફૂટી. તે તત્ક્ષણે બોલી, "આપના એ વિચારને નલિની શું કબૂલ થઇ? અને કદાચિત્ તેણે કબૂલી દર્શાવી હશે, તો પણ આટલા જલદીથી આપ કેમ જાઓ છો, એ મારા લક્ષમાં આવ્યું નહી? આપે તેને આ બધી વાત સમજાવીને કહી, કે બીજું અમે તે કંઈ કહીને તેની પરવાનગી મેળવી?"

હજુ બીજા કેટલાયે પ્રશ્નોનો મારો વિજયા તોપના મારાની માફક વિજયાપર કરવાની હતી. પણ નરેંદ્ર વચમાં જ મોટેથી હસીને બોલ્યો. " સબૂર સબૂર! મારો આ વિચાર મેં કાંઇને કહ્યો નથી, એ ખરૂં-પણ " નરેંદ્રના આ હાસ્ય તરફ અને બોલવા તરફ દુર્લક્ષ કરી વિજયાએ પોતાનું બોલવું ફરી જોરથી ચાલૂ કર્યું. " છે છેહ્! એવું કદાપિ ન બને. આપ શું સ્ત્રીયોને પેટી-પોટલાં જેટલી જ યોગ્યતાનાં સમજો છો ? તેમની ઇચ્છા વિના જ તેમને ગાંસડીની માફક સ્ટીમર પર લઇ જશો ? નરેંદ્ર બાબૂ, તેની ઇચ્છા ન હોય, તો તેને ન લઇ જશો. અને તમે પણ તેની રજા શિવાય એટલે દૂર ન જશો. "

વિજયાના આ કથનમાં ચેષ્ટાનો અંશ નથી. પરંતુ પૂર્ણ ઉદ્વેગ છે એ જ્યારે નરેંદ્રના લક્ષમાં આવ્યું; ત્યારે તે સાહજિક જ મુંચવાઇ ગયો. આમાં કાંઇક રહસ્ય છે, આમ જ્યારે તેને લાગ્યું, ત્યારે તે વિજયા સામું જોઇ ખિન્ન સ્વરે બોલ્યો, " આ શી ગડબડ છે, એ કાંઇ મારા લક્ષમાં આવતું નથી! અહીંયાં આવતાં પહેલાં હું દયાળબાબૂને મળવા ગયો હતો, તો તે પણ આવું જ કાંઇ સંદિગ્ધ બોલ્યા. તેમના બોલવામાંનું તાત્પર્ય મારા લક્ષમાં કાંઇ જ આવ્યું નહી. અત્યારે આપ પણ એ જ કહો છો. ત્યારે એ શી હકીકત છે, તે આપ સ્પષ્ટ કહો જો ! "

નરેંદ્રના ચહેરાપર ક્ષણવાર માત્ર તીક્ષ્ણ નજર નાંખી વિજયા બોલી. " તેની સાથે લગ્ન સંબંધમાં આપને કાંઇ જ વાતચિત થઇ નથી ? "

આ ભાંજગડનો એક ઝટકામાં આ નિકાલ થયો હોવાથી, નરેં-

દ્રને જાણે પોતાની છાતીપરથી મોટા પત્થર ઉતરી પડયો હોય તેમ થયું. તે બોલ્યો. " કદાપિ નહી. "

શાથી, તે કોણ જાણે. પણ વિજયાનો ચહેરો લાલ થયો. બોલી, " પણ આપે તે સંબંધમાં વાતચિત કરી જોઇતી હતી. આપનો મનોદય તો અત્યારે સર્વના જાણવામાં આવી ગયો છે ! "

ખરેખર જ નરેંદ્રને અત્યારે કાંઇ સુઝયું નહી. તે થોડીવાર સ્તબ્ધ રહી બોલ્યો, " ક્યા કલ્પક મગજમાંથી આ ગપ હવામાં પ્રસરી, એનો હું વિચાર કરૂં છું; પણ એ અનિષ્ટનું મૂળ મને જડતું નથી. પોતે નલિની તરફથી તો એ ભૂલ થઇ શકે જ નહી. "

" કેમ ? "

" એક તો અમો બન્નેની જાતિ એક નથી. વળી હું ચુસ્ત હીંદુ, તો તે પક્કી બ્રાહ્મ. એટલે– "

" આપ શું જાતિભેદ માનો છો ? "

" હા. તે પર મારો વિશ્વાસ છે અને આ જંતુશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, ત્યારથી તો મારી મજબૂત ખાત્રી થઇ છે કે, એ જાતિભેદ ઘણોજ આવશ્યક છે. હિંદુઓમાં ભિન્ન જાતીઓનાં વધુ-વરોનાં લગ્ન થતાં નથી, એ શું તમે નથી જાણતાં ? "

" હું જાણું છું; પણ આપના જેવા સુશિક્ષિત ગૃહસ્થ– "

" હા. હું સુશિક્ષિત છું એટલા જ માટે મને જાતિભેદનું મહત્ત્વ અધિક લાગે છે. મેં કેટલાંક વર્ષ સંસર્ગજન્ય રોગોનાં જંતુઓનો અભ્યાસ કર્યો હોવાથી, મારી ખાત્રી થઈ છે કે, હિંદુઓની જાતિ–ભિન્નતા તો સમાજસંરક્ષક ઋષિઓની ખરેખર જ મોટી

બક્ષિસ છે. આહારવ્યવહારાદિ સંસર્ગથી રોગબીજ કેવી રીતે ફેલાય છે, એની તમને કલ્પના નથી. હૉટલ વિગેરે સ્થળે એકનો પ્યાલો બીજાના મોઢાને અને તેનો ટ'ટ બીજાની સામે આવવાથી અનેક રોગ આમથી તેમ કેવા ફેલાય છે; એ બધી હકીકત જો હું તમને સ્પષ્ટતાથી કહી બતલાવું, તો એ તમને ખરૂં પણ લાગશે નહી.–"

વિજયાને લાગ્યું કે, નરેંદ્ર જાતિભેદ અને રોગબીજની હકીકત નીચે ખરો મુદ્દો ઢાંકવાનો પ્રયત્ન કરે છે. આથી તે બોલી, "ભલે, જાતિની વાત છોડી દો. પણ બન્નેની જાતિ એક છતાં, ફક્ત ધર્મ ભેદ—પારમાર્થિક ધ્યેયનો માર્ગ ભિન્ન છે એટલા જ માટે લગ્ન કરવામાં શી હરકત છે? અને હિંદુ તરીકે આપને શાનું અભિમાન છે? આપ તો બહિષ્કૃત છો! બ્રાહ્મ છોકરી સાથે લગ્ન કરવામાં આપને શી હરકત છે? અને એટલું બધું જો આપને ધર્મનું અભિમાન હતું, તો તે બિચારીને પહેલેથી કેમ તે કહ્યું નહિ?" વિજયા આ પ્રમાણે નરેંદ્રને એક પછી એક પ્રશ્ન કરતી હતી, તે તેખતે 'તે બિચારી'ની સ્મૃતિથી તેનો કંઠ ભરાઇ આવ્યો અને આંખો પણ આંસુથી ભરાઇ આવી. એ બધું નરેંદ્રના જોવામાં ન આવે એટલા માટે તેણે બોલવું બંધ રાખી મોઢું પણ ફેરવ્યું. પરંતુ, તે નરેંદ્રના જાણવામાં આવ્યા સિવાય રહ્યું નહી. પરંતુ, આ લાગણી નલિની માટે કે પોતાને માટે છે, એ માત્ર તેના લક્ષમાં આવ્યું નહી. તે બોલ્યો, " તેને તેમ કહેવાનો મને શો અધિકાર છે?"

વિજયા તીક્ષ્ણ સ્વરે બોલી, " આપને શું સ્વકર્તવ્યની સ્મૃતિ કરાવી આપવી જોઇએ? છટ્! પુરૂષોની જાતિ જ નિષ્ઠુર!"

" હું નિષ્ઠુર છું કે કૃતઘ્ન, એની પરીક્ષાનો હજુ સમય જ આવ્યો નથી, અને તે આવશે પણ નહી. પણ આ પરીક્ષાનું હમણાં જ જે પરિણામ પ્રસિદ્ધ થયું, તેમાં માત્ર નિષ્ઠુર કોણ અને કૃતઘ્ન કોણ એ સારી રીતે મારા ધ્યાનમાં આવ્યું; અને એટલા જ માટે બંગાળ જેવી જન્મભૂમિને છોડી દૂરના પર મુલકમાં નાસવાનો હું પ્રયત્ન કરૂં છું. આ સંશયની પીડા વ્હોરતાં પહેલાં આપે જો નલિનીને પૂછ્યું હોત, તો આજ આમ પ્રશ્નોનો ઉપરાઉપરી મારો આપે મારા પર ન કર્યો હોત. કલકત્તાના એક બ્રાહ્મ ગૃહસ્થ સાથે એક વર્ષ પહેલાં જ નલિનીનાં લગ્ન ઠરેલાં છે, અને તે વાત નલિનીએ મારી ઓળખાણ થતાં તુરત જ મને કહી છે. એટલે દુનિયાના આ છેડાથી પેલા છેડા પર હું જઉં, તો પણ તેને હરકત કરવાનું આપને હવે કાંઇ પ્રયોજન રહ્યું નથી. "

ત્રિજાયા સંકોચથી બોલી, " કેમ? નલિનીની વાત જવા દો. પણ, એટલે દુર ન જશો, આમ હું કહું, તો તે આપ નહી સાંભળો ? "

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો એ નરેંદ્રને સૂઝ્યું નહી. એટલામાં તેની નજર પેલી ગુલાબી રંગની નિમંત્રણપત્રિકા પર ગઇ. તે ઉદ્વિગ્ન થઇ બોલ્યો, " આપનું કથન પણ મારાથી અમાન્ય કરી શકાય નહી. પણ મારો આખો ઇતિહાસ આપ જાણો છો ! મારા જીવનનું ધ્યેય પણ આપને ખબર છે ! પરદેશમાં તે સાધ્ય થવાનો થોડો ઘણો પણ સંભવ છે. પણ, સ્વદેશમાં મારા જેવા નિષ્કર્મ દીન દરિદ્રીએ દિવસો કાઢવામાં મારો પણ ફાયદો નથી; દેશનો પણ નથી ! "

થોડો વખત સ્તબ્ધ રહી વિજયા બોલી, " આપ દીન દરિદ્રી શેના ? સર્વ કાંઇ આપને છે. આપની સર્વ સંપત્તિ આપને જોઇએ ત્યારે પાછી લઇ જાઓ. "

" હા. મેં તેવી ઇચ્છા દર્શાવી હોત. પરંતુ, સંપત્તિ પાછી આપવાનો જેમ આપને અધિકાર પહોંચે છે, તેમ તે સંપત્તિ પાછી લેવાનો મને પહોંચતો નથી. "

ફરી વિજયાનો કંઠ ભરાઇ આવ્યો અને આંખોમાં પાણી પણ એકઠું થવા માંડયું. તે બોલી, " આપને તો જરૂર અધિકાર પહોંચે છે. બાબાના પત્રોમાંની હકીકત એટલામાં શું ભૂલી ગયા ? તમારે ઠેકાણે, જો એવો પ્રસંગ મારા પર આવ્યો હોત, તો તે પત્રોમાંના અક્ષરે અક્ષર પ્રમાણે વર્તવાનો મેં પ્રયત્ન કર્યો હોત.—પણ—આપ—" વિજયાથી આગળ બોલી શકાયું નહી. તે અધોમુખ થઇ નીચું જોવા લાગી. જાણે જમિન પર કોઇએ તેના ગત આયુષ્યનો ચિત્રપટ આંક્યો હોય, તેમ તે ઘણી જ કાળજીપૂર્વક જોવા લાગી. વિજયાના કથનનો ભાવાર્થ લક્ષમાં આવવાથી નરેંદ્ર પણ સ્તબ્ધ થયો. તેનું અંતઃકરણ પણ ભરાઇ આવ્યું. એક નિમિષાર્ધમાં પોતાના હૃદયમાં આમ ઉથલપાથલ થશે, આવી તેને કલ્પના પણ નહોતી. તે ખેદપૂર્ણ એક દીર્ઘ શ્વસ છોડી બોલ્યો, "વિજયા, ત્યારે તો નલિનીની માન્યતા કાંઇ ભૂલભરેલ નહોતી. તેના કથન પર મારો માત્ર વિશ્વાસ બેસતો નહોતો. મારા જેવા નિષ્કર્મ, વ્યવહાર-શૂન્ય અને દરિદ્રી તરૂણ તરફ એક કુમારિકાનું લક્ષ ખેંચાશે, આવી કલ્પનાજ મને થતી નહોતી. તેમાં પણ, તારા જેવી તરૂણીના સંબંધમાં એક સ્વપ્ન પણ મને ગાંડપણ લાગતું. વિજયા,

આવા અપ્રયોજક વિચાર તારા મનમાં ઉદ્ભવ્યા જ હતા, તો પછી મને તેનો હુકમ કેમ કર્યો નહી ?"

આજ આટલા દિવસોના પરિચયમાં નરેંદ્રના મોઢામાંથી 'વિજયા' આવા તુંકારાના શબ્દ બહાર પડતાં, અને તે શબ્દોમાં એવું કાંઇ માધુર્ય હતું કે, તે શબ્દો સાંભળતાં જ વિજયાનું આપાદ-મસ્તક શરીર સકંપ થયું. હૃદય ખળભળી ગયું અને આંખોમાંથી બહાર પડવા માટે આંસુ તૈયારી કરવા લાગ્યાં. છેવટે બન્ને હાથથી સાડીના છેડાવતી મોઢું ઢાંકી વિજયા અંદરને અંદર રડવા લાગી. નરેંદ્રની સ્થિતિ પણ એવી જ ચમત્કારિક થઈ ગઇ. એટલામાં દયાળ બાબૂ ત્યાં આવ્યા. પણ, તે આ બન્નેના જાણવામાં આવ્યું નહી. બન્નેની આ સ્થિતિ જોઇ દયાળ બાબૂ ક્ષણવાર મુંઝવાઈ ગયા. પછી, જે કોચ પર વિજયા બેઠી હતી, તેજ કોચપર તેની પાસે બેસી, તેની પેઠ પર વત્સલતાથી હાથ ફેરવતાં દયાળ બાબૂ કોમલ સ્વરે બોલ્યા, " બેટા, વિજયા—"

પોતાની પાસે જ દયાળ બાબૂ બેઠેલા છે, એ વિજયાના ધ્યાનમાં આવ્યું, અને પોતાની આવી લજ્જાસ્પદ સ્થિતિ તેમની નજરે ન પડે એટલા માટે તે બનીશકતું મન મજબુત કરવા લાગી. પરંતુ દયાળનો હાથ પીઠ પર ફર્યો અને તેમના મોઢામાંથી 'બેટા' આવા અક્ષરો નીકળતાં જ તેનું મનોબળ ઢસળી પડયું અને તે દયાળ બાબૂના ખોળામાં માથું નાંખી રડવા લાગી. તેને આ વખતે પોતાના મૃત પિતાની સ્મૃતિ થઇ આવી અને તેનું હૃદય અધિક જ વિગલિત થયું. ખોળામાં માથું નાંખી પડેલી વિજયા અને સામે અશ્રુભારાક્રાંત બેઠેલો નરેંદ્ર, એ બન્નેને જોઇ પ્રેમાળ દયાળ બાબૂની

આંખો પાણીથી ભરાઈ આવી. બન્નેનો સઘળો ઇતિહાસ તેમના જાણવામાં હતો. વિજયાની પીઠપર હાથ મૂકી તેઓ બોલ્યા, " વિજયા, આ બધું મારી જ ભૂલનું પરિણામ. આ અનિષ્ટ મારી જ ગેર સમજુતીથી થયું. અત્યાર સુધી હું નલિની પાસે આજ વાતચિત કરતો બેઠો હતો. તે સઘળું જાણતી હતી. નરેંદ્રનું મન માત્ર તારા—પણ મારી માન્યતા જુદી થઈ અને મેં તને ઉલટું કહ્યું. મારે લીધે જ આ અનર્થ થયો. "

ધીમે ધીમે ઘડીયાળમાં ત્રણ વાગ્યા. ત્રણે જણ સ્તબ્ધ, ઉદ્વિગ્ન અને ખિન્ન થઇ બેઠાં હતાં. વિજયાના હૃદયપર પડેલો દુઃખનો બોજો, આ સ્થિતિથી જો કે હલકો થયો નહી, તો પણ આટલો સમય તે બોજો ખેંચેલો હોવાથી તેનું હૃદય કાંઇક રીઢું થયું હતું. ઘણો જ વખત થયો, પણ કોઇના તરફથી પણ સ્તબ્ધતાનો ભંગ થયો નહી. ત્યારે થોડી વારે દયાળ બાબૂ બોલ્યા, " આને માટે કાંઇ ઉપાય નથી વિજયા ? "

વિજયા પૂર્ણ ઉદાસીનતાથી બોલી, " કાંઇ નહી. પ્રાણત્યાગ સિવાય બીજો કાંઈ જ ઉપાય નથી. "

ભયચકિત થઇ દયાળ બોલ્યો, " હાં હાં. બેટા એ શું બળતું જ બોલી ? કાંઇ યુક્તિ—"

" ના ના. યુક્તિ વિગેરે કાંઇ નથી. હું તેમને મારા શબ્દ આપી ચૂકી છું, દયાળ બાબૂ ! મરણ સિવાય હવે બીજો શો ઉપાય છે ? " આ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં જ વિજયાનો કંઠ ભરાઇ આવ્યો અને ફરી આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. દયાળને પણ કાંઈ સુઝયું નહી. તે માત્ર તેની પીઠ પર હાથ ફેરવતો હતો.

એટલામાં પરેશ અંદર આવી બોલ્યો, "માશી ત્રણ વાગી ગયાને! હજુ જમવું નથી?"

વિજયાએ ઉઠી થોડું જમી લેવું આમ દયાળ બાબૂ તેને સમજાવવા લાગ્યા. પણ વિજયા જગા પરથી બિલકુલ હાલી-ચાલી નહી. એટલે પરેશ રડવા જેવો થઇ બોલ્યો, "માઇ, તમે નહી જમો, તો હું પણ ભૂખ્યો રહીશ. મા પણ નહી જમે." દયાળ બાબૂના ઘણા ઉપદેશ કરતાં પરેશના આ દીન શબ્દોનું પરિણામ વિજયા પર તુરત જ થયું. પોતાને માટે બિચારો આ છોકરો ભૂખ્યો રહેશે, એ જોઇ તે જમવા ઉઠી. વિજયા નીચે ગયા પછી દયાળબાબુ નરેંદ્રને પોતાને ઘેર જમવા માટે લઇ ગયા.

## પ્રકરણ ૨૬.



કચેરીને લગતાજ એક ઓરડામાં તે દિવસે સંધ્યાકાળે રાસબિહારી અને વિલાસબિહારીને લગનના સંબંધમાં વિજયા સાથે કેટલી બધી વાર સુધી વાતોચાલી હતી. એ માંગલિક કાર્યની ઘણીજ ચર્ચા થયા પછી, તે પિતાપુત્ર ઘેર ગયા અને વિજયા ઉપર દિવાનખાનામાં ગઇ. વિજયા દિવાનખાનામાં આવી જુએ છે તો દયાળબાબૂ એક ખુરશીપર એકાગ્રતાથી નિશ્ચલ થઇ બેઠા હતા. દયાળબાબૂ એટલા બધા વિચારમાં મગ્ન થઈ ગયા હતા, કે વિજયા આવી તે તેમના ધ્યાનમાં આવ્યું નહી. દયાળબાબૂને અહીં આવે

કેટલીવાર થઇ; તે વિજયા પણ જાણતી નહોતી. દયાળબાબૂ અત્યારે કેમ આવ્યા હશે, એ સંબંધમાં વિજયાના મનમાં કુતૂહલ ઉત્પન્ન થયા શિવાય રહ્યું નહી. પણ, અત્યારે તેને ખૂબ ભૂખ લાગી હતી, તેથી તે પહેલાં સીધી નીચે રસોડામાં ગઇ અને જમી પરવારી લગભગ અર્ધે કલાકે પાછી આવી, તો પણ દયાળબાબૂ બેઠેલા જ હતા. તે જોઇ તેનું આશ્ચર્ય અધિક જ વધ્યું. તે ગઇ એની દયાળપાસેજ જઈ ઉભી રહી. તેને જોતાં જ દયાળબાબૂ બોલ્યા, "તારીજ વાટ જોતો હતો બેટા."

વિજયા બોલી, "ત્યારે મને બોલાવી કેમ નહી ?"

"તું પેલાઓની સાથે વાત કરતી હતી, એટલે મેં ધાર્યું કે પછી જ બોલાવીશું. વારૂ પણ વિજયા, કાલે દસ વાગતાં તારે મારે ગરીબને ઘેર પધારવું જ પડશે. જમવા માટે આવવું જ પડશે. કલકત્તે હોત, તો આ લગ્ન સંબંધમાં તને કેટલાંયે વાયણાનાં આમંત્રણો પર આમંત્રણો આવ્યાં હોત. પણ અહીંયાં તને કોણ બોલાવે ? માટે એ નિમિત્તે પણ તારે મારા ઘરનો મીઠું રોટલો સ્વીકારવો જ જોઇએ. ખાસ તેટલા માટેજ આટલે બધે દૂર આવ્યો. હા, તાપમાં આવવાનો તને જરા ત્રાસ પડશે ખરો, પણ મેં પાલખીની વ્યવસ્થા કરી છે. વખત થતાં જ પાલખી અહીંયાં મોકલીશ."

દયાળનો આગ્રહ અને તેનો પ્રેમ જોઈ વિજયાની આંખો પાણીથી ભરાઇ આવી. તેને ઘેર જમવા જવા માટે વિજયાને કાંઈ હરકત ન હોતી. પણ, આ લગ્ન તે એક વિટંબના રૂપ છે, આવી તેની ભાવના થઇ હોવાથી તેના મનમાં કોઇ પણ જાતનો ઉત્સાહ રહ્યો નહોતો. તો પછી, આ લફરૂં પણ શા માટે વળગાડવું ? આવા વિચાર તેના

મનમાં આવવા લાગ્યા. એટલામાં દયાળે કહ્યું, "વિજયા, હું ત
કોઇ પણ તકરાર સાંભળીશ નહી. તારે આવવુંજ પડશે. ઘેર
અત્યારે જે આટલો દૂર એટલામાં પગ તોડતો આવ્યો છું, તે ન
સાંભળવા માટે નહી."

વિજયાએ જોયું કે ડોસાનો શબ્દ ઉથાપાશે નહી. વળી
એ ઘડી આનંદમાંજ જશે. તે બોલી, "જરૂર, હું આવીશ. ચ
તેની ચિંતા ન કરશો. આપે અહીં આવી મને ન કહેતાં ?
ચીઠી મોકલી હોત, તો પણ હું આવી હોત."

"નારે ના, બેટા. આવા માંગલિક કાર્યમાં કયાં ચીઠી મે
લાય ? ઠીક ત્યારે, હું જાઉં છું. વખત થશે એટલે પાલખી મોકલી
ભૂલીશ નહી, હાં!"

વિજયાએ દયાળની ખાત્રી થાય એવો હકાર દર્શાવ્યો. પરં
દયાળબાબૂનો આટલો બધો આગ્રહ જોઇ તેના મનમાં સં
આવવા લાગ્યો. આ પહેલાં દયાળે તેને કદાપિ જમવામાટે બોલા
નહોતી. આજ બોલાવવાનું પ્રબળ કારણ હતું, એમાં તો શં
નથી. પણ દયાળબાબૂ જેવા બ્રાહ્મ ગૃહસ્થ હિંદુઓની વાયા
દેવાની રૂઢિ પાળે, એટલુંજ નહી, પણ તેટલા માટે વિલક્ષણ આગ્ર
દર્શાવે, એ વિજયાને થોડુંક ચમત્કારિક લાગ્યું; અને એટલા થો
સમયમાં તેમણે પાલખીની પણ વ્યવસ્થા કરી, એ જાણીને તો તે
ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. વિજયાનું મન આમ દ્વિધા અને સંશયભર
હતું, છતાં તે હસીને બોલી, "બીજાં કોને કોને બોલાવ્યાં છે ?"

દયાળે કહ્યું, "કોને બોલાવે, બેટા! પચાસ માણસ
બોલાવવા જેવી મારી સ્થિતિ પણ ક્યાં છે ? હા, દસ પાંચ ગૃહસ્થો

બોલાવ્યા છે. તેમાં તારી ઓળખાણના તો રાસબિહારી અને નરેંદ્ર એ બેજ છે. વારૂ આવજે ત્યારે બેટા. પાલખી આવે એટલે જરૂર આવજે. ”

દયાળ ગયા પછી વિજયા એક આરામ ખુરશી પર બેઠી, દયાળ બાબૂનું આમંત્રણ કાંઇ મહત્ત્વની બાબત નથી, આમ તેને લાગતું હતું છતાં પણ તે સંબંધમાં તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. દયાળના આ નિમંત્રણમાં કાંઇ સારો નરસો હેતુ તો નહી હોય ને? આવો પણ એક સંશય તેના ચિત્ત પર ઉદ્ભવ્યો અને તેણે ઘણી ખરી તે રાત્રિ એવા વિચારોમાં ક્યારેક તંદ્રાવસ્થામાં તો કયારેક સ્વપ્નાવસ્થામાં ગાળી. બીજે દિવસે સવારે આઠ વાગે સ્નાન કરી ઇચ્છા નહોતી છતાં વિજયાએ ઉત્તમ પોષાખ પહેર્યો અને દયાળ બાબૂને ત્યાંથી આવનારી પાલખીની વાટ જોવા લાગી. આ સમયે ઘર બહાર ચાલતી લગ્નસમારંભની ગડબડને લીધે, ત્યાંથી ક્યારે દયાળ બાબૂને ત્યાં જઉં આમ વિજયાને થયું હતું. પરંતુ, દસ વાગી ગયા તો પણ દયાળ બાબુની પાલખી આવી નહી. સવારે તેણે માત્ર દૂધ જ લીધેલું હોવાથી અત્યારે તેને ભૂખ પણ લાગી. તેણે પરેશની માને બોલાવી કાંઇક ખાવાનું માગ્યું, ત્યારે તેણે સંકોચથી કહ્યું, “ માઇ, પાલખી હમણાં જ આવશે. પછી ત્યાં ગયા પછી જમશો શું? જો ત્યાં આપ સારૂં નહી જમો, તો બિચારા દયાળ બાબુને ઘણું ખોટું લાગશે. તેમણે તમારી સાથે મને પણ આવવાનું કહ્યું છે. જોઇએ તો બીજું દૂધ થોડું ગરમ કરી લાવું ? ” વિજયાએ આનો કાંઈ જવાબ આપ્યો નહી. પરેશની માએ થોડી વારમાં આણેલું દૂધ પી ફરી તે વિચારમગ્ન થઇ. દયાળ બાબૂનો

બિચારાનો ગરીબાઇનો સંસાર એટલે જમવાની તૈયારી કરવામાં સમય લાગે એ પણ સહાજિક જ છે આમ તેને લાગ્યું. કદાચિત્ દયાળ બાબૂ ભૂલી તો નહી ગયા હોય ને? આવી પણ એક શંકા તેના મનમાં આવી. પરંતુ એટલામાં સાડા અગીઆર વાગ્યાના સુમારમાં પરેશ દોડતો દોડતો દિવાનખાનામાં આવ્યો અને થાકી ગએલા સ્વરે બોલ્યો, "માઇ, પાલખી આવી! માઈ, પાલખી આવી!"

ઘરમાંથી બહાર નીકળી પરેશની મા સાથે પાલખીમાં બેસતાં વિજયાને બાર વાગ્યા. રાસબિહારી આ વખતે ત્યાં જ મંડપના કામ પર દેખરેખ રાખતો હતો. તે પાલખી પાસે આવી સહાસ્ય સ્વરે બોલ્યો, " ભલે, દયાળે આટલો બધો ખર્ચ કરવાનો વિચાર કર્યો! સંધ્યાકાળના સુમારે મને પણ તેણે ભોજન માટે બોલાવ્યો છે. વિજયા, ત્યાંથી આવતાં રાત પડે, તો સાથે ફાનસ લેતી આવજે."

લગભગ દોઢ બે કલાકે વિજયાની પાલખી તે દિઘડા ગામના નરેંદ્રના ઘર પાસે-બ્રાહ્મમંદિર પાસે-આવી પહોંચી. બારણામાં જ આમ્ર-પલ્લવનો નાનો મંડપ બાંધેલો હતો અને બે બાજુએ બે કેળના થાંભલા ઉભા કર્યા હતા. તેને લગતા જ મૃત્તિકાના જલકલશ ભરી મૂક્યા હતા. વિજયા ઘરમાં જઇ જુએ છે તો દિઘડા વિગેરે ગામડાના કેટલાક ગૃહસ્થો બેઠેલા હતા, અને તેઓની સાથે વાતો કરવામાં દયાળબાબૂ ગુંથાએલા હતા. એટલામાં વિજયાને જોતાં જ તે ડોસાના જીવમાં જીવ આવ્યો અને તે એકદમ ઉતાવળથી ઉઠી તેને સામા લેવા ગયા. આ વખતે વિજયા એટલી બધી મુંઝવાઇ ગઇ હતી કે, તેની તેને જ કલ્પના જ નહોતી. ઉપર આવ્યા પછી, તે રીસાયા જેવું કરી દયાળને કહેવા લાગી, " આજ કે તમારૂં કસ

વાગ્યાનું આમંત્રણ ? હમણાં બોલાવવા આવશે, હમણાં બોલાવવા આવશે, એમ કરતાં કરતાં તો ભૂખથી પ્રાણે વ્યાકુળ થઇ ગયા !"

દયાળબાબૂ સ્નેહાર્દ્ર કંઠે બોલ્યા, "બેટા, આજ તને જમવાનો તો ઘણો વખત છે ! આજનો દિવસ આ પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાય વિગેરે ગૃહસ્થો જે કહે, તે તારે સાંભળવું જોઇએ." દયાળના આ શબ્દો અને ઉપર આવ્યા પછી દિવાનખાનામાં જ્યાં ત્યાં અસ્તાવ્યસ્ત પડેલો લગ્નનો સામાન, આ બધું જોઇ વિજયાના અંતઃકરણમાં ધ્રાસકો પડયો. ક્ષણવાર માત્ર તેનો ચહેરો રક્તહીન અને ત્રસ્ત થયો. એટલામાં દયાળ બોલ્યા, "બેટા વિજયા, આજ તારાં લગ્ન. મુહૂર્ત પણ ઘણું સારૂં મળ્યું છે. ભટ્ટાચાર્ય કહે છે કે, આ લગ્ન માટેજ પંચાંગકારે આ મુહૂર્ત કાઢયું હોવું જોઇએ."

ઘણાજ થોડા વખતમાં વિજયા શાંત અને ગંભીર થઇ. ધીમે ધીમે તેનો ચહેરો પહેલાં કરતાં પણ અધિક કાંતિમાન્ જણાવા લાગ્યો. તે બોલી, "આપ શું હિંદુપદ્ધતી પ્રમાણે લગ્ન કરશો, દયાળબાબૂ ?"

દયાળે કહ્યું "હિંદુ લગ્ન શું, લગ્ન નથી બેટા ! આ સાંપ્રદાયિક અભિમાનથી મારી સ્થિતિ પણ થોડી મુંઝાયા જેવી થઇ હતી. અને કાલે આખો દિવસ એજ કોકડું હું ઉકેલતો હતો. પણ આશ્ચર્ય એ કે, નલિનીએ ઘણાજ થોડા વખતમાં મને સમજાવી દીધો. તેણે કહ્યું "મામા, વિજયાના બાપેજ જો તેને નરેંદ્રના હાથમાં આપી છે, તો પછી તેને અપાત્રે આપશો, તો કેટલો બધો અધર્મ થશે ? બ્રાહ્મ વિવાહનો ઢોંગ કરી તેને બીજાને સ્વાધીન કરવાનું પાપ ટાળવું હોય, તો આ લગ્ન હિંદુ પદ્ધતીથી જ કરવાં જોઇએ. સરળ બાળભાષામાં એકાદ મહર્ષિએ મંત્રોચ્ચાર ન કરતાં, તેજ બાબ-

તને સંસ્કૃત ભાષાનો મંત્ર એક શુક્લજી બોલ્યા, તો તેટલાથી કાંઇ 'લગ્ન' આ તત્વને બાધ આવતો નથી !" નલિનીનું આ કથન સાંભળી મારો ભ્રમ એકદમ દૂર થયો. અને ખરેજ વિજયા, પરમેશ્વર આપણી સાંનિધ્યમાં જ છે, આવી તો આપણે માત્ર લવારીજ કરીએ છીએ. પરંતુ, તે ખરેખર જ પાસે છે આવી ભાવનાથી તું, હું, રાસબિહારી કે વિલાસબિહારી કોઇપણ વર્તીએ છીએ ખરા? પ્રત્યક્ષ વ્યવહારમાં આપણે તો જાણે પરમેશ્વરનું અસ્તિત્વજ વિસરી જઇએ છીએ. તારા મૃત પિતાની આજ્ઞા શું અમે બધાએ ભૂલી જવી? જો એ વાત ભૂલી જવાની હોય, તો પરમેશ્વર વિગેરે કાંઇ નથી, માત્ર સ્વાર્થ, પૈસા, સંપત્તિ અને રૂપ-તૃષ્ણા, એજ આપણા દેવ છે, આમ આપણે કહેવું જોઇએ! એ તો ઠીક પણ નરેંદ્રનો તારાપર અને તારો નરેંદ્રપર પ્રેમ છે, આ વાત પણ હવે કાંઇ અજાણી રહી નથી. મેં નલિનીને કહ્યું, "નલિની, એ બધું ખરૂં. પણ વિજયા પોતાના શબ્દ રાસબિહારીને આપી ચૂકી છે, તેનો શો રસ્તો?" ત્યારે તેણે કહ્યું, "મામા, ઘણી વખત 'હા' આ શબ્દ હજાર વખત 'ના' કહેવાના જેટલાજ અર્થનો હોય છે; અને ઘણી વખત 'ના' શબ્દ 'હા'ના અર્થનો હોય છે. રાસબિહારી અને વિલાસબિહારીએ તેનાપર જે જૂલમ કર્યો, તેનો તમે કેમ વિચાર કરતા નથી? વિજયાએ મોઢેથી 'હા' કહી, પણ તેનો અંતર્યામી તો 'ના, ના' જ કહેતો હતો ને? તો પછી ખરૂં શું? પરમેશ્વરનું કે આપણું?" વિજયા, નલિનીનું આ કથન સાંભળી હું ઘણો જ આશ્ચર્યચકિત થયો. ખરેજ વિજયા, સત્ય, શાશ્વત સત્ય, આમ કહી આપણે ઘણી બૂમાબૂમ કરીએ છીએ. પણ તે બધોએ દંભ. અંતઃક-

રણુ તદ્દન કોરૂં. નરેંદ્રે પણ આવું જ એક વખત કહ્યું હતું. મનુષ્યની પરીક્ષા તેના આત્મિક તેજ ઉપરથી કરવી જોઇએ. મોઢેથી માત્ર બડબડાટ કરવાથી કાંઇ જ ચાલે નહી, આમ તેણે કહ્યું હતું; અને એજ ખરૂં છે. આપણા બ્રાહ્મો-ની ભક્તિ, અર્થાત્ તે નિરાકારનો વાદ અને સાકરની મશ્કરી. આપણા અંતઃકરણમાં શ્રદ્ધા ચીજને તો સ્થાન જ નથી. બીજાની શ્રદ્ધાપર આઘાત કરવાનું મહત્પાપ કરવું, એને જ આપણે પુણ્ય કર્મ માનીએ છીએ. નરેંદ્રનું આચરણ કેવું સ્પષ્ટ, સરળ અને તેજોમય છે એનો તું જ વિચાર કરી જો!"

વિજયા દયાળબાબુના આ ભાષણથી ચિત્રવત્ સ્થિર થઇ ગઈ હતી. મૃગજળની પાછળ દોડતાં દોડતાં, જેમ કોઇ એકદમ ચટક દેતી ઠંડા પાણીની ઝારી મોઢા આગળ ધરે, આવી તેના અંતઃકરણની સ્થિતિ થઇ હતી. એટલામાં ત્યાં નલિની આવી. તે ગળગળી થઇ બોલી. "આવ વિજયા, અમે તારી જ વાટ જોતાં હતાં. પહેલાં અંદર ચાલ. આજ તો તને પીઠી ચોળી, તારે હાથે મીંઢળ બાંધવું જોઇએ." આમ કહી વિજયાનો હાથ ઝાલી નલિની તેને અંદર લઈ ગઇ.

થોડી જ વારમાં વિજયા વધૂ વેષે મંડપમાં આવી અને લગ્ન ક્રિયાનો આરંભ થયો. જૂની પદ્ધતી પ્રમાણે લગ્નકાર્ય વિધિપૂર્વક ચાલેલું જોઇ એકઠા થએલા ચાર ગૃહસ્થોને પણ ઘણો આનંદ થયો.યોગ્ય સમય થતાંજ વિજયાએ નરેંદ્રના ગળામાં વરમાળ આરોપી અને એવી રીતે તેણે પોતાના બાપની આજ્ઞા પૂર્ણ રીતે પાળી. આજ સમયે અસ્તાચલે જતા સૂર્યનું એક લાલ કિરણ વિજયાના મુખ

ઉપર આવી પડયું. ત્યારે આ પોતાના પિતાએ પોતાને આશીર્વાદ આપ્યો, આમ તેણે માન્યું. કન્યાદાન વિજયાના એક દૂરના સગાએ કર્યું. નરેંદ્ર તરફથી પૂર્ણચંદ્ર ગંગોપાધ્યાય હતા જ. લગ્નવિધિ પૂર્ણ થઇ વધૂ–વર–હસ્તે શાલીગ્રામ–પૂજા ચાલતી હતી, એ વખતે સભામાં રાસબિહારી આવી દાખલ થયો. નિમિષાર્ધમાં સઘળી હકીકત તેના લક્ષમાં આવી અને નિરાશાના આઘાતથી તેની પ્રાણુ–જ્યોત સકંપ થઇ. રાસબિહારી અંદર આવતાં જ દયાળબાબૂ તેની સામે હાથ જોડી બોલ્યા. " આવો રાસબિહારી બાબૂ, બેસો. ઇશ્વર કૃપાથી શુભ કાર્ય નિર્વિઘ્નપણે પાર પડયું. આપે હવે મનમાં કાંઇ પણ ન લાવતાં આ બન્ને વધૂ-વરને આશીર્વાદ આપવો જોઇએ. "

પ્રમુખસ્થાને રાસબિહારી બેઠો. પણ શો આશીર્વાદ આપવો એ તેને સુઝયું નહી. મહાકષ્ટે પોતાની મનોવ્યથા દાબી તે બોલ્યો. " છેવટે વનમાલીની છોકરીનાં લગ્ન હિંદુ–પદ્ધતી મુજબ જ થયાં ! દુર્દૈવ બ્રાહ્મ ધર્મનું ! "

દયાળે શાંતતાથી કહ્યું, " હિંદુ ધર્મ શું લગ્નમાંનું લગ્નત્વ નષ્ટ કરે છે ? "

રાસબિહારી કઠોર સ્વરે બોલ્યો, " ના, એ ખરૂં; પણ વનમાળીને હિંદુઓના ત્રાસને લીધે જ પોતાની આખી જિંદગી કલકત્તામાં ગાળવી પડી, એ પણ વિજયા એટલામાં વિસરી ગઇ ? "

નલિની પાસે જ ઉભી હતી હતી. તે વિજયાનો પક્ષ લઇ બોલી, " વિજયા કાંઇ ભૂલી નથી. પોતાના સ્વર્ગસ્થ પિતાની આજ્ઞા તેણે

અક્ષરે અક્ષર પાળી છે. વનમાલીબાબુની શી ઇચ્છા હતી, એ આપ ભૂલી ગયા; વિજયા ભૂલી નથી. "

નલિની ઉપર ક્રુદ્ધ દષ્ટિ ફેંકી રાસબિહારી સભામાંથી ઉઠયો. તે સાથેજ નલિની બોલી ઉઠી, " લગ્નમાં આવી, આપ શું ગળ્યું મોઢું કર્યા શિવાય જ જશો કે ? આપ જમીને જાઓ ! "

આ છોકરીનું ગળું દાબવું; આટલો બધો રાસબિહારીનો ક્રોધ અનિવાર્ય થયો. દારૂણ નિરાશા, ભયંકર ઉદ્વેગ અને કઠોર વિપન્નતા, એના બોજાના ભારોભાર લઇ રાસબિહારી એકદમ ત્યાંથી ચાલતો થયો.

